શ્રી આનન્દ-ઘનજી મહારાજ વિરચિત-

# શ્રી-આનન્દ-ઘન-ચોવીશી.



અવતરણો, શીર્ષક શબ્દાર્થ ગાથાર્થ ભાવાર્થ
ટીપ્પણ સક્ષિપ્ત સૂચન ક્વચિત્ પ્રમાણો
વિગેરેથી સુગમ અને સક્ષિપ્ત —

પ્રભુદાસ બેચરદાસ પારેખની પ્રમોદા
નામની વિવેચના યુક્ત ]

માગરોળ નિવાસી:-શેઠ કેશવજીભાઇ નેમચંદભાઇ
તરફથી તેમના સ્વર્ગસ્થ સુપુત્ર નરોત્તમદાસ
ભાઇના શ્રેયોડર્થે વાત્સલ્ય પૂર્વક
શ્રી ચતુર્વિધ જૈન સંઘને ભેટ

મૂલ્ય પારમાર્થિક જ્ઞાન પ્રાપ્ત કરવામા તત્પરતા

પ્રકાશક –
પ્રભુદાસ બેચરદાસ પારેખ
રાજકોટ

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦

વીર સંવત ૨૪૭૬ વિક્રમ સંવત ૨૦૦૬ સન ૧૯૫૦

મુદ્રક
ગોવિન્દલાલ મોહનલાલ જાની
શ્રી દીક્ષા પ્રિન્ટરી રતનપોળ અમદાવાદ

# પ્રાસઙ્ગિક

પૂજ્યપાદ શ્રી આનન્દઘનજી મહારાજની ચોવીશી ઉપર પંડિતજીએ શબ્દાર્થ ભાવાર્થ આદિ જે કાંઈ લખ્યું છે, તે વર્તમાન કાળે આરાધક આત્માઓ માટે નિ:શઙ્ક-પણે અતિશય ઉપયોગી છે યોગીરાજના સ્તવનને નામે જુદા જુદા વિવેચનકારો જ્યારે પોતપોતાને ઇષ્ટ માન્યતાની સિદ્ધિમા આ સ્તવનોનો કેટલો દુરુપયોગ કરતા જણાઈ આવે છે, એ સંજોગોમા આ અર્થો એક શ્રદ્ધાળુ મહાશયના હાથે સ્તવનોના મૂળ આશયને સ્પર્શીને બહાર પડે છે, એ વિશેષ ઈચ્છવા યોગ્ય છે

કેટલાક લેખકોનુ મન્તવ્ય એવું છે, કે "શ્રી આનન્દઘનજી મહારાજ નિશ્ચય નયનેજ સાચો માને છે, અને વ્યવહાર નયને સર્વથા અસત્ અને ઔપચારિક માને છે " તે મન્તવ્ય મૂળ સ્તવનોની કડીઓ જોતાંજ ખોટી ઠરે છે જેમકે —

"સુ-વિધિ જિનેશ્વર પાય નમીને *શુભ-કરણી એમ કીજેજી "

---

* આજે કેટલાક અણુસમજુ લોકો—શુભ અને શુદ્ધ ની ભાંજગડમાં લોકોને ઉતારી તેને સન્માર્ગથી ચલિત કરે છે તેઓ કહે છે કે—' શુભથી તો માત્ર પુણ્યબંધજ થાય, અને શુદ્ધથી ધર્મ થાય માટે શુભનું આચરણ જરૂરનું નથી વિગેરે ', શાસ્ત્રોમાં જુદી જુદી અપેક્ષાએ—નયવાદની અપેક્ષાએ ધર્મની જુદી જુદી અનેક વ્યાખ્યાઓ આવે છે અને દરેક યથાસ્થાને સમ્મત પણ

આ આખુ સ્તવન કેવળ નિશ્ચય નયનેજ પારમા
ર્થિક માનનારાઓએ ખાસ ધ્યાનપૂર્વક વાચવા જેવું છે, અને

---

હોય છ અનિમપુદ્ગલ પરાવર્તનમાં જીવ પ્રવેશ કરે ત્યારથી પણ
તેને ધર્મી કહ્યો છે પહેલુ ગુણ સ્થાનક છતા પરે ી દૃષ્ટિ ચોમની
દૃષ્ટિ કહી છે માર્ગાનુસારીને પણ અપેક્ષાએ ધર્મી કહ્યો છે સમ
કીતીને પણ અપેક્ષાએ ધર્મી કહ્યો છે એજ પ્રમાણે દેશ વિરતિધરને
સર્વ વિરતિધ ને અ પ્રમત્ત સર્વવિરતિધરને શ્રેણિ આરુઢને, ઉપશાંત મોહીને
ક્ષીણ મોહીને કેવળીને, અયોગીને શૈલેશી કરણગતને અને કેવટ
સિદ્ધ ભગવતનેજ જે જે અપેક્ષાએ ધર્મી કહ્યા છે તે તે અપેક્ષાએ
તેના પૂર્વની અવસ્થાવાળા જીવો ધર્મી નથી, પણ અધર્મી છે એમ
અર્થાત્ કહેવામાં હરકત નથી

એજ પ્રમાણે—શાસ્ત્રકાર ભગવંતો એકજ વિચાર જુદી જુદી
અનેક રીતે અને અનેક પરિભાષાઓથી એની એ વસ્તુ સમજાવે છે
કેમકે—ભિન્ન ભિન્ન રુચિ અને લાયકાતવાળા શ્રોતાઓને ઉદ્દેશી
જુદી જુદી ઉપદેશ શૈલી અને પરિભાષા મારફત રજુઆત કરવામ
આવે છે, અને તેમ હોવુ જોઇએ એ સ્વાભાવિક છે આનુ ના
નયવાદ છે તેને અનુસરીને—આત્માનો વિકાસક્રમ-૧૪ ગુણ સ્થાન
૭ લેશ્યા અશુભભાવ શુભભાવ શુદ્ધભાવ વિગેરે અનેક શૈલિ
સમજાવલ છે તો અશુભ. શુભ અને શુદ્ધ નો વિચાર જૈ
શાસ્ત્રોમાં ચોક્કસ આવે છે

પરતુ શાસ્ત્રકાર મહારાજાઓનો આશય સમજ્યા વિના હાલ
આવો એક અપૂર્ણ સ્વરૂપમાં વિચાર પ્રવાહ કેટલાક જૈનોમાં ચ
થયો છે

શાસ્ત્રકાર મહારાજાઓનો આશય એ છે, કે—અનાદિકાળ
ભવાંતરો પસાર કરતો કરતો જે જીવ અશુભ ભાવમાંથી નીકળ
શુભભાવમાં આવેલો છે તેને શાસ્ત્રકાર મહારાજાઓ સમજાવે

એનુ ખુબ જ મનન ચિંતન અને નિદિધ્યાસન કરવા જેવું છે વ્યવહાર નયને પુષ્ટ કરે એવી ઘણી કડીઓ આ

---

કે–"બાપુ ! તું અશુભમાંથી શુભમાં આવ્યો છે તે સારી વાત છે પરંતુ, "આત્મ વિકાસનો માર્ગ અહીં પૂરો થાય છે અને તારે જે પ્રાપ્ત કરવાનુ છે, તે તેટલાથી પ્રાપ્ત થઇ ચૂક્યુ છે" એમ રખે માનતો તેના કરતાં પણ એક આગળની ત્રીજી ભૂમિકા છે, અને તે શુદ્ધ ભાવની છે એ ભૂમિકા ઉપર ચઢયા પછી પણ તેની પરાકાષ્ઠાએ પહોંચીશ ત્યારેજ તારો મોક્ષ થશે." એમ કહીને શુદ્ધ ભાવની ભૂમિકાને પાત્ર કરવાને તે ભૂમિકા ઉપર ચઢાવવા માટે તેનાથી ઉતરતી શુભ ભાવની ભૂમિકા કેટલી ઉતરતી છે ? શુદ્ધ કરતાં કેટલી દૂષિત છે ? તેનું ફળ પણ શુદ્ધ ભાવના ફળની અપેક્ષાએ કેટલું અલ્પ અને નજીવુ છે ! તે સમજાવે છે

ત્યારે અશુભમાં રાચીમાચી રહેલા જીવોને ઉદ્દેશીને જે નયની દેશના આપવામાં આવે છે, તેમાં પાપથી મળતા વિશાળ નરકનાદુ ખોનુ વર્ણન કરવુ પડે છે, અને તે જીવને અશુભમાંથી શુભમાં લઈ જવા માટે પુણ્યથી મળતા સ્વર્ગના સુખોનુ વર્ણન વિગત વાર કરવુ પડે છે અને શુભમાંથી શુદ્ધમા જવાની લાયકાતવાળાની આગળ પુણ્યના ફળોની નિર્ભર્ત્સના અને વિશુદ્ધ આત્મિક સુખના પરમ આનંદની અદ્‌ભૂત વાતો વર્ણવે છે આમ દેશના એ૰ છે તેથી જે જાતની દેશના જે જાતના જીવો આગળ આપવી વ્યાજબી હોય, તેને બદલે એક રીતે સાચી હોય, છતાં તે દેશના જેને જે વખતે ન દેવા જેવી હોય તેને તે વખતે દેવાથી એજ દેશના નયાભાસ બની જાય છે

આજે જેઓના શુભનું ઠેકાણુ નથી માર્ગાનુસારિતાનું ઠેકાણું નથી અને લગભગ જાણ્યે અજાણ્યે અશુભમાં સબડે છે તેવા બહુ શકર્મીજીવાની સામે શુદ્ધ ની દેશના આપીને તેમને શુદ્ધ તો સાંપડે તેવા હજુ પરિસ્થિતિ નથી તે સ્થિતિમાં શુભથી પણ વંચિત

સ્તવનોમા મળે છે, છતા, એનો એકાતે અપલાપ કરી, માત્ર નિશ્ચય નયને પુષ્ટ કરતી કડીઓ જ આગળ કરવી, એ ઇરાદે અજાણે જૈન શાસનના મૂળ–માર્ગમા ઘા કરવા બરાબર છે અને શ્રી આનન્દઘનજી મહારાજશ્રીને અન્યાય

---

શમવા અને અજુઆમા સબડતા રહે તેવી સ્થિતિમાં મૂકવા, એ કેટલું જોખમ ભરેલું છે? તેનો કોઈ પણ વાચક સ્વયં વિચાર કરશે વાસ્તવિક રીતે આવા ઉપદેશ એ નયાભાસ હોવાથી અનર્થકારક છે અને તે એકાન્ત દર્શન છે

આધ્યાત્મિકવાદી ભારતમાં આજે ભૌતિકવાદનો પ્રચાર ખૂબ થઈ રહ્યો છે બચપણથી શિક્ષણ પણ તેજ જાતનું અપાય છે જાહેર જીવન અને વ્યવહારો પણ તે જાતના વિસ્તાર પામતા જાય છે લોકોની રહેણી કરણી જીવન પ્રણાલીકા, ઘરના રીત રીવાજ, ઘરની રીતભાત ખાન પાન રુચિ વિગેરે એ માર્ગે ધમધોકાર વધી રહ્યા છે

પૂર્વના મહાન્ આચાર્ય મહારાજાઓ તથા બીજા મહાપુરુષોના અથાગ પરિશ્રમ તપશ્ચર્યા ત્યાગ અને મહાન્ ચારિત્રના પ્રભાવે જે કેટલાક સુરીવાજો જૈન કુળોના ઘર કરીને બેઠા હતા અને બીજી કોઈ સમજ ન હોય છતા એ રીવાજો પણ તેને ધર્મમાર્ગમાં સ્થિર રહેવામાં અને આગળ પ્રગતિ કરવામાં ઉપયોગી થતા હતા તે આજે નાબુદ થતા જાય છે અને તેમાં વળી ' અરે ભાઈ ! પુદ્ગલનું કામ પુદ્ગલ કરે છે, અરે ભાઈ શુધ્ધને વળગો શુભ પણ સોનાની બેડી છે તેથી તો માત્ર પુણ્યજ બંધાય છે તેથી નિર્જરા રૂપ ધર્મ થતો નથી આવી આવી વાતો વહેતી મૂકાય છે અને તેમાં પણ સાપેક્ષ પણે રચાયેલા નિશ્ચયનયનું શાસ્ત્રીય પદ્ધતિથી નિરૂપણ કરનારા ગ્રન્થોનું એકાંતથી અને નિરપેક્ષપણે વિવેચન કરી તેનો આધાર લેવામા આવે અને તેના વાક્યોની મહોર છાપ મારવામાં આવે

કરવા બરાબર છે નિશ્ચયનયની પારમાર્થિકતા જે રીતે અને જે જાતના સાધકો માટે છે, તેનો અપલાપ કરી શકાય નહીં, કરવો જોઇએ નહી પરંતુ, જૈન શાસનના વ્યવહારોને ઉડાવવા માટે જ તેની પારમાર્થિકતા ઓઠાતળી આગળ કરવામાં આવે, તો તે પ્રવૃત્તિ જૈન દર્શનના મૂળમાં સ્પષ્ટ રીતેજ ઘા કરનારછે વિશેષ ખુબી તો એછે,

---

પછી બાકીજ શું રહે? એક તો વાંદરો હોય, ને દારુ પીધો અને પછી વીંછી કરડે, તેના કુદકામાં કાંઈ બાકી રહે?

આવી સ્થિતિ બાળ જીવની પણ થાય, તેમાં નવાઈ શી?

અન્ય દર્શનીયની–ગીતા ગ્રન્થમાં પણ કહ્યુ છે કે—

अज्ञानां बुद्धि भेदं न जनयेत्

"બાળ જીવોની બુદ્ધિને ડુખવી નહી"

એક સમાજ શાસ્ત્ર વિદ્વાને સરસ જ કહ્યું છે, કે– નિસ્વાર્થી મહાપુરુષોએ જગતના હિતને માટે જાગેલા ઉત્તમ સિદ્ધાંતો અને તેના ઉપદેશનો અમલ એકા એક થઇ શકતો નથી કેમકે-દરેક તેના રહસ્યો સમજી શકતા નથી હોતા પરંતુ તેને આચારોના રૂપમાં ગોઠવવા પડે છે અને પછી તેને લોક જીવનમાં રૂઢ કરવા પડે છે અને એકજ વસ્તુ જુદા જુદા આકારમાં રૂઢ થાય છે, તે રૂઢિ અનુસાર વર્તીને લોકો તેનો લાભ ઉઠાવે છે અને એ રીતે પરંપરાએ મહાપુરુષોના હિત માર્ગનુંજ આલમ્બન લે છે, અને તેના સિદ્ધાંતોનેજ યથાશક્ય અમલ કરતા હોય છે સદ્વિચારોને જીવનમાં ઉતારવા માટે રૂઢિ વિના બીજો ઉપાય જ નથી"

પરંતુ આજના જડવાદી જીવન તત્ત્વો આપણી પ્રજાના જીવનમાં ઉતારવા માટે—આધ્યાત્મિક પાયા ઉપર રચાયેલી રૂઢિઓને કુરૂઢિઓ કહીને ખસેડવાનું અને જડવાદના પાયા ઉપર રચાયેલી કુરૂઢિઓને જીવનમાં ઘાલી દેવાનું કામ આજ હિંદમાં મોટા પાયા

કે-સ્થળે સ્થળે નિશ્ચય અને વ્યવહાર એમ ઉભય નયને યથાસ્થાને યોગ્ય રીતે નિરૂપિત થયેલા છે તેમ છતા આજે કેટલાક અજ્ઞ જીવો —

" અહો અહો હુ મુજને કહુ —" નમો મુજ રે,
નમો મુજ રે "

શ્રી શાન્તિનાથ ભગવાનના સ્તવનમાંનો સ્તવનકારનો આશય સમજ્યા વીના આ કડી આગળ કરી, વ્યવહારનયનો

---

ઉપર ચાલી રહ્યું છે રૂઢિ ચૂસ્તો તેનો વિરોધ કરે છે ત્યારે સુધારકો તેમ કરવા મક્કમપણે આગળ વધે છે આ એક ભયંકર ગૂ. સળાઈ ભારતમાં ચાલી રહી છે જેના મૂળ પ્રેરક વિદેશીઓ છે

આથી ઉપરની શુભની વિરોધિ દેશના પરિણામે જડવાદને ટેકો આપનારી છે એકાંત નિરાત્મવાદીના જેમ એકાંત નિશ્ચય વાદીની પણ દેશના આજે મહામિથ્યાત્વ રૂપ બને છે તેવી દેશના અશુભમાં વધારે સ્થિર કરે ને શુભથી વંચિત રાખે છે અને શુદ્ધની માત્ર વાતજ થાય છે જીવન વધુ ને વધુ આજે ભૌતિકવાદી બનતુ જાય છે તે તેના ધ્યાનમાં રહેતુ નથી

એકંદર શુભની દેશનાને યોગ્ય પાત્રોને શુભથી વંચિત રાખવાની દેશના નયાભાસ છે ખોટી છે તેમાં વળી જો પરંપરાએ પણ અજાણતાં હાલના સંજોગોમાં ભૌતિક વાદના પોષણમાં પરિણમી જાય, તો તેના અનર્થનીપરાકાષ્ઠાની સીમા રહે ?

જેઓના દિલમાં જીવન વ્યવહારગત આધ્યાત્મિક વૃત્તિઓ તરફ હાલના શિક્ષણથી અણગમો કેળવાયો હોય છે અને હાલની ભૌતિક-વાદી વૃત્તિઓ તરફ શિક્ષણથી તથા સંજોગોથી પ્રેમ કેળવાયો કે અથવા જાણતાં અજાણતાં તે તરફ જીવનનો ઝોક વળી રહ્યો છે તેવા કેળવાયેલા ગણાતા વકીલાદિ તથા હાલની જરૂરી બાતોના દાસ બનેલા કોઇ ગ્રામ તોને

ઊહ તારવે છે, પરંતુ પંડિતજીએ કરેલો અર્થ જો તેમની
સમજમાં ઉતરી જાય, તો તે બિચારા સ્વ-પર આત્મહિત
ઘાતક ગેરસમજમાંથી જરૂર બચી જાય

સાપેક્ષ વ્યવહાર નય એ શુદ્ધ વ્યવહાર છે અને
નિરપેક્ષ વ્યવહાર એ જુઠ્ઠો અસત્ અને સંસારવર્ધક છે

---

કેટલાક સામાન્ય બાળ જીવોને એવી દેશના પસંદ પડે એ સ્વાભાવિક
અને એવો વર્ગ એકાંત નિશ્ચય નયની વાતોના પડદા પાછળ
વા૰ તરફ ધમડાઈ રહ્યો છે આથી કરીને શુદ્ધ ભાવની વાતો કરવા
ી તે વર્ગ વ્કિંચિત્ પણ શુભમાં હતો તેથી વંચિત થઈને
ણામે અને વાસ્તવિક રીતે અશુભની મર્તા તરફ ધકેલાઈ રહ્યો
આટલાજ માટે એકાંત નિશ્ચય વાદીને પૂર્વ પુરુષોએ નાસ્તિકની
ટિમાં ગણ્યો છે

આ જડવાદના સંજોગોમાં પણ કુટુંબગત રૂઢિ પણ શોધે
રે આત્મા જતા અનેક જૈન કુટુંબોમાંની વ્યક્તિઓનો બુદ્ધિભેદ
ા પછી તેના વારસામાં એ વસ્તુ જતાં તેના ભાવિ સંતાનોના
રમાં શુદ્ધ ભાવ ખરેખરા રૂપમાં આ કાળે આવે નહી, અને
મથી પણ વંચિત રહે, એ સ્થિતિમાં તેના વારસદાર સંતાન
ઃખદાનું શું !

અને કદાચ અનાર્ય ધર્મોના અને તેની રૂઢિઓના અગ્રભાગ
ચારના બળથી અહીના ધર્મથી વંચિત થયેલા એ ભાવિ સંતાનો
ાય તે ધર્મોમાં પ્રવેશ કરે કે કોઈ પણ પ્રકારના ધર્મ રહિત, કે
ધર્મને જ ન માનનારા ધર્મ તરફ અગ્રગમો ધપાવતા થાય તો
બિચાર જીવોના અ-ભ્યાગની-માર્ગ ભજનાની જવાબદારી કોની ?

આજે શ્રી સંઘને આ બાબતથી ભાવિ પ્રજાના ધર્મ સંસ્કાર
ે ચિંતા થઈ હી કે તેમાં સૌએ ભગીને વિચાર કરીને યોગ્ય

એજ પ્રમાણે નિરપેક્ષ નિશ્ચયનય પણ નિશ્ચયાભાસ છે ત્યારે સાપેક્ષ નિશ્ચયનય એજ પરમાર્થ સત્ય છે આ

મ મ સુધી નમસ્કાર મહાનમૂર્તિ અને સદભાવ આપવો જોઈએ તેને મત તે વધમ મિથ્યાત્વમાં ઓર વધારો કરવા માટે પોતાની માન્યતાને કેવી માગમ ત્વરાની ટુકી બુદ્ધિથી બહાર પડે છે અને પણ મહ મિથ્યાત્વ નહીં તો બીજુ શું કહી શકાય ? કેમકે આધ્યાત્મિક માર્ગને પોષવુ તે સમકિત આભાવાળો આધ્યાત્મિક માર્ગ તે મિથ્યાત્વ અને જડવાદને પોષવુ તે મહા મિથ્યાત્વ એ સ્પષ્ટ છે અને આધ્યાત્મિક વાદના પડદો આગળ ધરીને મહામિથ્યાત્વનું પોષણ થાય, તો તેને અતિ મહામિથ્યાત્વ કહેવામાં હરકત શી?

હવે શાસ્ત્રકાર ભગવતેતો અશુભ શુભ અને શુદ્ધની પરિભાષા ધરવામાં આશય શો છે, તે વિચારીને લઈએ

પહેલા ગુણ સ્થાનકથી માંડીને બારમા ગુણ સ્થાનક સુધી અશુભનો ઉદય હોય છે, અને ૧૪ મા સુધી પુણ્યનો ઉદય હોય છે પરંતુ પાપનો બંધ પહેલાથી દશમા સુધી હોય છે તેજ પ્રકારે પુણ્યનો બંધ પહેલાથી ૧૩ મા સુધી હોય છે દાખલા તરીકે—

૧૦ મે ગુણ સ્થાનકે—૧૭ પ્રકૃતિનો બંધ છે તેમા

૧ ૧૪ પાપ પ્રકૃતિ બંધાય છે ૫ જ્ઞાનાવરણીય ૫ અંતરાય ૪ દર્શનાવરણીય

૨ ૩ પુણ્ય પ્રકૃતિ બંધાય છે

૩ ૧૦૩ કર્મ પ્રકૃતિઓ બધાતીજ નથી એટલે તેટલો સવર હોય છે

૪ જે કર્મો ઉદયમાં હોય છે તેનો ક્ષય થતો હોય છે તેટલી અકામ નિર્જરા થતી હોય છે

૫ અને માત્ર સંજ્વલન લોભના ઉદય સિવાય તમામ મોહનીય પ્રકૃતિનો ઉદય નથી હોતો તેથી સમ્યગ્ દર્શન સમ્યગ્ જ્ઞાન

ાતનો ખુલાસો સ્તવનકાર મહાત્માએ ૧૪ મા ભગ
ાનના સ્તવનમા—

અને સમ્યક્ ચારિત્ર ની જ્યોતિ જાગતી હોવાથી અનેક કર્મોની ઉદીરણા સક્રમ અપવર્તન ઉપશમના વિગેરે તીવ્ર સ્વરૂપમા થતા હોવાથી તથા સ્થિતિ અને રસમાં પણ અનેક પ્રકારના પરિવર્તનો થતા હોવાથી સકામ નિર્જરા પણ ચાલુજ હોય છે

આ જ પ્રમાણે પહેલે ગુણઠાણે પણ આ પાંચેય વસ્તુઓ ાલુ હોય છે

પરતુ ફરક માત્ર એટલોજ છે, કે—વત્તા ઓછા પણાનો હોય ; ૧૦ મે સકામ નિર્જરા વધુ ત્યારે પહેલે પાપ બધ વધુ

આથી કરીને—ગુણ સ્થાનક તથા કર્મ બધન વિગેરેના ાને અધ્યવસાયોની તરતમતાનું સૂક્ષ્મજ્ઞાન જેણે ન પ્રાપ્ત કર્યું ાય તેવા બાલ જીવોની સમજ માટે અશુભ શુભ અને શુદ્ધ એ ાક્ષેપમાં પરિભાષા નક્કી કરી

તેથી પહેલા ત્રણ ગુણસ્થાનકમા અશુભની મુખ્યતા ત્યાં પણ ાુભ અને શુદ્ધ હોય જ છે

ચોથાથી પાંચમા સુધી કે સાતમા સુધી શુભની મુખ્યતા ારતુ તે વખતે પણ અશુભ અને શુદ્ધ હોય જ છે

૮માથી ૧૪મા સુધી શુદ્ધની મુખ્યતા તેમાં પણ ૧૦ મા સુધી શુભ અને અશુભ પણ હોય છે ઉપરના ગુણઠાણે પણ અશત શુભ હોય છ

આ રીતે—ગૌણ મુખ્ય વ્યવસ્થા કરવામાં આવી છે તેથી પહેલે ગુણઠાણે અશત શુદ્ધભાવ સભવે છે, પરતુ, તે અ પ હોવાથી, તેની ગણતરી ધ્યાનમા લીધી નથી તેજ પ્રકારે ૧૦મે પણ અશુભ હોય છે પણ તે અલ્પ હોવાથા તેની ગણતરી ધ્યાનમાં લીધી નથી

"વચન-નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો." વિગેરે ઠારા સરસ રીતે કરેલો છે

---

તેજ પ્રકારે ૪થાથી ૭મા સુધી પુણ્ય બંધના ગુણઠાણા મુખ્ય છે તેમાં તેમાં પણ અશુભ ભાવ અને શુદ્ધભાવ ન હોય એમ માનવાનું નહીજ

આમ છતાં શાસ્ત્રકારોનો આશય સમજ્યા વિના કેટલો અનર્થ ચાલી રહ્યો છે તે હવે સ્પષ્ટ સમજાશે

એ રીતે-પહેલા ગુણ સ્થાનકે પણ શુદ્ધનો પણ જે નાની ચિણગારી હોય છે તે વિકસિત થતી થતી અનુક્રમે પરમ શુદ્ધભાવ રૂપે પરિણમી શકે છે

મોટે ભાગે કોઈપણ અધ્યવસાય-ઉપર જણાવ્યા પ્રમાણે પાંચરંગથી મિશ્રણ થએલા ચિત્રવિચિત્ર અધ્યવસાય હોય છે જેને આધારે નવા કર્મો બંધાય છે

એકજ અધ્યવસાયથી પુણ્ય બંધાય છે પાપ બંધાય છે તે વખતે સંવર પણ હોય છે તેજ વખતે અકામ અને સકામ નિર્જરા પણ હોય છે

સંવર અને નિર્જરાનો પ્રેરક શુદ્ધભાવ ગણવામાં આવે છે પાપ બંધાવનાર અશુભભાવ કહેવાય છે અને પુણ્ય બંધાવનાર શુભ ભાવ કહેવાય છે છતાં સમયસમય ચિત્રવિચિત્ર એકજ અધ્યવસાય હોય છે

પુણ્યબંધ અને શુભની વાતો કરવા છતાં કર્મ ગ્રંથ કે જે જૈન પદાર્થો માપવા માટે માપનું કાંટક છે તેનો ઉપયોગ ન આવડે તો ન કરવો એ ઠીક પરંતુ તેમાં શું પડ્યું છે? " એમ બોલવું યોગ્ય નથી

અર્થાત્ મોટે ભાગે શુદ્ધ વખતે પણ શુભ અને અશુભ ઓછે વધતે અંશે હોય છે અને એજ પ્રમાણે-અશુભની મુખ્યતા વખતે પણ ઓછે વધતે અંશે શુદ્ધ હોય છે

## આ શિવાય, કર્મ-બંધને લગતા પ્રકૃતિ સ્થિતિ. રસ અને પ્રદેશ આદિને લગતી કેટલીક સ્થૂલ વિચારણા

આગી શુભ અને શુદ્ધ ની વાતો આમળ કરી ને કેટલાક જૈનોને ધાર્મિક ક્રિયાઓથી વંચિત રાખવાનો પ્રયત્નો થાય છે તે જૈનશાસન સાથે સંગત નથી એમ સ્પષ્ટ સમજાશે. આ તત્ત્વ શ્વેતાંબર-દીગંબર સ્થાનકવાસી એમ ત્રણેયને સંમત છે કોઈપણ નવીવાત પહેલાં સારી લાગે છે પરંતુ પછી તે નુકશાનકારક થાય છે ત્યારે બોજા રૂપ લાગે છે

મૂર્તિપૂજાનો અતાત્ત્વિક વિરોધ સ્થાનકવાસી મત પ્રચારકોએ કર્યો, તો આજે તેના અનુયાયીઓ મૂર્તિ પૂજા કરવા તૈયાર થતા જાય છે, અને જૈન ધર્મના પ્રાણ સમાન શ્રી જિનાગમોનો વિરોધ કરતા થયા છે દીકરા લેવા જતાં દાઢીવાળો ગુમાવાય છે અસ્પિત રીતે કે સ્પષ્ટ રીતે પણ જિન મૂર્તિ પૂજા તરફના જે અનેક પ્રમાણો મળે છે, તેને આધારે દેવ તત્ત્વની આરાધનાના મહાન્ પ્રતીક સમાન જિન મૂર્તિનો અને તેની પૂજાનો વિરોધ ન કરતાં તેનો યથા યોગ્ય સ્વીકાર કરીને જિનાગમ તરફની શ્રદ્ધા ટકાવી રાખવી વધારે હિતાવહ છે નહીતર ઊંડે ઊંડે રહેલી મૂર્તિ પૂજાની વૃત્તિ મૂર્તિ પૂજ્યા વિના રહેવા દેશે નહી અને જિનાગમના અતાત્ત્વિક અનાદરી, તે જુદુ

તેજ પ્રમાણે નવો મત કાઢનાર કોઇ પણ વ્યક્તિએ એટલું તો વિચારવું જોઇએ, કે—

" પરિણામે, જીવો ધર્મ રહિત કે બાગતા ધર્મમાં બાગીજાઈ પરમાત્મા જિનદેવના શાસનથી નિરપેક્ષ તો બની જશે નહી ને ? "

આ વિચાર કરવોજ જોઇએ

આજે પ્રજાનો અનેક રીતે બુદ્ધિ ભેદ થઇ રહ્યો છે, તેમાં ધર્મને નામે અને ધાર્મિક સિદ્ધાંતોને નામે બુદ્ધિભેદનો ઉમેરો ન

પણ ૨૧ સ્તવનોના કરવામાં આવી છે

આ સ્તવનોના ભાવ તો ગુરુમુખે સમજવામાં નહી

કરશો ત્યાં એ આ શાસનની [illegible] દરેક જૈન વ્યક્તિની ફરજ છે અને તે વફાદારી જાળવવી જોઈએ

[illegible] મહારાજ પણ "જે શુભ કરણી કરશે તે [illegible] જે શુભ કરણી કરશે તે મોક્ષ પ[illegible] જિન પુજા વિગેરે ૪થા વિ૦ ગુણ સ્થાનક [illegible] પણ જેમ શુભ ભાવનું કારણ છે તેમ શુદ્ધ ભાવનુ પણ કારણ છે અને તેથી જ પરપરાએ પરમ શુદ્ધ ભાવ અને મોક્ષનુ પણ કારણ છે" એમ કહેવાનો તેમનો આશય છે તથા શુભ કાળ [illegible] વખતે અશે શુદ્ધ હોય છે કેમકે—

પૂર્વના પુર્વધર મહાવ્રત પુરુષોએ કહ્યો કે–ગણધર ભગવંતોએ કહ્યો, ત્રીજા વૈદ્યના ઔષધની ગોળી જેવી આવશ્યકાદિકની તથા બીજી જે જે ધાર્મિક વિધિઓ ગોઠવી છે તેમાં કોઇ એવો વિધિ નથી કે, જેમા તેની સાથે સવર તથા તપશ્ચર્યાદિક નિર્જરાની ક્રિયા ન જોડી હોય શાસ્ત્રીય હકના તાત્વિક પૃથકકરણ વિના લોકો તેને વિષે ગમે તેમ બોલ્યા કરે છે, તે ઉચિત નથી

જૈન દર્શનમા દ્રવ્યાનુયોગ જેટલો વ્યવસ્થિત છે, અને બુદ્ધિ ગમ્ય રીતે નિરૂપિત છે તેજ પ્રમાણે ચરણાનુયોગ પણ તાત્વિક અને બુદ્ધિગમ્ય વ્યવસ્થાના આધાર ઉપર નિરૂપિત છે અને તેજ જૈન દર્શનનો આધાર સ્તભ છે, કારણકે–મોક્ષ અપાવનાર એ છે, તેના વિશેષ નિરુપણ માટેજ દ્રવ્યાનુયોગનુ તો આનુષગિક નિરુપણ છે અને દ્રવ્યાનુયોગથી સિદ્ધ પદાર્થોનો મોક્ષ પામવાના કામમાં–સફળતા પૂર્વકનો એવ ભુતનયની અપેક્ષાએ ઉપયોગ કરવાની ગોઠવણ તેનુજ નામ ચરણાનુયોગ છે શાસ્ત્રોમાં ચાર અનુયોગને અનુક્રમે લોઢાની રૂપાની સોનાની હીરાની ખાણ કહ્યા છે

સપાદક

આવે, અને પોતાની સ્વચ્છન્દબુદ્ધિ મુજબ વાચવામા આવે, તો અનર્થકારક થવા સભવ છે એ પણ સુજ્ઞ વાચકોએ ખૂબજ ધ્યાનમા રાખવાનુ છે

પંડિતજીએ લખેલો ઉપસહાર ચરમાવર્તિ નાટક અમરલેખ તથા સ્તવનના અર્થો હુ જોઇ ગયો છુ મારા ટુક અભ્યાસ મુજબ મને તે શાસ્ત્ર-અવિરોધી લાગ્યા છે તેમ છતા, એમા પડિતજીના મતિદોષના કારણે કાંઈ સ્ખલના રહી ગઈ હોય, અને તે સ્ખલના મારા મતિ દોષને કારણે જોવામા કે જાણવામા ન આવી હોય, તો મિચ્છામિ દુક્કડ દેવા પૂર્વક વિરમું છુ

લી૦

સિદ્ધાન્ત મહોદધિ-પૂજ્યપાદ-આચાર્ય મહારાજ શ્રી વિજયપ્રેમસૂરિ સામ્રાજ્યવર્તી પૂજ્યપાદ-આચાર્ય મહારાજ શ્રી-વિજય-રામ-ચન્દ્ર-સૂરિ -વિનેય મુનિ મુક્તિવિજય



# અમર-લેખ

શ્રી આનન્દઘનજી મહારાજ અને તેનું સાહિત્યઃ અને ખાસ કરીને આનન્દઘન ચોવીશી જૈન જૈનેતર વિદ્વાનોમા તેમજ સામાન્ય પ્રજાજનોમા પણ એક જાણીતી વસ્તુ છે

તેઓશ્રીના શબ્દોમાજ કોઇ અજબ જાદુ ભર્યો છે એ નિર્વિવાદ છે

આ ચોવીશીમા-આટલો-વિષય ભર્યો છે, તેની ભાગ્યેજ આજ સુધી આપણને કલ્પના પણ હતી. આટલો સગત એક ધારો ક્રમિક અને સુન્દર જૈન શાસ્ત્રોક્ત આત્મ વિકાસનો માર્ગ આટલી વિશદ રીતે ચર્ચ્યો છે એમ આજ સુધી કોઇનાયે તરફથી જાણવા મળ્યુ નહોતુ

"આનદઘન ચોવીશી બહુ સુદર છે તેમાના સ્તવનો ખૂબ ભાવવાહી છે ભાષા તથા રચના સુદર છે તેના અર્થો ગહન છે" આવી આવી મોઘમ વાતો સાભળવામા આવતી હતી

જ્ઞાનસારજી મહારાજના પ્રાચીન ટબા ઉપરથી, કે-જૈન ધર્મ પ્રચારક સભા-ભાવનગર તરફથી છપાયેલ ભાવાર્થઃ પરમાર્થ વિગેરે વાચતા પણ ઉપરની વિશિષ્ટતાનો ખ્યાલ આપણને આવતો નહોતો

ભગવાનની સ્તવના-કીર્તનાના ગાન સાથે વર્તમાન ચોવીશીના પ્રત્યેક તીર્થંકર પરમાત્માને નિમિત્ત બનાવી સાધકના

આત્માના પરમાત્મભાવના પ્રાકટચની વ્યવસ્થિત સરણિ બતાવ વામા કળાનો ભારે ઉપયોગ કર્યો છે તે વસ્તુ આ ચોવી શીના આ પુસ્તકમાં આપેલા અર્થ, ભાવાર્થ, તથા પાછળના ઉપસહારઃ વિગેરે વિવિધ વિવેચનાઓમાથી વાચકો બરાબર ખ્યાલમા લઇ શકશે, એવી આશા છે છતા, આ પુસ્તકમા આપેલા અર્થો દિશા-સૂચન માત્રજ છે તેના ઉપર એક એક કડી સાથે સબધ ધરાવતી વસ્તુઓનો શાસ્ત્રીય પદ્ધતિ ઉપરના વિવેચનથી અને પ્રમાણો તથા અન્ય પૂરાવા ટાકીને, તેમજ, તેની સાથે જોડાયેલા વિકાસમાર્ગના પારિભાષિક શબ્દોનું સ્વરૂપ ધરાવતા તથા એક એક કડીના એક એક પદમા અને એક એક શબ્દમા ગર્ભિત રીતે શ્રી આનન્દ ઘનજી મહારાજાએ શોશો-ધ્વનિ અને ભાવ ભર્યા છે? તથા કેવી કેવી વ્યઞ્જનાઓ નિપજાવી છે? તે સઘળુ વિવેચન આ ચોવીશીનો બીજો ભાગ લખવાની તક મળે, તોજ આ ચોવીશીનો પેટ ભરીને લગભગ ખ્યાલ આપી શકાય આ દૃષ્ટિથી જોતા આ પુસ્તકમા જે જે ખામીઓ દેખાય, તે સઘળી અમારે કબુલ મજુર છે અને હાલ તુરતને માટે અમારી એ ત્રુટીઓ માટે સુજ્ઞ વાચક મહાશયો અમને ક્ષમા કરે એવી નમ્રભાવે વિજ્ઞપ્તિ પણ છે

આત્મા છે તેનો વિકાસ થાય છે આત્મા એ અનાદિ અનતકાળની વસ્તુ છે તેના વિકાસનો માર્ગ જગત્મા અનાદિ કાળથી છે, અને અનતકાળ સુધી હશે તેનું સ્વરૂપ આ ચોવીશી સમજાવે છે તેનો વિષય એક વૈજ્ઞાનિક વિષય છે અને એ રીતે તત્ત્વ જ્ઞાનરૂપ વિષય પણ છે જગત્મા સદા

કાળ આ વસ્તુઓ શાશ્વત છે તે અમર છે માટે આ ચોવીશીનો વિષય પણ ત્રિકાળ અમર છે અને તે હિસાબે આ ચોવીશી પણ એક અમર ગ્રન્થ જેવી છે

આ ચોવીશી ઉપર પૂજ્ય ઉપાધ્યાય મહારાજ શ્રી યશોવિજયજી મહારાજનું વિવેચન હોવાનો નિર્દેશ મળે છે પણ હજુ તે નિર્દેશ માત્ર છે વસ્તુ પ્રાપ્ત થઈ નથી તેમા તેઓશ્રીએ આ શા શા રહસ્ય ભાવો ભર્યા હશે? તેની તો આજે આપણે કલ્પના પણ કરી શકતા નથી

શ્રી આનન્દઘનજી મહારાજશ્રીનુ જીવન ચરિત્ર તેમની કૃતિઓ તેમના જીવન સાથે સબધ ધરાવતી બીજી અનેક ઘટનાઓ વિગેરેનો ઉલ્લેખ કરવાનુ અમોએ અહી છોડી દીધુ છે

તેના કારણ નીચે પ્રમાણે છે.—

૧ તેમની ઘણી વિગતો બીજા લેખકોએ લખી છે તેમાથી વાચકો મેળવી શકે તેમ છે

૨ તેમાની લખેલી ઘણી હકીકતો સાથે અમારે મત ભેદ છે તેથી-

૧ અમારી દૃષ્ટિના સાચા ઐતિહાસિક પ્રમાણોથી અમારે બધી વસ્તુ રજુ કરવી જોઇએ.

૨ અને જેમા મતભેદ છે, તેની તુલના માટે ચર્ચા કરવી પડે અને પુરાવા આપવા પડે

તે સર્વનો અત્રે અવકાશ નથી તેમ તેટલી સ્વવ

શોધખોળ પણ કરું અમે સ્વતંત્રરીતે કરી પણ નથી કહ
અમે પણ અમારા મતવ્યોમા ભૂલતા હાઇએ, એમ પણ બને

હમણાજ ગાડીમા મુસાફરી કરતા, પ્રણામી સપ્રદાય
એક સ્વામિજી મળ્યા હતા તેમણે જણાવ્યું હતું, કે–"અમા
સપ્રદાયના સ્થાપક પ્રાણલાલજી મહારાજના જીવ
ચરિત્રમા લખેલુ છે કે -"પ્રાણલાલજી મહારાજ મેડ
સવત્ ૧૭૩૧મા ગયા હતા અને ત્યા આનદઘનજી ઉ
નામ ધારી જૈન મુનિ લાભાનદજીનો તેમને મેળાપ થ
હતો અને તેજ વર્ષમા તેમનો કાળ ધર્મ થયો હતો
આ મતલબની વાત કરી હોવાનું થાય છે

પૂજ્ય શ્રીઉપાધ્યાયજી મહારાજ શ્રીયશોવિજયજી મહ
રાજનો કાળ ધર્મ–

સવત્ ૧૭૪૩ લગભગ છે એટલે આનન્દઘનજી મહ
રાજ ઉપાધ્યાયજી મહારાજના પૂરોગામી સમકાલીન ઠરે

આ ચોવીશીમાં તેમણે જે જે વસ્તુઓનો નિર્દેશ કર્
છે, તે જોતાં તેમનુ જૈન શાસ્રોનું મનન ઘણુજ સૂક્
માલુમ પડે છે

પૂર્વાચાર્યોના ગહન ગ્રંથોનો તેમનો અભ્યાસ તથ
મનન બહુજ ઉડા જણાઈ આવે છે અને વસ્તુની રજુઆ
કરવાની કળા તો કોઇ અજબજ છે

"દેખણદે રે સખિ દેખણ દે" જેવી કવિત
ગોઠવીને પ્રભુ દર્શનની તાલાવેલી પ્રકટાવે છે તથા ઘ
સ્થળે પ્રભુ સાથે સવાદોમા ઉતરે છે

કલ્પિત પાત્રો ગોઠવી હાસ્યરસ જમાવે છે કોઇ મહત્ત્વની સૂચના આપ્યા વિના છોડતા નથી તીર્થંકર પર આત્મા સ૦ ગમય છે તે સાતમા સુપાર્શ્વનાથ પ્રભુ સાત મહાભયને ટાળનારા છે એમ કહીને તેમની જગત્ ઉપરની અગમ્ય પારમાર્થિક સુન્દરતર કલ્યાણકારિતા પણ સૂચિત કરેછે

ચરમાવર્ત્તિ જીવના વિકાસમાનું નિરૂપણ કરવાનો વિષય હાથ ધરવા છતા ચરમાવર્ત્તમા આવેલા જીવના આખા સંસારની સ્થિતિનું વર્ણન ન આપે, તો વિષયની અપૂર્ણતા રહેવા પામે તે દોષ ટાળવા, ૮ મા સ્તવનમા નિગોદથી માંડીને સર્વ પ્રકારની જીવરાશિનું સૂચન કરીને "આત્મા ક્યા ક્યા ભટકયો છે ?" તેનું-ચરમાવર્ત્તી પુદ્ગલ પરાવર્ત્તનના જીવની અનાદિની ભવ ભ્રમણની સાંકળ પણ રજુ કરી દીધી છે અર્થાત્-અનાદિથી મોક્ષ સુધીની અનંતકાળ સુધીની આત્માની સ્થિતિ સૂચિત કરી દીધી છે ૨૨ મા સ્તવનના વિશેષાભાસ ૨૦ મા સ્તવનમા આત્મસ્વરૂપ વિષેની દર્શનાંતરીય માન્યતાઓનું ખંડન છે, ને તે દર્શનોનું પાછુ ૨૧ મા સ્તવનમાં જૈન દર્શનના અંગભૂત ગણાવીને મંડન અને સંગતિનું પ્રતિપાદન છે શાન્તિનાથ પ્રભુના સ્તવનમા "શાન્તિ એટલે શું ?" આવો પ્રશ્ન જેના મનમા ઉપજે, તે આત્માને પણ ધન્ય છે કેમકે-ભવ્ય અને ચરમાવર્ત્તિ જીવ શિવાય આ પ્રશ્ન કોઇને દિલથી ન ઉઠે માટે તે જીવ ભવ્ય અને અવશ્ય મોક્ષ ગામી છે, માટે તેને ધન્યવાદ ઘટે છે" આવા સૂક્ષ્મ ઘણા ઘણા સૂચન રૂપ અનેક ગુણગણ ચોવીશીમા ભરેલા છે તેનું કેટલુંક વર્ણન કરી શકાય?

કર્મ જેવી ચીજ જગતમા ન હોત તો, આત્માના વિકાસનો વિચાર કરવાનો પ્રસગ જ ઉપસ્થિત થતો નથી વિકાસમા વિઘ્નભૂત કર્મને આત્માની પરમાત્મ અવસ્થા વચ્ચે અ તર પાડનાર તરીકે જણાવીને કર્મ જન્ય સમગ્ર વિશ્વ વૈચિત્ર્યનો ખ્યાલ આપી દીધો છે

"ગચ્છના ભેદ નયણુ નિહાળતા" વિગેરે ગાથાઓના ભાવ બીજા કેટલાક ભાઈઓ જે રીતે ઘટાવે છે, તેના કરતાં અમે જુદી રીતે ઘટાવ્યા છે અને સ્તવનોના ક્રમના સ બધને તે રીતે અમને વધુ બ ધબેસતા લાગે છે

ખરી વાત તો એ છે, કે-ગચ્છના ભેદ વિગેરે શબ્દો ઉપરથી શ્રી આન દઘનજી મહારાજ વિષે "શાસનથી જીવોને ઉભગાવે તેવો આ તેમનો શાસન ઉપરનો કટાક્ષ છે" અમારા મનમા એક જાતનો અણુગમો હતો પરતુ તે અમુ અમો જેમ સ્તવનોનું મનન વધતુ ગયું, તેમ ઉડતો ગયો અને તેઓથી પરમ શાસન ભક્ત જૈન શૈલિના જ્ઞાતા પૂર્વાચાર્યોના ગુણાનુરાગી પ્રવચન વત્સલ જણાયા શુષ્ક આધ્યાત્મિક કે માત્ર એકાંગી ન જણાયા

કેટલાક શુષ્ક અધ્યાત્મવાદીઓએ કે તેમના અ ધરાગી ભક્તો જેવા કેટલાક લોકોએ શ્રી આન દઘનજી મહારાજને શુષ્ક અધ્યાત્મી જેવા ચિતર્યા છે, તેમજ તેવા કલ્પ્યા છે તેમજ કેટલીક તેમના જીવનની જીવન ઘટનાઓ તે દૃષ્ટિથી રજુ કરી છે એ બધુ જોતા તેઓશ્રીને અન્યાય થયો છે, એમ અમને લાગે છે એટલુ જ નહી, પરતુ, પરમાત્માના અવિચ્છિન્ન પ્રભાવશાળી શાસનપ્રણાલીકાઓ ઉપર આક્ષેપ

રી શુભ આધ્યાત્મિકપણાનુ પોષણ કરવા તેમના નામનો
ણાગે ઉપયોગ કરી હોય, એમ અમને ભાસે છે

શ્રી આનંદઘનજી મહારાજના જીવન સાથે અનેક
તકથાઓ વણાઇ ગઇ છે કોઇના પ્રસંગે બનેલી હકીકત
આનંદઘનજી મહારાજશ્રીને નામે ચડી જવાની એટલીજ
સંભાવના છે શ્રી નંદી સૂત્રમાની ચાર બુદ્ધિને લગતી કથા
ઓ તની ઘણી કથાઓ બિરબલ અને બાદશાહને નામે
ચડાવ્યા છે તેથી તેમાંથી ઘણી છાટછુટ કર્યા વિના તેમના
જીવનની શુદ્ધ ઘટનાઓ શોધી કાઢવામા મુશ્કેલી છે આનંદ
ઘનજી મહારાજ પૂરા આત્માથી આધ્યાત્મિક પુરુષ હોવા
ઉપરાત ત્યાગી અને નિરપેક્ષ પુરુષ હોય, તેતો ગુણરૂપ છે
દોષરૂપ નથી પણ તે ક્યારે ? જો સાપેક્ષપણે શાસન
પ્રણાલીને વફાદાર હોય, તો પહેલા મને નહોતા જણાતા,
તે તેમના સ્તવનોના મનન બાદ બરાબર વફાદાર જણાયા છે
અને આજસુધી તેથી એ મહાત્મા પુરુષની મારાથી આશા-
તના થઇ છે, તેનુ મિથ્યાદુષ્કૃત દઉ છુ

ઉત્સૂત્ર–ભાષણ ઉપરનો તેમનો કટાક્ષ શાસ્ત્રવચન અનુ
સાર ક્રિયા કરનારનું સાચુ ચારિત્ર (૧૪)

પચાગી અને પરંપરાના અનુભવની પ્રામાણિકતા
પ્રમાણ સિદ્ધ માનવી (૨૧)

પરમયોગીઓની ધ્યાન પ્રક્રિયાની ક્રિયાની આમ્નાય
ન મળવાનો ખેદ (૨૧)

ક્રિયા–અવંચક યોગનો સ્વીકાર

એ અને એવા ઘણા બીજા વાકયો અવિચ્છિન્ન પ્રભાવ શાળી જૈન શાસનની સાપેક્ષ પૂર્વાચાર્યોની સર્વ શૈલિનો હાર્દિક સ્વીકાર તેઓશ્રીના અન્તરાત્મામા છે એમ સચોટ રીતે કહી શકાય છે

તેઓ શાસન નિરપેક્ષ શુષ્ક અધ્યાત્મી ન હોતા જ

વળી "આધ્યાત્મિક આનંદઘનજી" એવું વિશેષણ આપવું, તે પણ ઉચિત નથી કેમકે-જૈન દર્શન સ્વય આધ્યાત્મિકતામય જ છે તેથી આધ્યાત્મિક મુનિ અને અનાધ્યાત્મિક મુનિ એવા ચોકા પાડવા, એજ જૈનશાસન માટે અસગત છે પ્રજા જીવનમા ધર્મોના ટકાવ માટે તેના વ્યાવહારિક આચારોના પ્રચાર ધર્મના પ્રાણ રૂપ છે તેને પ્રજાના જીવનમાથી દૂર કરવા,કરાવવા માટે એકાત આધ્યાત્મિક એટલે કે નિશ્ચય નયની એકાતથી વાતો આગળ કરવામાં મહાદોષ લાગેછે કેમકે-આત્માને ન માનનાર નાસ્તિક પણ જેમ મિથ્યાત્વી કહેવાય. તેજ પ્રમાણે એકાતથી નિશ્ચયનયના પ્રતિ પાદકને પણ જૈન શાસ્ત્રકારોએ નાસ્તિકની કોટિમા મૂકેલા છે કેમકે-બન્નેય મોક્ષ માગના ઉત્પાથક અને બાળ જીવોનુ લક્ષ્ય તેના તરફથી ચૂકાવનારા હોય છે તથા એકાતથી પ્રતિપાદન કરનારા હોવાથી તેમ હોય એ સ્વાભાવિક છે તેથી શ્રીઆનન્દઘનજી મહારાજ શુષ્ક આધ્યાત્મિક કે એકાતથી નિશ્ચય નયનું પ્રતિપાદન કરનાર નહોતા. છતાં,અરનાથ પ્રભુના સ્તવનમા સાપેક્ષપણે શુદ્ધ નિશ્ચય નયનું પ્રતિપાદન કર્યું છે તે વર્ણન પણ સાપેક્ષ છે-તેનો

પુરાવો એજ કે-બાકીના સ્તવનોમા અ ય અન્ય વિષયોનુ પ્રતિપાદન ક યામા આવેલુ છે, તે છે

શ્રી ઉપા યાયજી મહારાજ જેવાને તેમના તરફ માન હોય, અન એવા મમર્થ જ્ઞાની પ્રત્યે શ્રી આનદઘનજી મહારાજની વાત્સલ્યતા હોય, એ બન્નેય સ ભવિત છે

છતા, ઉપાધ્યાયજી મહારાજની અષ્ટપદી શ્રી આનદ ઘ નજી મહારાજની સ્તુતિ રૂપે હોય, એમ હજુ મારુ મન કબુલ કરતુ નથી પ રતુ, આત્મા રૂપ આનદઘનનાજ કોઈ આધ્યાત્મિક સ્વરૂપનુ જ તેમા વર્ણન મને ભાસ છે પછી શબ્દશ્લેષથી કદાચ આનદઘનજી મહારાજની સ્તુતિ હોય, તો કોણ જાણે પણ મને હજુ એ ભાસ થતો નથી મારી સમજની પણ ભૂલ હોય પરતુ સ્તુતિનુ સ્વરૂપ એ ભાસ ઉત્પન્ન કરતુ નથી છતા જ્ઞાની પરમાત્મા જાણે

## શ્રી આનન્દઘન ચોવીશી—

ગુજરાતી ભાષાનુ ભ ષા દૃષ્ટિથી પણ એક અણમોલ રત્ન છે ગુજરાતી ભાષાના આધ્યાત્મિક તત્ત્વવિવેચક ઉત્તમ ગ્રન્થ રત્ન છે કાવ્યસાહિત્યની દૃષ્ટિથી પણ એક આહ્લાદક વસ્તુ છે સ ગીતના રણકારથી ગુજતો સ ગીતના ઉત્તમ નમૂના રૂપ પણ છે

કલકત્તામાના થોડા નિવાસ દરમીયાન ભાઈ કનૈયા લાલજી શેઠના પરિચય પછી આ ચોવીશીનુ મનન કરવા તરફ મારુ લક્ષ્ય વધુ ગયુ કેમકે-તે પોતે હમેશા બાબુજીના બગીચામાં પ્રભુની પૂજા વખતે કાયમ ભક્તિભાવે આ ચોવીશીના સ્તવનો તન્મય થઈને ગાવે છે

એકાદ બેવાર મનન કર્યું એકાદ બે વખત તેના ઉપર કાંઈક લખ્યુ પૂજ્ય મુક્તિવિજયજી મહારાજશ્રીને તે વચાવ્યું તેઓશ્રીએ કેટલીક સૂચનાઓ કરી તેના ઉપર ખ્યાલ રાખી, તેમાથી લેવા જોઇતો સાર લઈ ફરીથી લખ્યુ તેના ઉપર સુધારા વધારા કરી ફરીથી નકલ કરી, તેમા પણ ફરીથી સુધારા વધારા થયા, અને પ્રેસમા છાપવા મોકલી

ત્યાર પછી પણ જુદા જુદા ચાર વિદ્વાન્ મુનિ મહારાજશ્રીને છાપેલા ફરમા મોકલીને તેમના અભિપ્રાયો મેળવીને, તેમાથી પણ જે કાંઈ જાણવા જેવું જણાવ્યુ, તે સાર રૂપે પાછળ આપેલ છે છતા, કાંઈ ગેર સમજથી ઉલટુ લખાયુ હોય, તો અભ્યાસી તે સુધારશે.

આ ચોવીશીમા આવતા શાસ્ત્રીય પારિભાષિક શબ્દો અને તેનો ટુક ખ્યાલ તથા વિશિષ્ટ શબ્દોનો કોષ આપવાની ઈચ્છા છતા પુસ્તક મોટુ થઇ જવાના ભયથી તે ઇચ્છાને રોકવી પડી છે તેજ પ્રકારે ૧૬ મા સ્તવનમા બતાવેલી સમતારૂપી શાતિની વ્યાખ્યા વિષે ઈતર દર્શનોની તુલના તથા તે પાછળની જૈન દર્શનની ખુબી વિષે આચાર્યનો ભાગ લબાણ થવાથી તૈયાર છતા આપવો બધ રાખ્યો છે

પ્રથમ હિંદી ભાષામાં વિવેચન છપાવવાની ધારણા રાખી હતી. પરતુ ગુજરાતી ભાષામા રીત સર થયા પછી હીંદી કોઇ સારા ભાષાશાસ્ત્રી પાસે કરાવવું, એ વિચારથી પ્રથમ ગુજરાતી ભાષામા આ રીતે વાચકોના કરકમળમા ચોવીશી રજુ થાય છે

તેની ૧૦૦૦ નકલના કાગળો, છપામણી તથા બાઈડીગનો ખર્ચ શેઠ કેશવજી નેમચદ માગરોળવાળ

કલકત્તા તરફથી મળેલ છે અને ૨૫૦ નકલનો એજ રીતે ખર્ચ શા જીવનલાલ ભાઈ વઢવાણવાળાના પુત્ર ભાઈ શ્રી રતિલાલ જીવણ તરફથી થયેલો છે જેમ બને તેમ વેળાસર છપાવી આપવામાં ભાઈ શ્રી પંડિત મફતલાલ ઝવેરચંદનો પૂરતી સહાનુભૂતિ મળી છે

અને યોગ્ય શિ સૂચન જે જે પૂજ્ય મુનિ મહારાજાઓ તરફથી મળેલ છે તેમની કૃપાની પ્રસાદીથી મિશ્ર સોવીનીની આવિવેચના છે આ વિવેચનામાં ઘણા દોષો હોવાનો સંભવ છતાં, સુજ્ઞ સજ્જનોને આનંદ આપશે, તેથી તેનું નામ પ્રમોદા રાખવામાં આવેલું છે પ્રમોદા કેટલો પ્રમોદ આપે છે? તે તો વાચક મહાશયો કહેશે, ત્યારેજ જણાશે.

આનન્દઘનજી મહારાજ જેવા પુરુષના ગહન આશયોનો પાર પામવો મારા જેવા પામરને માટે અશક્ય છે તેથી તેમાં રહેલી ખામીઓ દરગુજર કરી તે મહાત્માના મહાન્ આશયનો લાભ આત્માર્થી બંધુઓ ઉઠાવશે, તો મારો પ્રયાસ સફળ માનીશ અને મને ધન્ય માનીશ

પરમપૂજ્ય મુનિમહારાજશ્રી શ્રી શ્રી ધુરંધરવિજયજી મહારાજશ્રીની કૃપાથી પ્રાપ્ત થયેલ કેટલાક અર્થાન્તરો તથા કેટલાક ઉપયોગી સૂચનો તથા પરમપૂજ્ય પન્યાસજી મહારાજ શ્રીશ્રીશ્રી ૧૦૦૮ શ્રી કાંતિવિજયજી મહારાજશ્રીની કૃપાથી પ્રાપ્ત થયેલ શુદ્ધિપત્રક પાછળ આપવામાં આવેલ છે

રાજકોટ
મહાવદી ૮
૨૦ ૬

પ્રભુદાસ બહેચરદાસ પારેખ

# અનુક્રમણિકા

ઉપસંહાર





# આનન્દ-ઘન-ચોવીશી-મૂળ

## સ્તવનોના મૂળ પાઠ વિષે.

મૂળ સ્તવનોના પાઠો સામાન્ય રીતે હસ્ત લિખિત પ્રતો સાથે મેળવવા કોશીશ કરી. જેમ બને તેમ કર્તાની રચના જાળવવાનો પ્રયાસ કર્યો છે પરંતુ જુદી જુદી પ્રતોમાં જુદા જુદા અનેક પાઠ ભેદો માલૂમ પડવાથી-છેવટે અર્થના અનુસંધાન પ્રમાણે અમને ઉચિત લાગ્યા તે પાઠ કાયમ રાખ્યા છે છતાં-હજુ જુદી જુદી હસ્તલિખિત નકો મેળવી ખરા પાઠો નક્કી કરી લેવાના પ્રયત્નને પૂરો અવકાશ છે. તેથી કોઈ વિદ્વાને આ પ્રયત્ન કરવાનો બાકી રહે છે

આજ સુધી છપાયેલા અર્થ ભિકાને રાજ જ્ઞાન સાગરજી મહારાજના છે છતાં તેના કરતાં જુદા અર્થીવાળી જ્ઞાનવિમળજી સૂરિજી મહારાજના ટબાઓની પણ હસ્ત લિખિત પ્રતો મળે છે જનસમાજને તેનો પરિચય કરાવવા જેવો ખરો

તેમાં પણ, પાઠ ભેદો અને તેને અંગે અર્થભેદ પણ ઘણા જોવામાં આવે છે

અત્રે આપેલા સ્તવનોના મૂળ પાઠોમાં અને આમાં અર્થમાં અપાયેલા મૂળ પાઠોમાં પણ ક્યાંક ક્યાંક ફેરફાર જણાશે, ચિન્હોનો ભેદ પણ જણાશે પરંતુ તેની એક વાક્યતા હવે તો બીજી આવૃત્તિમાં થઈ શકશે.

### ચિહ્નોની સમજ

સ્તવનોના અર્થ સમજવામાં સુગમતા લાવવા માટે મૂળ સ્તવનોમાં જુદા જુદા ચિહ્નો મૂકવામાં આવેલા છે તેની સામાન્ય સમજ નીચે પ્રમાણે છે—

જ્યા વાક્ય પૂરુ થાય છે, ત્યા ( ) પૂર્ણ વિરામ, યોગવાક્ય, ગૌણ વાક્ય કે મિશ્ર વાક્ય હોય ત્યા આ વિરામ

– આવી રીતિમા કે નાનીલીટી સમાસમાના શબ્દો જુદા જુદા પાડવા માટે વપરાયેલ છે, છુટા પદો અને સમસ્ત પદો સમજવામા ફેર થાય, તો અર્થ પણ ફરી જાય છે

—આવી મોટી લીટી નિર્દેશ કરવા માટે– આગળની વાતનો નિર્દેશ કરવા વપરાયેલ છે

! ઉદ્ગાર ચિન્હ સબોધન આશ્ચર્ય કે એવી કોઇ લાગણી બતાવવા વપરાયેલ છે

? પ્રશ્નાર્થ ચિન્હ તરીકે પ્રસિદ્ધ છે

" " કોઇની કહેલી વાત જુદી બતાવવા માટે વપરાયેલ છે

આ ચિન્હ તરફ ધ્યાન આપવું ખૂબ અગત્યનુ છે આવા ચિહ્નને સર્વત્ર વિસર્ગ તરીકે સમજવાની ભૂલ કોઈએ કરવી નહી

આ ચિહ્ન—

૧ ઘણા વિશેષણોમાના દરેક વિશેષણને છુટા છુટા જણાવવા માટે વપરાયેલ છે

૨ જુદા જુદા વિભાગો તથા જુદી જુદી વસ્તુઓ ગણાવવા-બતાવવા વપરાયેલ છે
જેમકે-અગ્ર અગ્ર ભાવ પૂજા

૩ જે શબ્દના અર્થ સ્તવનમા જ આપવામા આવ્યો હોય, તે મુખ્ય શબ્દને બતાવવા માટે વપરાયેલ છે જેમકે-ભય ચચળતા હો પરિણામની રે

૪ દ્વન્દ્વ સમાસની શરૂઆતમાંનો કે છેવટનો જે શબ્દ દ્વન્દ્વ સમાસના બીજા પદો સાથે જોડતા હોય, તે દરેક બીજા પદોની બાજુમા વપરાએલ છે જેમકે–વિશુદ્ધ દ્રવ્ય ક્ષેત્રાદિ એટલે વિશુદ્ધ વિશુદ્ધ ક્ષેત્ર વિશુદ્ધ કાળ વિશુદ્ધ ભાવ એ પ્રમાણે છેવટના શબ્દના પણ ઉદાહરણો સમજી લેવા

૫ વિભક્તિનો એકજ પ્રત્યય જેટલા શબ્દોને છેડે આવતો હોય, તે દરેક શબ્દોની બાજુમા કવચિત વપરાયેલ છે જેમકે–દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ. ની સમજ, દ્રવ્યની સમજ ક્ષેત્રની સમજ વિગેરે

૬ કોઈ સ્થળે જુદા જુદા વિશેષણો બનાવવા આ ચિહ્ન વપરાવેલ છે અને કોઈ સ્થલે પૂર્ણ વિરામ મૂકીને જુદા જુદા વાક્ય તરીકે પણ બનાવેલછે દાન્તત૦

શ્રી સુપાસ જિન વંદિયે જે સુખ સંપત્તિનો હેતુ છે શાંત સુધારસ જળનિધિ છે જે ભવસાગરમા સેતુ સમાન છે આમ પૂર્ણ વિરામ મૂકીને છુટા છુટા વાક્યો બનાવ્યા છે

સુખ સંપત્તિનો હેતુ શાંત સુધારસ જળનિધિ ભવ સાગરમાહે સેતુ શ્રી સુપાસ જિન વંદિયે

આ રીતે વિશેષણ તરીકે બતાવવામા આ ચિહ્નનો ઉપયોગ કર્યો છે આ ચિહ્નનો ઉપયોગ અમે અમારા ગુજરાતી ભાષાના લખાણોમા વધુ છુટથી કરેલો છે

આ પ્રમાણે કોઈ ઠેકાણે ચિહ્ન ભેદ જણાય, તો ઉપર પ્રમાણે યથાયોગ્ય રીતે સમજી લેવું

---

# શ્રી આનન્દઘન ચોવીશી

## ૧ શ્રી-ઋષભ-દેવ-જિન-સ્તવન

[ રાગ-મારૂ કરમ પરીક્ષા કરણ કુમર ચાલ્યો—એ દેશી ]

ઋષભ-જિનેશ્વર પ્રીતમ માહરો રે ઓર ન ચાહું રે કંત
રીઝયો-સાહિબ સંગ ન પરિહરે રે ભાંગે સાદિ અનંત ઋ૦ ૧
પ્રીત-સગાઈ રે જગમાં સહુ કરે રે પ્રીત-સગાઈ ન કોય
પ્રીત-સગાઈ રે નિરુપાધિક કહી રે સોપાધિક ધન ખોય. ઋ૦ ૨
કોઈ કંત-કારણ કાષ્ઠ-ભક્ષણ કરે રે "મિલશું કંતને ધાય"
એ મેળો નવિ કહીયે સંભવે રે મેળો ઠામ ન ઠાય ઋ૦ ૩
કોઈ પતિ-રંજન અતિ-ઘણો તપ કરે રે પતિ-રંજન તન-તાપ"
એ પતિ-રંજન મેં નવિ ચિત્ત ધર્યુ રે રંજન ધાતુ-મિલાપ. ઋ૦ ૪
કોઈ કહે "લીલા રે અલખ અલખ તણી રે લખ પુરે મન આશ,
દોષ-રહિતને લીલા નવિ ઘટે રે લીલા દોષ-વિલાસ ઋ૦ ૫
ચિત્ત પ્રસન્ને રે પૂજન-ફલ કહ્યું રે પૂજા અ-ખંડિત એહ
કપટ-રહિત થઇ આતમ-અરપણા રે આનન્દ-ઘન પદ રેહ ૬

## ૨ શ્રી-અજિત-નાથ જિન સ્તવન

[રાગ-આશાવરી મારુ મન મોહ્યું રે શ્રી વિમલાચલેરે-એ દેશી]

પંથડો નિહાળું રે બીજા જિનતણો રે
અ-જિત અ-જિત-ગુણ-ધામ
જે તેં જીત્યા રે તેણે હું જિતિયો રે
પુરુષ કિશ્યું મુજ નામ? પંથડો૦ ૧
ચરમ[1]-નયણ કરી મારગ જોવતા રે ભૂલ્યો સયલ-સંસાર

---

૧ ચર્મ—પાઠાંતર.

જણે નયણે કરી મારગ જોઇએ રે
નયણ તે દિવ્ય વિચાર પંથડો૦ ૨
પુરુષ-પરંપર-અનુભવ જોવતા, રે અંધો-અંધ પુલાય.
વસ્તુ-વિચારે રે જો આગમે કરી, રે
ચરણ-ધરણ નહીં ઠાય પંથડો૦ ૩
તર્ક-વિચારેરે વાદ-પરંપરા રે પાર ન પહોંચે કોય
અભિમત-વસ્તુ-વસ્તુ-ગતે કહે રે
તે વિરલા જગ જોય પંથડો૦ ૪
વસ્તુ-વિચારે રે દિવ્ય-નયણતણો રે વિરહ પડ્યો નિરધાર
તરતમ-જોગે રે તર-તમ—વાસના-રે
વાસિત-બોધ આધાર પંથડો૦ ૫
કાળ-લબ્ધિ લહી પંથ નિહાળશું રે એ આશા અવલંબ.
એ જન જીવે રે જિનજી! જાણજો. રે
આનન્દ-ઘન-મત-અંબ પંથડો૦ ૬

## ૩ શ્રી સંભવ-નાથ-જિન-સ્તવન

[ રંગ-રાચની રાતડી રમીને કિહાંથી આવિયારે—એ દેશી ]

સંભવ-દેવ તે ધુર સેવો સવે. રે લહિ પ્રભુ-સેવન-ભેદ
સેવન-કારણ પહેલી ભૂમિકા રે અભય અદ્વેષ અખેદ સં૦ ૧
ભય ચંચલતા હો જે પરિણામની રે દ્વેષ અરોચક-ભાવ,
ખેદ પ્રવૃત્તિ હો કરતા થાકીયે રે દોષ અ-બોધ લખાવ સં૦ ૨
ચરમા ડડવર્તે હો ચરમ-કરણ તથા-રે ભવ-પરિણતિ પરિપાક
દોષ ટળે વળી દૃષ્ટિ ખીલે ભલી રે પ્રાપ્તિ પ્રવચન-વાક્ સં૦ ૩
પરિચય પાતિક ઘાતક સાધુ શું રે અ-કુશલ-અપચય ચેત,
ગ્રન્થ અધ્યાતમ શ્રવણ-મનન કરી રે પરિશીલન નય હેત સં૦

"કારણ-જોગે હો કારજ નીપજે" એ મા કોઈ ન વાદ.
પણ, કારણ વિણ કારજ સાધિયે રે એ। નિજ મત ઉન્માદ સ૦ ૫
મુગ્ધ " સુગમ " કરી સેવન આદરે રે સેવા અગમ અનૂપ.
દેજો કદાચિત્ સેવક-યાચના રે

આનંદ-ઘન રસ-રૂપ । સંભવ૦ ૬

## ૪ શ્રી-અભિનંદન જિન સ્તવન

[ રાગ-ધનાશ્રી સિંધુઓ આજ નિહેજેરહીસ નાહનો-એ દેશી.]

અભિનંદન-જિન ! દરિસણ તરસીએ દરિસણ દુર્લભ દેવ.
મત-મત-ભેદેરે જો જઈ પૂછીએ, સહુ થાપે-" અહમેવ."

અભિનંદન૦ ૧

સામાન્યે કરી દરિસણ દોહિલું નિર્ણય સકલ-વિશેષ
મદમેં ઘેર્યોરે અંધો કેમ કરે રવિ-શશિ-રૂપ વિલેખ। અભિ ૨
હેતુ-વિવાદે હો ચિત્ત ધરી જોઈએ, અતિ-દુર્ગમ-નય વાદ.
આગમ વાદે હો ગુરુ-ગમ કો નહી. એ સબલો વિષ-વાદ અભિ૦૩
ઘાતિ-ડુંગર આડા અતિ ઘણા તુજ દરિસણ જગ નાથ !
ધીઠાઈ કરી મારગ સંચરું, સેંગુ કોઈ ન સાથ. અભિ૦ ૪
" દરિસણ દરિસણ" રટતો જો ફિરું, તો રણ-રોઝ-સમાન.
જેહને પીપાસા હો અમૃત-પાનની, કિમ ભાંજે વિષ-પાન? અભિ૦૫
તરસ ન આવે હો મરણ-જીવનતણો, સીઝે જો દરિસણ કાજ
દરિસણ દુર્લભ, સુલભ કૃપાથકી આનંદ-ઘન-મહારાજ અભિ૦૬

## ૫ શ્રી-સુમતિ નાથ જિન-સ્તવન

[ રાગ-વસંત તથા કેદારો ]

સુ-મતિ-ચરણ-કંજ આતમ-અરપણા દરપણ જિમ અ-વિકાર
મતિ-તરપણ બહુ-સમ્મત જાણિયે સુજ્ઞાની૦

પરિસરપણુ સુવિચાર સુજ્ઞા૦ સુમતિ૦ ૧
ત્રિવિધ સકલ-તનુ ધર-ગત-આતમા બહિરાતમ ધુરિ ભેદ સુ૦
બીજો અંતર આતમા ત્રીસરો૦ પરમા-ઽઽતમ અ વિચ્છેદ સુ૦સુ૦ ૨
આતમ-બુદ્ધે કાયાઽઽદિક ગ્રહ્યો બહિરાઽઽતમ અઘરૂપ. સુ૦
કાયાઽઽદિકનો હો સાખી ધર રહ્યો,અંતર-આતમ-રૂપ સુ૦સુ૦૩
જ્ઞાનાઽઽનન્દે હો પૂરણ પાવનો વર્જિત-સકળ-ઉપાધ સુ૦
અતીન્દ્રિય-ગુણ ગણ મણિ આગરુ એમ પરમા-ઽઽતમ સાધ સુ૦૪
બહિરાઽઽતમ તજી, અંતર-આતમા-રૂપ થઇ થિર ભાવ, સુ૦
પરમાઽઽતમનું હો આતમ ભાવવું,આતમ અરપણ દાવ સુ૦સુ૦૫
આતમ અરપણ-વસ્તુ વિચારતા, ભરમ ટળે-મતિ દોષ સુ૦
પરમ-પદારથ-સંપત્તિ સંપજે, આનન્દઘન રસ પોષ સુ૦સુ૦૬

## ૬ શ્રી પદ્મપ્રભ-જિન-સ્તવન

[ રાગ-મારુ સિન્ધુઓ ચાંદલિયા સંદેશો કહેજે માહરા કંતને રે-એ દેશી ]

પદ્મપ્રભ-જિન તુઝ-મુઝ-આંતરુ રે ! કિમ ભાંજે ભગવંત !
કર્મ-વિપાકે કારણ જોઇને,રે કોઇ કહે મતિમંત પદ્મપ્રભ૦ ૧
પયઇ ઠિઇ અણુભાગ પ્રદેશથી રે મૂલ-ઉત્તર બહુ-ભેદ
ઘાતી અઘાતી હો બંધોદય ઉદીરણા રે સત્તા કર્મ વિચ્છેદ પદ્મ૦૨
કનકોપલવત્ પયડિ-પુરુષ તણી,રે જોડી અનાદિ-સ્વભાવ.
અન્ય-સંજોગી જિહાં લગે આતમા,રે સંસારી કહેવાય પદ્મપ્રભ૦૩
કારણ-જોગે હો બાંધે બંધને રે કારણ મુગતિ મુકાય
આશ્રવ સંવર નામ અનુક્રમે રે હેય ઉપાદેય સુણાય. પદ્મપ્રભ૦૪
મુન્જ-કરણે હો અંતર તુઝ પડયો રે ગુણ-કરણે કરી ભંગ.
ગ્રન્થ ઉક્તે કરી પંડિત જન કહ્યો રે અંતરભંગ સુઅંગ
પદ્મપ્રભ૦

જ મુજ અન્તરે અન્તર ભાજશે, રે વાજશે મંગલ-તૂર
વ સરો-વર અતિશયવાધશે,ર આનંદઘન-રસ પૂર પદ્મ૦ ૬

## ૭ શ્રી સુપાર્શ્વ નાથ જિન સ્તવન

[ રાગ-સારંગ તથા મલ્હાર લલનાની દેશી ]

ી-સુપાસ-જિન વંદીયે સુખ-સંપત્તિનો હેતુ લલના
ાન્ત-સુધારસ-જલનિધિ ભવ-સાગરમાંહે સેતુ લલના
શ્રી સુપાસ૦ ૧

ાત-મહા-ભય ટાલતો સપ્તમ-જિન-વર-દેવ. લ૦
ા વધાન-મનસા કરી, ધારો જિન પદ-સેવ લ૦ શ્રી-સુ૦ ૨

િવ શંકર જગદીશ્વરુ ચિદાનંદ ભગવાન લ૦
જિન અરિહા તીર્થંકરુ જ્યોતિ સ્વરૂપ અસમાન લ૦
શ્રી-સુ૦ ૩

અ-લખ નિર-ંજન વચ્છલુ સકલ-જન્તુ વિશરામ લ૦
અભય-દાન દાતા સદા પૂરણ આતમ રામ લ૦ શ્રી-સુ૦ ૪

વીતરાગ મદ-કલ્પના-રતિ-અરતિ-ભય-શોગ-લ૦
નિદ્રા-તંદ્રા-દુરદશા-રહિત અબાધિત યોગ લ૦ શ્રી-સુ૦ ૫

પરમ-પુરુષ પરમાતમા પરમેશ્વર પરધાન, લ૦
પરમ-પદારથ પરમેષ્ઠી પરમ દેવ પરમાન લ૦ શ્રી-સુ૦ ૬

વિધિ વિરંચિ વિશ્વંભરુ હૃષીકેશ જગનાથ લ૦
અઘહર અઘમોચન ધણી મુક્તિ પરમ પદ-સાથ લ૦ શ્રી-સુ૦ ૭

એમ અનેક અભિધા ધરે અનુભવ-ગમ્ય-વિચાર લ૦
જે જાણે, તેહને કરે, આનંદઘન અવતાર લ૦ શ્રી-સુ૦ ૮

## ૮ શ્રી-ચન્દ્રપ્રભ-જિન-સ્તવન

[રાગ કેદારો તથા ગોડી
કુમરી રોવે આક્રંદ કરે, "મુને કોઇ મૂકાવે"-દેશી]

દેખણ દે રે ! સખિ ! મુને દેખણ દે
ચંદ્ર-પ્રભ-મુખચંદ સખિ૦
ઉપશમ રસનો કંદ સ૦
સેવે સુર-નર-ઇંદ સખિ૦
ગત-કલિ-મલ-દુખ-દંદ સખિ મુ૦ ૧

સુહુમ-નિગોદે ન દેખિયો સખિ૦
બાદર અતિહિ વિશેષ સખિ૦ મુને૦
પુઢવી-આઉ ન લેખિયો સખિ૦
તેઉ-વાઉ ન લેશ સખિ ! મુને૦ ૨

વનસ્પતિ અતિ-ઘણ-દીહા સ૦
દીઠો નહી ય દીદાર સખિ મુને૦
બિ-તિ-ચઉરિંદિ જલ-લિહા સ૦
ગત-સન્નિ પણ-ધાર સખિ ! મુને૦ ૩

સુર-તિરિ-નિરય-નિવાસમાં સ૦
મનુ-જ અના-ર્‌યજ સાથ સખિ ! મુને૦
અપજ્જત્તા પ્રતિભાસમા સ૦
ચતુર ન ચઢિયો હાથ સખિ ! મુને૦ ૪

એમ અનેક-થલ જાણિયે સ૦
દરિસણ-વિણુ જિન-દેવ સખિ ! મુને૦
આગમથી મત જાણિયે સ૦
કીજે નિર્મલ-સેવ સખિ ! મુને૦

નિર્મળ-સાધુ-ભગતિ લહી, સ૦
યોગ-અ-વચક હોય, સખિ! સુને૦
કિરિયા-અ-વચક તિમ સહી સ૦
ફલ-અ-વચક જોય, સખિ! સુને૦ ૬
પ્રેરક અવસર જિન વરુ સ૦
મોહનીય ક્ષય જાય સખિ! સુને૦
કામિત-પૂરણ-સુર-તરૂ સ૦
આનંદ-ઘન-પ્રભુ-પાય સખિ! સુને૦ ૭

## ૯ શ્રી-સુ-વિધિ નાથ-જિન સ્તવન

[ રાગ-કેદારો "એમ ધનો ધણને પરચાવે." એ દેશી ]

સુવિધિ-જિણેસર-પાય નમીને, શુભ-કરણી એમ કીજે રે
અતિ-ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠીને પૂજીજે રે સુવિધિ ૧
દ્રવ્ય-ભાવ-શુચિ-ભાવ ધરીને, હરખે દેહરે જઇએ રે
દહ-તિગ પણ-અહિગમ સાચવતા એક-મના ધુરિ થઇએ. રે ૨
કુસુમ અ-ક્ષત વર-વાસ સુગંધિ-ધૂપ દીપ મન-સાખી રે
અંગ-પૂજા પણ-ભેદ સુણી ઇમ, ગુરુ મુખ આગમ-ભાખી રે ૩
એહનું ફલ દોય-ભેદ સુણીજે અનન્તર ને પર-પર રે
આણા પાલણ ચિત્ત પ્રસન્ની મુગતિ સુ-ગતિ સુર મંદિર રે સુ૦ ૪
ફુલ અક્ષત વર-ધૂપ પઇવો ગંધ નૈવેદ્ય ફલ જલ ભરી. રે,
અંગ-અગ્ર-પૂજા મળી અડ-વિધભાવે ભવિક શુભ ગતિ વરી. રે સુ૦
સત્તર-ભેદ એક વીશ-પ્રકારે અટ્ઠોત્તર શત-ભેદે રે
ભાવ-પૂજા બહુ-વિધ નિરધારી દોહગ-દુર્ગતિ છેદે રે સુ૦ ૬
તુરિય-ભેદ પડિવત્તિ-પૂજા ઉપશમ ખીણ સ-યોગી રે
ચઉ-હા-પૂજા ઇમ ઉત્તર-ઝયણે ભાખી કેવલ-ભોગી. રે ૭

મ પૂજા બહુ-ભેદ સુણીને, સુખ દાયક શુભ-કરણી, રે
વિક-જીવ કરશે, તે લેશે આનંદ-ઘન-પદ-ધરણી. રે સુ૦ ૮

## ૧૦ શ્રી-શીતલ-નાથ-જિન સ્તવન

રાગ-ધન્યાશ્રીઃ ગૌડ માંગલિક-માલા ગુણહ વિશાલા-એ દેશી ]
ીતલ-જિન પતિ લલિત-ત્રિ ભંગી. વિવિધ ભંગી મન મોહે. રે
રુણા-કોમલતા.તીક્ષ્ણતા ઉદાસીનતાઃ સોહે રે શીત૦ ૧
ર્વ-જંતુ-હિત-કરણી કરુણા કર્મ-વિદારણ તીક્ષ્ણ રે
ાનાઽઽદાન રહિત-પરિણામી ઉદાસીનતા વીક્ષણ રે શી૦ ૨
ર-દુઃખ-છેદન-ઇચ્છા કરુણા તીક્ષ્ણ પર-દુઃખ રીઝે રે
દાસીનતા ઉભય-વિલક્ષણ એક ઠામે કેમ સીઝે? રે શી૦ ૩
-અભય-દાન. મલ-ક્ષય કરુણા તીક્ષ્ણતા ગુણ-ભાવે રે
રક-વિણ-કૃત ઉદાસીનતા ઇમ વિરોધ મતિ નાઽઽવે. રે શી૦૪
ક્તિ વ્યક્તિ ત્રિ-ભુવન-પ્રભુતા નિર્ગ્રંથતા સંયોગે. રે
ોગી ભોગી વક્તા મૌની અનુપયોગી ઉપયોગે રે શી૦૫
ત્યાદિક-બહુ ભંગ ત્રિ-ભંગી ચમત્કાર ચિત્ત દેતી રે
અચરિજ-કારી ચિત્ર-વિચિત્રા આનન્દ ઘન-પદ લેતી રે શી૦ ૬

## ૧૧ શ્રી-શ્રેયાંસ-નાથ જિન-સ્તવન

[રાગ-ગૌડી અહો મતવાલે સાજના! એ દેશી ]
શ્રી-શ્રેયાંસ જિન અંતર જામી આતમ રામી નામી રે
અધ્યાતમ-મત પૂરણ પામી સહજ-મુગતિ-ગતિ-ગામી રે ૧
પ્રયલ-સંસારી ઇન્દ્રિય-રામી મુનિ-ગણ આતમ-રામી. રે
મુખ્યપણે જે આતમ-રામી, તે કેવલ નિઃકામી રે શ્રી-શ્રે૦૨
નિજ-સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહીએ રે,
જે કિરિયા કરી ચઉ-ગતિ સાધે, તે ન અધ્યાતમ કહીએ. રે,

નામ-અધ્યાતમ ઠવણ-અધ્યાતમ દ્રવ્ય-અધ્યાતમ છંડોરે,
ભાવ-અધ્યાતમ નિજગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે ૪
શબ્દ-અધ્યાતમ-અરથ સુણીને, નિર્વિકલ્પ આદરજો રે,
શબ્દ-અધ્યાતમ-ભજના જાણી, હાન-ગ્રહણ-મતિ ધરજો રે ૫
અધ્યાતમી જે વસ્તુ વિચારી બીજા જાણ લબાસી રે,
વસ્તુ-ગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન-મત વાસી રે શ્રી-શ્રે૦ ૬

## ૧૨. શ્રી વાસુ પૂજ્ય જિન સ્તવન

[ રાગ-ગોડી તથા પરજતુંગિઆગિરિ શિખરે સોહે એ દેશી. ]
વાસુ-પૂજ્ય-જિન ! ત્રિભુવન-સ્વામી ઘનનામી પરનામી રે,
નિરાકારા સાકાર સચેતન કરમ કરમ-ફલ-કામી રે વા૦ ૧
નિરા-કાર અભેદ-સંગ્રાહક ભેદ-ગ્રાહક સાકારો રે
દર્શન જ્ઞાન દુ-ભેદ-ચેતના વસ્તુ-ગ્રહણ-વ્યાપારો રે વા૦ ૨
કર્ત્તા પરિણામિ પરિણામો કર્મ જે જીવે કરિયે. રે
એક-અનેક-રૂપ નય-વાદે નિયતે નર અનુસરિયે રે વા૦ ૩
દુઃખ-સુખ-રૂપ કરમ-ફલ જાણો નિશ્ચય એક આનન્દો રે
"ચેતનતા-પરિણામ ન ચૂકે ચેતન"-કહે જિન ચંદો રે વા૦૪
પરિણામી ચેતન પરિણામો જ્ઞાન કરમ ફલ ભાવી.રે
જ્ઞાન કરમ ફલ ચેતન કહીએ લેજો તેહ મનાવી રે વા૦ ૫
આતમ-જ્ઞાની શ્રમણ કહાવે બીજા તો દ્રવ્ય-લિંગી રે
વસ્તુ-ગતે જે વસ્તુ પ્રકાશે, આનન્દઘન-મતિ-સંગી. રે વા૦ ૬

## ૧૩ શ્રી વિમલ નાથ જિન સ્તવન

[ રાગ મલ્હાર ઇડર આંબા આંબલીરે એ દેશી ]
દુઃખ-દોહગ દૂરે ટળ્યા રે સુખ-સંપદશું ભેટ
ધીંગ-ધણી માથે કિયો રે કુણ ગંજે નર-ખેટ ૧

વિમલ-જિન ! દીઠાં લોયણુ આજ
મ્હારા સીધ્યા વંછિત-કાજ વિમલ૦ ૧
ચરણુ કમળ કમલા વસે રે નિર્મલ-થિર-પદ દેખ
સમલ-અ થિર-પદ પરિહરીરે પકજ પામર પેખ વિ૦ દી૦૨
મુજ મન તુજ પદ-પકજે રે લીનો ગુણુ મકરદ
રક ગણે મદર-ધરા રે ઈદ ચદ્ર નાગેન્દ્ર વિ૦ દી૦ ૩
સાહિબ ! સમરથ તુ ધણી રે પામ્યો પરમ-ઉદાર
મન-વિશરામી વાલહો રે આતમચો આધાર વિ૦ દી૦ ૪
દરિસણુ દીઠે જિનતણુ રે સશય ન રહે વેધ
દિન કર-કર-ભર પસરતા રે અન્ધકાર-પ્રતિષેધ વિ૦ દી૦૫
અમિય-ભરી મૂરતિ રચી રે ઉપમા ન ઘટે કેય
શાન્ત-સુધા રસ ઝીલતી રે નિરખત તૃપ્તિ ન હોય વિ૦દી૦ ૬
એક-અરજ સેવક તણી રે, અવધારો જિન-દેવ !
કૃપા કરી મુજ દીજીયે રે આનદઘન-પદ-સેવ વિ૦ દી૦ ૭

## ૧૪ શ્રી અનત નાથ જિન સ્તવન

[ રાગ-રામગિરિ કડખા પ્રભાતી ]

ધાર તરવારની સોહિલી દેહિલી ચઉદમા જિનતણી ચરણુ સેવા
ધાર પર નાચતા દેખ બાજીગરા સેવના-ધારપર રહે ન દેવા ધા૦૧
એક કહે "સેવીએ વિવિધ-કિરિયા કરી '
ફલ અનેકાંત લોચન ન દેખે.
ફલ અનેકાંત-કિરિયા કરી બાપડા
રડવડે ચાર-ગતિમાહે લેખે ધાર૦ ૨
ગચ્છના ભેદ બહુ નયણુ નિહાળતાં
તત્ત્વની વાત કરતા ન લાજે ૬

ઉદર-ભરણા ડડદિ-નિજ-કાજ કરતા થકા
મોહ-નડિયા કલિ કાલ-રાજે ધાર૦ ૩
વચન-નિરડપેક્ષ-વ્યવહાર જૂઠો કહ્યો
વચન-સાડપેક્ષ-વ્યવહાર સાચો
વચન-નિરડપેક્ષ વ્યવહાર સંસાર-ફલ
સાંભળી, આદરી કાંઈ રાચો ધાર૦ ૪
દેવ ગુરુ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે ?
કિમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો
શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ-કિરિયા કરે,
છાર પર લીપણુ તેહ જાણો ધાર૦ ૫
પાપ નહી કોઈ ઉત્સૂત્ર-ભાષણ જિસ્યો
ધર્મ નહી કોઇ જગ સૂત્ર-સરિખો
સૂત્ર-અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનું શુદ્ધ-ચારિત્ર પરીખો ધા૦ ૬
એહ ઉપદેશનો સાર સંક્ષેપથી
જે નરા ચિત્તમા નિત્ય ધ્યાવે,
તે નરા દિવ્ય બહુ-કાળ સુખ અનુભવી,
નિયત આનન્દઘન-રાજ પાવે ધાર૦ ૭

## ૧૫ શ્રી-ધર્મ-નાથ-જિન-સ્તવન

[ રાગ-ગોડી સારંગ રશીયાની દેશી ]

ધર્મ-જિનેશ્વર ! ગાઉં રંગશું
ભંગ મ પડશો હો પ્રીત જિનેશ્વર૦ !
બીજો મન-મંદિર આણું નહી
એ અમ કુલ-વટ-રીત. જિ૦ ધર્મ૦ ૧

"ધરમ ધરમ" કરતો જગ સહુ ફિરે,
          ધરમ ન જાણે હો મર્મ          જિ૦
ધરમ-જિનેશ્વર-ચરણ ગ્રહ્યા પછી,
          કોઈ ન બાંધે હો કર્મ          જિ૦ ધર્મ૦ ૨
પ્રવચન-અંજન જો સદ્ગુરુ કરે,
          દેખે પરમ નિધાન          જિ૦
હૃદય-નયણ નિહાળે જગધણી
          મહિમા મેરુ-સમાન          જિ૦ ધ૦ ૩
દોડત દોડત દોડત દોડીયો,
          જેતી મનની રે દોડ          જિ૦
પ્રેમ-પ્રતીત વિચારો ઢુંકડી,
          ગુરુ-ગમ લેજો રે જોડ          જિ૦ ધ૦ ૪
એક પખી કેમ પ્રીતિ પરવડે?
          ઉભય મિલ્યા હોય સંધિ. જિ૦
હું રાગી હું મોહે ફંદિયો,
          તું નીરાગી. નિરબંધ          જિ૦ ધ૦ ૫
પરમ-નિધાન પ્રગટ મુખ આગળે,
          જગત ઉલ્લંઘી હો જાય          જિ૦
જ્યોતિ-વિના જુઓ જગદીશની,
          અંધોઅંધ પુલાય.          જિ૦ ધ૦ ૬
નિર્મલ-ગુણ-મણિ રોહણ-ભૂધરા
          મુનિ-જન-માનસ-હંસ.          જિ૦
ધન્ય તે નગરી ધન્ય વેલા ઘડી
          માત પિતા કુલ વંશ          જિ૦

મન-મધુ-કર-વર કર જોડી કહે,
પદ-કજ-નિકટ-નિવાસ જિ૦
ઘન-નામી આનંદ-ઘન સાંભળો,
એ સેવક—અરદાસ જિ૦ ધર્મ૦

## ૧૬ શ્રી-શાન્તિ-નાથ-જિન-સ્તવન,

[ રાગ-મલ્હાર ચતુર ચોમાસુ પડિકમી એ દેશી ]

શાન્તિ જિન! એક મુઝ વિનતિ સુણો ત્રિ-ભુવન-રાય રે
શાંતિ સ્વરૂપ કિમ જાણિએ? કહો "મન કીમ પરખાય" રે? શ
"ધન્ય તું આતમા જેહને એહવો પ્રશ્ન-અવકાશ રે!
ધીરજ મન ધરી સાંભળો-કહું શાન્તિ-પ્રતિભાસ રે શાં૦
ભાવ અ-વિશુદ્ધ સુ-વિશુદ્ધ જે કહ્યા જિન-વર-દેવ ર
"તે તિમ" અ વિતથ સદ્દહે પ્રથમ એ શાંતિ પદ-સેવ રે શાં૦
આગમ-ધર ગુરુ સમકિતિ કિરિયા સંવર સાર રે
સંપ્રદાયી અવંચક સદા શુચિ-અનુભવા-ઽઽધાર રે શાં૦
શુદ્ધ-આલંબન આદરે તજી અવર-જંજાલ રે
તામસી-વૃત્તિ સવિ પરિહરે ભજે સાત્વિક-શાલ રે શાં૦
ફલ-વિસંવાદ જેહમાં નહીં, શબ્દ તે અર્થ સંબંધી
સકલ-નય-વાદ વ્યાપી રહ્યો, તે શિવ-સાધન-સંધિ રે શાં
વિધિ પ્રતિષેધ કરી આતમા-પદા-ઽર્થ અ-વિરોધ રે
ગ્રહણ-વિધિ મહા-જને પરિગ્રહ્યો ઇસ્યો આગમે બોધ રે શ
દુષ્ટ-જન-સંગતિ પરિહરી, ભજે સુ-ગુરુ સંતાન રે
જોગ સામર્થ્ય ચિત્ત-ભાવ જે ધરે મુગતિ-નિદાન રે શા
માન-અપમાન ચિત્ત સમ ગણે સમ ગણે કનક-પાષાણ
વન્દક-નિન્દક સમ ગણે ઇસ્યો હોય તું જાણ રે શા

સવ-જગ-જન્તુને સમ ગણે સમ ગણે તૃણ-મણિ-ભાવ રે
મુક્તિ સસાર બિહુ સમ ગણે મુણે ભવ-જલ-નિધિ-નાવ રે શાં૦૧૦
આપણે આતમ-ભાવ જ એક ચેતના-ડડધાર રે
અવર સવિ સાથ સયોગથી એહ નિજ પરિકર સાર રે" શા૦ ૧૧
પ્રભુ-મુખથી એમ સાભળી કહે આતમ-રામ રે
"તાહરે દરિશણે નિસ્તર્યો, મુજ સીધાં સવિ-કામ રે શા૦ ૧૨
અહો અહો હુ મુજને કહું,-"નમો મુજ નમો મુજ રે"
અ-મિત-ફલ-દાન-દાતારની જેહને ભેટ થઈ તુજ રે" શા૦ ૧૩
શાન્તિ-સ-રૂપ સક્ષેપથી કહ્યો નિજ-પર-રૂપ રે"
આગમમાહે વિસ્તર ઘણો કહ્યો શાન્તિ જિન ભૂપ રે શાં૦ ૧૪
શાન્તિ-સ-રૂપ એમ ભાવશે ધરી શુદ્ધ-પ્રણિધાન રે
આનદ-ઘન-પદ પામશે તે લહેશે બહુ-માન રે શા૦ ૧૫

## ૧૭ શ્રી-કુથુ-નાથ-જિન-સ્તવન

[રાગ-ગુર્જરી રામ-કલિ અમર દેહો મોરારી હમારા-એ દેશી]

મનડુ કિમહિ ન બાઝે! હો! કુન્થુ-જિન મનડુ કિમહિ ન બાઝે!
જિમ જિમ જતન કરીને રાખુ, તિમ તિમ અલગુ ભાજે હો કુ ૦૧
રજની-વાસર વસતી-ઉજડ-ગયણ પાયાલે જાય
'સાપ ખાયને મુખડુ થોથુ" એહ ઉખાણો ન્યાય હો! કુ૦ ૨
મુગતિતણા અભિલાષી તપીયા જ્ઞાન ને ધ્યાન અભ્યાસે
વયરીડુ કાઈ એહવુ ચિંતે નાખે અવળે પાસે હો! કુ૦ ૩
આગમ આગમ-ધરને હાથે નાડડવે કિણ-વિધ આકુ
કિહાં કણે જો હઠ કરી હઠકુ તો વ્યાલતણીપરે વાકુ હો! કુ૦ ૪
જો "ઠગ" કહુ તો ઠગ તો ન દેખુ શાહુકાર પણ નાહી
સર્વમાહે ન સહુથી અલગુ એ અચરિજ મનમાહી હો! કુ૦ ૫

જે જે કહું, તે કાન ન ધારે આપ-મતે રહે કાલો.
સુર-નર-પણ્ડિત-જન સમજાવે ન માહરો સાલો હો। કુ૦ ૬
મેં જાણ્યું 'એ લિઙ્ગ નપુંસક' સકલ-મરદને ઠેલે
બીજી વાતે સમરથ છે નર એહને કોઇ ન જેલે હો। કુ૦ ૭
"મન સાધ્યું, તેણે સઘળું સાધ્યું" એહ વાત નહિ ખોટી
એમ કહે, સાધ્યું નવિ માનું એક હિ વાત છે મ્હોટી. હો। કુ૦ ૮
"મનડું દુરા-ઽઽરાધ્ય તે વશ આણ્યું" તે આગમથી મતિ આણું.
આનંદ ઘન પ્રભુ! માહરું આણો તો સાચું કરી જાણું હો। કુ૦ ૯

## ૧૮ શ્રી-અર-નાથ-જિન સ્તવન.

[રાગ-પરજ' તથા મારુ, ઋષભનો વંશ રયણાયરુ-એ દેશી]

ધરમ પરમ અર-નાથનો, કિમ જાણું ભગવંત રે,
સ્વ-પર-સમય સમજાવીએ મહિમાવંત મહંત રે ધ૦ ૧
શુદ્ધા-ઽઽતમ-અનુભવ સદા સ્વ-સમય એહ વિલાસ રે
પર-પડિછાંયડી જે પડે તે પર-સમય નિવાસ. રે ધ૦ ૨
તારા નક્ષત્ર ગ્રહ ચન્દની, જ્યોતિ દિનેશ મોઝાર. રે
દર્શન જ્ઞાન ચરણથકી, શક્તિ નિજા-ઽતમ ધાર. રે ધ૦ ૩
ભારી પીળો ચીકણો કનક અનેક-તરઙ્ગ રે
પર્યાય-દૃષ્ટિ ન દીજીએ એક જ કનક અ-ભઙ્ગ રે ધ૦ ૪
દરશન જ્ઞાન ચરણ થકી, અ-લખ સ-રૂપ અનેક રે
નિર્વિકલ્પ-રસ પીજીએ શુદ્ધ-નિરઞ્જન એક રે ધ૦ ૫
પરમા-ઽરથ-પથ જે કહે, તે રઞ્જે એક-તંત રે
વ્યવહારે-લખ જે રહે, તેહના ભેદ અનન્ત રે ધ૦ ૬
વ્યવહારે લખ દોહિલો. કાંઈ ન આવે હાથ રે
શુદ્ધ-નય-થાપના સેવતાં નવિ રહે દુ-વિધા-સાથ. રે ધ૦ ૭

એક-પખી લખ પ્રીતિની. તુમ સાથે જગ-નાથ. રે
કૃપા કરીને રાખજો, ચરણ-તળે ગ્રહી હાથ. ! રે ધ૦ ૮
ચક્રી ધરમ-તીરથતણો તીરથ-ફલ તત્ત-સાર. રે
તીરથ સેવે, તે લહે આનન્દ-ઘન નિરધાર રે ધ૦ ૯

## ૧૯ શ્રી-મલ્લિ-નાથ-જિન-સ્તવન

[ રાગ-કાફી સેવક કિમ અવગણિયે ! ]

સેવક કિમ અવગણીયે ? હો ! મલ્લિ-જિન !
એહ અબ શોભા સારી ?
અવર જેહને આદર અતિ દીયે, તેહને મૂલે નિવારી હો ! મ૦ ૧
જ્ઞાન-સ્વ-રૂપ અના-ડડદિ તમારુ તે લીધું તમે તાણી.
જુઓ અ-જ્ઞાન-દશા રીસાવી. જાતાં કોણુ ન આણી હો ! મ૦ ૨
નિદ્રાઃ સુપન, જાગર ઉજાગરતા તુરીય-અવસ્થા આવી
નિદ્રા સુપન દશા રીસાણી જાણી, ન નાથ મનાવી હો ! મ૦ ૩
સમકિતસાથે સગાઇ કીધી સ-પરિવાર શું ગાઢી
મિથ્યા-મતિ અપરાધણ જાણી, ઘરથી બહિર કાઢી. હો ! મ૦ ૪
હાસ્યઃ અ-રતિ શોક દુગચ્છાઃ ભય પામર *કરસાલી,
નો-કષાય ગજ શ્રેણિ ચડતા, શ્વાનતણી ગતિ ઝાલી હો ! મ૦ ૫
રાગ દ્વેષ અ-વિરતિ ની પરિણતિ એ ચરણ-મોહના દેદ્ધ
વીત રાગ પરિણતિ પરિણમતાં, ઉઠી નાઠા બોધા. હો ! મ૦ ૬
વેદોદય કામા પરિણામા, કામ્ય-કરમ સહુ ત્યાગી,
નિ કામી કરુણા રસ સાગર અનંત ચતુષ્ક પદ પાગી હો ! મ૦ ૭
દાન-વિઘન વારી, સહુ-જનને અ-ભય-દાન-પદ દાતા.
લાભ-વિઘન જગ-વિઘન નિવારક, પરમ લાભ રસ માતા હો. મ૦ ૮

* ઘુરસાલી પાઠાન્તર

વીર્ય-વિઘન પણ્ડિત-વીર્યે હણી, પૂરણ-પદવી-યોગી
ભોગોપભોગ દોય વિઘન નિવારી,પૂરણ-ભોગ-સુ ભોગી હો। મ
એ અઢાર દૂષણ વર્જિત-તનુ મુનિ-જન-વૃદે ગાયા
અ વિરતિ-રૂપક દોષ નિરૂપણ નિર્દ ષણ મન ભાયા હો। મ૦ ૧
ઈણ વિધ પરખી, મન-વિશરામી જિન-વર-ગુણ જે ગાવે-
દીન બધુની મ્હેર નજરથી આનન્દ ઘન પદ પાવે હો। મ૦ ૧

## ૨૦ શ્રી-મુનિ-સુ વ્રત-જિન સ્તવન

[ રાગ-કાફી આધા આમ પધારો પૂજ્ય-એ દેશી ]

મુનિ-સુ વ્રત જિન-રાય ! એક મુઝ વિનતિ નિસુણો
"આતમ તત્ત્વ કર્યુ જા ણ્યું જગત-ગુરુ! એહ વિચાર મુઝ કહિયે
આતમ-તત્ત્વ જાણ્યાવિણ નિર્મલ-ચિત્ત સમાધિ નવિ લહિયો
મુ૦ ૧ એ આંકણી

કોઈ "અ-બધ આતમ-તત્ત" માને. કિરિયા કરતો દીસે
"કિરિયાતણું ફલ કહો કુણ ભોગવે ?" ઈમ પૂછ્યુ,ચિત્ત રીસે. મુ
જડ ચેતન એ આતમ એક જ સ્થાવર જગમ સરિખો-
સુખ-દુ ખ-સ કર-દૂષણ આવે ચિત્ત વિચારી જો પરીખો મુ૦
એક કહે "નિત્યજ આતમ-તત્ત" આતમ-દરિસણ-લીનો
કૃત વિનાશ અકૃતાડડગમ-દૂષણ,નવિ દેખે મતિ હીણો મુ૦
સૌગત-મત-રાગી કહે વાદી -"ક્ષણિક એ આતમ જાણો"
બધ મોક્ષ સુખ દુ ખ નવિ ઘટે એહ વિચાર મન આણો મુ૦
ભૂત-ચતુષ્ક-વર્જિત-આતમ-તત્ત સત્તા અળગી ન ઘટે"
અધ શકટ જો નજરે ન દેખે તો શું કીજે શકટે ? મુ૦
એમ અનેક-વાદિ-મત-વિભ્રમ-સ કટ પડિયો, ન લહે-

ચિત્ત-સમાધિ તે માટે પૂછુ તુમવિણુ તત્ત કોઈન કહે."મુ૦
"વલતું જગ-ગુરુ ઈણિપરે ભાખે-પક્ષ-પાત સબ છંડી
રાગ-દ્વેષ-મોહ-પખ-વર્જિત આતમશું રઢ મંડી મુ૦ ૮
આતમ-ધ્યાન કરે જો કોઉ, સો ફિર ઈણુમે નાડડવે,
વાગ-જાલ બીજુ સહુ જાણે, એહ તત્ત્વ ચિત્ત આવે. મુ૦ ૯
જિણે વિવેક ધરી એ પખ ગ્રહિયો, તે તત્ત-જ્ઞાની કહિયે
શ્રીમુનિસુવ્રત કૃપા કરોતો,આનંદ ઘન-પદ લહિયે મુ૦૧

## ૨૧. શ્રી-નમિ-નાથ-જિન-સ્તવન

[ રાગ-આશાવરી ધન ધન સંપ્રતિ સાચો રાજા એ દેશી ]

ષડ્-દરિસણુ જિન-અંગ ભણીજે, ન્યાસ ષડ-ડંગ જો સાધે
નમિ જિન વરના ચરણુ-ઉપાસક ષડ્-દરિસન આરાધે રે ષ૦૧
જિન-સુર-પાદપ-પાય વખાણુ સાખ્ય જોગ દોય ભેદે રે
આતમ-સત્તા-વિવરણુ કરતાં, લહો દુગ અંગ અખેદે રે ષ૦૨
ભેદ અભેદ સૌ-ગત મીમાસક જિન-વર દોય કરી ભારી રે,
લોકા-ડ-લોક-અવલંબન ભજીયે, ગુરુ ગમથી અવધારી રે ષ૦૩
લોકાયતિક કુખ જિન વરની, અંશ વિચારી જો કીજે રે
તત્ત્વ-વિચાર-સુધારસ-ધારા ગુરુગમવિણુ કેમ પીજે ? રે.ષ૦ ૪
જૈન જિનેશ્વર-ઉત્તમ અંગ, અન્તર-ડંગ બહિર-ડંગે. રે
અક્ષર-ન્યાસ-ધરા આરાધક આરાધે ધરી સંગે રે ષ૦ ૫
જિન-વરમા સઘળા દરિસણુ છે દરિસણુમા જિન વર-ભજના રે
સાગરમાં સઘળી-તટિની સહી, તટિનીમા સાગર-ભજના રે ષ૦૬
જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે,
ભૃંગી ઇલિકાને ચટકાવે. તે ભૃંગી જગ જોવે, રે ષ૦ ૭

ચુર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ વૃત્તિ પરંપર અનુભવ રે
સમયપુરુષના અંગ કહ્યા એ જે છેદે તે દુર્ભવ રે ષ૦ ૮
મુદ્રા બીજ ધારણા અક્ષર ન્યાસ અરથ વિનિયોગ રે,
જે ધ્યાવે, તે નવિ વંચિજે ક્રિયા-અવંચક ભોગે. રે ષ૦ ૯
શ્રુત-અનુસાર વિચારી બોલું "સુગુરુ તથા વિધ ન મિલે રે
કિરિયા કરી નવિ સાધી શકિયે" એ વિખવાદ ચિત્ત સઘળે રે ષ૦ ૧૦
તે માટે ઊભા કર જોડી જિનવર આગલ કહીયે રે
'સમય-ચરણ-સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહીયે રે ષ૦ ૧૧

## ૨૨ શ્રી-નેમિનાથ-જિન સ્તવન

[ રાગ-મારુણી ધણુગ ઢોલા—એ દેશી ]

અષ્ટ-ભવ તાર વાલહી રે તું મુજ આતમ-રામ મનરા વાલા
મુગતિ સ્ત્રીશું આપણે રે સગપણ કોઈ ન કામ મ૦ ૧
ઘર આવો હો વાલમ! ઘર આવો! મારી આશાના વિશરામા
રથ ફેરો હો! સાજન! રથ ફેરો માહરા મનોરથ-સાથ મ૦ ૨
"નારી-પખો શો નેહલો રે, સાચ કહે જગ નાથ"
ઈશ્વર અર્ધાંગે ધરી રે તું મુજ ઝાલે ન હાથ, મ૦ ૩
પશુ-જનની કરુણા કરી રે આણી હૃદય-વિચાર
માણસની કરુણા નહિ રે એ કુણ ઘર આચાર? મ૦ ૪
પ્રેમ-કલ્પ-તરુ છેદીયો રે ધરિયો જોગ-ધતૂર
ચતુરાઈરો કુણ કહો રે ગુરુ મિલિયો જગ-સૂર? મ૦ ૫
મારું તો એમાં કાંઈ નહિ રે આપ વિચારો રાજ!
"રાજ-સભામાં બેસતાં રે કિસડી બધસી લાજ?" મ૦ ૬
પ્રેમ કરે જગ-જન સહુ રે નિર્વાહે તે ઓર.

પ્રીત કરીને છોડી દે રે તેહશું ના ચાલે જોર. મ૦ ૭
જો મનમાં એહવું હતું રે નિસપત કરત ન જાણ
નિસપત કરીને છાંડતા, રે માણસ હુવે નુકસાન મ૦ ૮
દેતા દાન સંવત્સરી, રે સહુ લહે વંછિત પોષ.
સેવક વંછિત નવિ લહે, રે એ સેવકનો દોષ ૯
સખી કહે- 'એ શામળો " રે હું કહું " લક્ષણ " શ્વેત
ઇણ-લક્ષણ સાચી સખી. રે આપ વિચારો હેત. મ૦ ૧૦
"રાગી શું રાગી સહુ રે વૈરાગી રયો રાગ !"
રાગ વિના કિમ દાખવો રે મુગતિ-સુંદરી-માગ ! મ૦ ૧૧
એક-ગુહ્ય ઘટતું નથી, રે સઘળોયે જાણે લોક
અનેકાંતિક ભોગવો રે બ્રહ્મ-ચારી ગત-રોગ મ૦ ૧૨
જિણ જોણે તુમને જોઉં, રે તિણ જોણે જુવો રાજ !
એક-વાર મુજને જુઓ રે તો સીઝે મુજ કાજ મ૦ ૧૩
મોહ-દશા ધરી ભાવના. રે ચિત્ત લહે તત્ત્વ-વિચાર.
વીત-રાગતા આદરી રે પ્રાણ-નાથ નિર-ધાર. મ૦ ૧૪
સેવક પણ તે આદરે રે તો રહે સેવક-મામ મ૦
આશય સાથે ચાલીએ. રે એહી જ રૂડું કામ મ૦ ૧૫
ત્રિ-વિધ-યોગ ધરી આદર્યો રે નેમિનાથ ભરતાર.
ધારણ પોષણ તારણો રે નવ-રસ-મુગતા-હાર મ૦ ૧૬
કારણ-રૂપી પ્રભુ ભજ્યો રે ગણ્યું ન કાજ-અકાજ
કૃપા કરી મુજ દીજીએ રે આનન્દ-ઘન-પદ-રાજ મ૦ ૧૭

## ૨૩ શ્રી-પાર્શ્વ-નાથ-જિન-સ્તવન

[ રાગ-સારગ । રસીઆની દેશી ]

ધ્રુવ પદ રામી! હો સ્વામિ! માહરા! નિ:કામી ગુણ રાય સુ જ્ઞાની
નિજ-ગુણ-કામી હો! પામી તુ ધણી, ધ્રુવ-
આરામી હો! થાય સુજ્ઞાની ધ્રુ૦ ૧
સર્વ-વ્યાપી કહો સવ-જાણગપણે પર-પરિણમન સરૂપ સુ૦
પર રૂપે કરી તત્ત્વપણું નહી સ્વ-સત્તા ચિદ્-રૂપ સુ૦ ધ્રુ૦ ૨
જ્ઞેય અનેકે હો! જ્ઞાન-અનેકતા-જલ-ભાજન રવિ જેમ સુ૦
દ્રવ્ય એકત્વપણે ગુણ એકતા નિજ પદ રમતા હો! એમ સુ૦ ધ્રુ૦ ૩
પર-ક્ષેત્રે ગત જ્ઞેયને જાણવે, પર-ક્ષેત્રે થયુ જ્ઞાન સુ૦
"અસ્તિપણું નિજ-ક્ષેત્રે" તુમે કહ્યું, નિર્મલતા ગુણમાન સુ૦ ધ્રુ૦ ૪
જ્ઞેય-વિનાશે હો! જ્ઞાન વિનશ્વરુ, કાળ-પ્રમાણે રે થાય સુ૦
સ્વ-કાળે કરી સ્વ-સત્તા સદા, તે પર રીતે ન જાય સુ૦ ધ્રુ૦ ૫
પર-ભાવે કરી પરતા પામતા, સ્વ-સત્તા-થિર-ઠાણ સુ૦
આત્મ ચતુષ્કમયી પરમાં નહી, તો કિમ સહુનો રે જાણ સુ૦ ધ્રુ૦ ૬
અગુરુ-લઘુ નિજ-ગુણને દેખતા, દ્રવ્ય સકલ દેખત સુ૦
સાધારણ-ગુણની સાધર્મ્યતા, દર્પણ જલને દૃષ્ટાંત સુ૦ ધ્રુ૦ ૭
શ્રી પારસ જિન પારસ-રસ સમો, પણ ઇહાં પારસ નાહિ સુ૦
પૂરણ રસિયો હો! નિજ-ગુણ-પરસનો
આનંદઘન મુજ માહિ સુ૦ ધ્રુ૦ ૮

---

## ૨૪ શ્રી–મહા–વીર–વર્ધમાન–જિન–સ્તવન

( રાગ–ધનાશ્રી )

વીરજીને ચરણે લાગું વીરપણું તે માગું રે
મિથ્યા મોહતિમિર ભય ભાગ્યું જિત-નગારું વાગ્યું રે વી૦ ૧
છઉમત્થ વીર્ય લેશ્યા સંગે અભિસંધિજ મતિ અંગે, રે
સૂક્ષ્મ-સ્થુલ-ક્રિયાને રંગે યોગી થયો ઉમંગે રે વી૦ ૨
અસંખ્ય-પ્રદેશે વીર્ય-અસંખ્યે, યોગ અસંખિત કંખે રે
પુદ્ગલ-ગણ તિણે લે સુ વિશેષે યથા શક્તિ મતિ-લેખે. રે વી૦૩
ઉત્કૃષ્ટ-વીર્ય-નિવેશે યોગ-ક્રિયા નવી પેસે રે
યોગતણી ધ્રુવતાને લેશે આતમ-શક્તિ ન ખેસે રે વી૦ ૪
કામ-વીર્ય-વશે જિમ ભોગી, તિમ આતમ થયો ભોગીરે
શૂરપણે આતમ-ઉપયોગી થાય તેહ અ-યોગી રે વી૦ ૫
"વીરપણું તે આતમ-ઠાણે" જાણ્યું તુમચી વાણે રે
ધ્યાન વિન્નાણે શકિત પ્રમાણે નિજ ધ્રુવપદ પહિચાણે રે વી૦ ૬
આલંબન-સાધન જે ત્યાગે,-પરિણતિને ભાગે રે
અક્ષય દર્શન જ્ઞાન વૈરાગ્યે આનન્દઘન—પ્રભુ જાગે રે વી૦૭



૧ ઉત્કૃષ્ટ ક્રિયા નવ દેશે પાઠાન્તર ૨ દ્રવ્ય તણી પાઠાન્તર

# સ્વર્ગસ્થ ભાઈશ્રી નરોત્તમદાસ કેશવજીભાઈની જીવનરેખા

સ્વર્ગસ્થ ભાઈ નરોત્તમદાસનો જન્મ સદ્ભાગ્યે જૈન કુળની મહત્તા સમજનાર અને શ્રીમંત કુટુંબમાં થયો હતો પૂર્વ જન્મના પુણ્યાનુસાર પ્રાપ્ત થયેલી સામગ્રીનો સદુપયોગ ધર્મરુચિમા પરિણમ્યો, સ્વ ભાઈ નરોત્તમદાસ —

" સુવિધિનાથ તુમ ગુણ ફુલનકો
મેરો દીલ હે બાગ
જશ કહે—'ભ્રમર હોય રસિક, તાકે
લીજે ભક્તિ પરાગ "
મે કીના નહિ તુમ બીન ઓરશું રાગ

એ ઉક્તિ અનુસાર દેવાધિદેવ વીતરાગ પરમાત્માની ભક્તિમાં તલ્લીન બન્યા હતા સંગીતની બક્ષીસ કુદરતી હતી. વાયોલીન ઉપરનો કાબુ અનુપમ હતો સંગીતોની મિજલસોમા હાજરી આપી કેટલાએ ચાંદોની પ્રાપ્તિ કરી હતી ઉત્તમ કુળ અને ધાર્મિક વાતાવરણ સાંપડવાથી સ્વ૦ નરોત્તમદાસે દૃઢ જીંદગીનો ભક્તિમાર્ગે સદુપયોગ કર્યો હતો

વેદનીય કર્મના પરિપાક રૂપે ફ્લીટનું દરદ પલ્લે પડવાથી લગભગ સોળેક વર્ષની વયે સાંસારીજીવન છોડવું પડયું

સહાધ્યાયીઓ પાસેથી હજુ પણ જાણવા મળે છે, કે-"સ્વ નરોત્તમદાસ ખરેખર સરલ-સ્વભાવી ઉદાર-ચરિત અને કળા-રસિક હતા

માત્ર પચીસ વર્ષની ઉમની ઉમ્મરમા આપ્તજનોમા સુવાસ ફેલાવી, ભક્તિનો પરાગ ખેચતા જીવન લીલા પૂરી કરી

जं विर विहिणा लिहियं
त चिय परिणमइ सयल-लोयस्स।

"વિધાતાએ જે લેખ લખ્યા હોય, તે સર્વ, લોકને અવશ્ય પરિણમે છે"

સ્વ૦ ભાઇ નરોત્તમદાસના આત્માની ભાવનાઓને અનુરૂપ ભક્તિરસ પ્રધાન આ ચોવીશીનું પ્રકાશન તેમના પિતાશ્રી શેઠ કેશવજી નેમચદભાઈ તરફથી કરવામા આવે છે, તે પણ યોગ્ય ઘટના ઘટી લેખાય.

સ્વ૦ ભાઇ નરોત્તમદાસના આત્માને શાસનદેવ ચિર શાંતિ સમર્પે, એવી ઇચ્છા સાથે વિરમું છુ

લી૦ મણિલાલ વનમાળીદાસ શેઠ

શ્રી આનન્દઘનજી મહારાજ વિરચિત

# શ્રી આનન્દ-ઘન-ચોવીશી

[પ્રભુદાસ બેચરદાસ પારેખની
અવતરણ શીર્ષક શબ્દાર્થ ગાથાર્થ ભાવાર્થ ટીપ્પણ
સંક્ષિપ્ત સૂચન ક્વચિત્ પ્રમાણો વગેરેથી સુગમ
સંક્ષિપ્ત વિવેચના-પ્રમોદા યુક્ત ]

સંપાદક
પ્રભુદાસ બેચરદાસ પારેખ,
રાજકોટ

## મઙ્ગલમ્

હરિ–ગીત–છન્દ

સ્વાત્મમા પ્રીતિ–ભક્તિથી
આનન્દ—ઘન—પદ મેળવુ

પરમ–નિમિત્ત તે માર્ગમા
જિન—દેવને વદના કરુ.

આનન્દ—ઘન—ચોવીશી રૂડી
ખ્યાત શ્રી સંઘે બહુ

પ્રમોદા નામની વિવેચના
હુ હૃદમા તેની કરુ—૧

—:o:—

# ૧ શ્રી-ઋષભ-દેવ-જિન-સ્તવન

## પ્રીતિ-અનુષ્ઠાન

[આદિ-ધાર્મિક જીવને પ્રથમ દેવ-ગુરુ-ધર્મ તરફ પ્રીતિ ઉત્પન્ન થાય છે, ત્યારે તે પ્રીતિ કોની સાથે કરી હોય, તો સૌથી વધુમાં વધુ વખાણી ગણાય ? તે અહીં નક્કી કરી આપવામાં આવેલ છે]

[ રાગ-મારુ કર્મ પરીક્ષા કરણ કુવર ચાલ્યો, એ દેશી. ]

ઋષભ-જિનેશ્વર પ્રીતમ માહરો રે
ઓર ન ચાહુ રે કંત
રીઝયો સાહિબ સંગ ન પરિહરે રે
ભાગે સાદિ-અનંત ઋષભ૦ ૧

[ પ્રીતમ=પ્રિયતમ, પતિ, વધુમાં વધુ વહાલો ઓર=અવર, બીજો કંત=કાન્ત, કંથ, પતિ. રીઝયો=ખુશી થયેલો સાહિબ=સ્વામિ, માલિક, પતિ. સંગ=સંબંધ પરિહરે=છોડે, છોડી દે ભાગે=વિકલ્પે સાદિ-અનંત= શરૂઆત સહિત અને અંત રહિત.]

સુમતિ૦—શ્રીઋષભજિનેશ્વર જ મારા પ્રિયતમ-વ્હાલામાં વ્હાલા પતિ છે કેમ?-હું તેમના સિવાય બીજાને પતિ તરીકે ચાહતી જ નથી. હું તેને એવી દૃઢ રીતે ચાહું છું કે-મારા એ સાહિબ-આગ એ મારિ--મારા ઉપર પૂરેપૂરા

એવા રાજી રહે છે, કે જેથી કરીને તેઓ મારી આવ સાદિ-અનત ભાગે થયેલો નબધ છોડતા નથી એ તેની સાથેની પ્રીતિની ખૂબી છે ૧

પુરષોમા ઋષભ સમાન પુરષોત્તમ પુરષ કાયમી એવી ઉચ્ચ પ્રકારની પ્રીતિ કરવાને લાયક ગણાય છે તે રીતે ઋષભ શબ્દમા શ્લેષ યોજનથી જણાય છે એમ કરીને ઋષભદેવ જિનેશ્વરના પુરુષર્ષભતા શ્લોકથી આદિ અનત ભાગાની પ્રીતિથી આર્થક કરી બતાવેલી જણાય છે

પ્રીત-સગાઇ રે જગમા સહુ કરે રે
　　પ્રીત-સગાઇ ન કોય
પ્રીત-સગાઈ રે નિરુપાધિક કહી રે
　　સોપાધિક ધન ખોય　　ઋષભ૦ ૨

[પ્રીત-સગાઇ-૧ પ્રીતિપૂર્વકનુ સગપણ ૨ પ્રીતિ અને સગપણ કોય-નજીવી, નકામી. નિરુપાધિક-ઉપાધિ રહિત, નિશ્ચલ સોપાધિક-ક્ષણિક નજીવા નિમિત્ત ઉપર રચાયેલી ધન-સાચુ આધ્યાત્મિક ધન ખોય-ગુમાવાય]

જોકે જગતમા પ્રીતિપૂવકની સગાઇ અથવા પ્રીતિ અને સગાઇ તો બધાયે કરે છે પગ તુ એ પ્રીત-સગાઇ કોઈ મહત્ત્વની નથી હોતી કેમકે તે ક્ષણિક [સોપાધિક] હોય છે સાદિ અનત ભાગે નથી હોતી, પ્રીત-સગાઇ નિરુપાધિક કરવાની કહી છે સોપાધિક-દુનિયાદારીની ક્ષણિક પ્રીતિથી માત્ર ધન જ

× ન કાપિ-કાઇપેન નહી કોઇ ચીજ નહી નકામી

[આત્મધન] ગુમાવાય છે-ગુમાવવાનું હોય છે એટલે કે તેવી પ્રીતિથી કોઇ લાભ થતો નથી ૨

કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરે રે
"મળશું કંતને ધાય"
એ મેળો નવિ કહિયે સંભવે રે
મેળો ઠામ ન ઠાય ઋષભ૦ ૩

[કાષ્ટ ભક્ષણ કરે-ચિતામાં બળી મરે છે ધાય-દોડીને. કહિયે-કોઈ દિવસે ઠામ ઠાય-૧ ઠામ ઠામ ૨ કાયમી સ્થાને ૩ કોઈ સ્થાને કાયમ.]

કોઇ પત્ની તો "એવી દોડું કે ભવાંતરમાં પતિને જલ્દી મળી શકું" એ ઇચ્છાથી પતિ તરફના પ્રેમ ખાતર પતિના શરીરની સાથે ચિતામાં બળી મરે છે પરંતુ, એ રીતે મેળાપ થવાનો કહિયે સંભવ હોતો નથી કેમકે મેળાપ ઠામ ઠામ થઈ શકતો નથી અથવા એ મેળાપ કોઇ કાયમી ઠેકાણે થતો નથી, અથવા એ મેળાપ કોઈ સ્થાને કાયમ રહેતો નથી ૩

કોઇ પતિ-રંજન અતિ ઘણો તપ કરે રે
પતિ-રંજન તન-તાપ
એ પતિ-રંજન મે નવિ ચિત્ત ધર્યું રે,
રંજન ધાતુ-મિલાપ ઋષભ૦ ૪

[રંજન-ખુશ કરવું તન તાપ-શારીરિક કષ્ટ ચિત્ત ધર્યું-મનમાં સ્થાન આપ્યું, ગણકાર્યું ધાતુ મિલાપ-શારીરિક ધાતુઓનું મિશ્રણ]

સારો પતિ મેળવવા ઇચ્છતી કોઈ પત્ની, ખુશી કરી પતિને આકર્ષવા માટે અતિઘણું તપ કરે છે એવી રીતે કરેલું પતિરંજન માત્ર શારીરિક કષ્ટરૂપ જ થાય છે હું એને પતિનું સાચું રંજન માનતી જ નથી રંજન કરવાનો એ પ્રયાસ તો માત્ર પોતાની ધાતુઓ સાથે પતિની ધાતુઓની મેળવણીરૂપ પરિણામ લાવવાના ઉદ્દેશથી જ હોય છે—બીજો કોઈ સુદૃઢ ઉદ્દેશ હોતો નથી ૪

એ રીતે ત્રણ ગાથામા "તુ ચવી પ્રીતિમા કાઈ પણ ખરો સાર નથી" એમ જણાવ્યું

કોઈ કહે—"લીલા રે અ-લખ અ-લખ તણી રે
લખ પૂરે મન આશ "
દોષરહિતને લીલા નવિ ઘટે રે
લીલા દોષ વિલાસ ઋષભ૦ ૫

[ લીલા—માયા, રમત અ લખ—અલક્ષ્ય ધ્યાનમા ન આવે તેવી અ લખ—અલક્ષ્ય, બ્રહ્મ, લખ—લાખો આશ—આશા પૂરે—પૂરી કરે, સફળ કરે દોષ વિલાસ—દોષનો પ્રભાવ ]

કોઈ કહે છે, કે—"પરમબ્રહ્મ—પરમેશ્વર—અલક્ષ્યરૂપ પતિ છે તેની અનક્ષ્ય લીલા હોય છે તેથી, તે મનની લાખો આશાઓ પૂરી કરે છે માટે તેની સાથે પ્રીતિ કરવી જોઇએ" પરતુ, વિચાર કરી જોતા નિર્દોષ એના પરમાત્માને લીલા ઘટી શકે જ નહીં, કેમકે—લીલા એજ દોષરૂપ છે, દોષોનો

વિશ્રામ-વિસ્તાર જ લીલા રૂપે છે માટે એવા લીલાધારી સદોષી પરમાત્મારૂપ પતિ સાથે સાદિ—અનંત—ભાગાની પ્રીતિ સંભવતી નથી

માટે દુન્યવી પ્રીતિ અને લીલાધારી અલક્ષ્ય બ્રહ્મ સાથેની પ્રીતિ નિર્દોષ નથી-સદોષ છે, તેથી શ્રી ઋષભદેવ પરમાત્મા રૂપી નિર્દોષ પતિ સાથેનીજ મારી પ્રીતિ સર્વથા ઉચિત છે ૫

ઉપસંહાર —

ચિત્ત-પ્રસન્ને રે પૂજન-ફલ કહ્યુ રે
પૂજા અખંડિત એહ
કપટ-રહિત થઈ આતમ-અરપણા રે
આનંદઘન-પદ રેહ ઋષભ૦ ૬

[ અખંડિત-આખી, પૂરી. કપટ રહિત-ત્રણ શલ્ય રહિત. આતમ અરપણા-આત્મ સમર્પણ આનંદ ઘન-આનંદનો ભંડાર આનંદઘન પદ-મોક્ષ રેહ-રેખા, નિશાની ]

"પ્રસન્ન ચિત્તથી—પતિ તરફના અનન્ય ભાવે—પતિની પૂજા કરવામા આવે, તો જ તેનુ પતિરંજન રૂપ ફળ મળી શકે છે " એમ કહ્યુ છે, અરે એજ ચિત્તની પ્રસન્નતા જ ખરી અખંડ—સંપૂર્ણ—પૂજા છે, કપટ રહિત થઈને અથવા માયા મિથ્યાત્વ અને નિદાન એ ત્રણ શલ્ય રહિત થઈને સ્વામીને સંપૂર્ણ સમર્પિત થઈ જવુ, તે જ આનંદઘન પદની—મોક્ષ

મેળવવાની રેખા-નિશાની છે તેની જ પૂર્ણ પ્રીતિ મેળવવાથી જ આનંદનો ઘન-આનંદનો ભંડાર-મોક્ષ સાદિ અનંત ભાગે મળી શકે છે ૬

ભાવાર્થ —ભવ્ય જીવ અનાદિ કાળમાં અનંત પુદ્ગલ પરાવર્તન કાળ સુધી રખડતો રખડતો જ્યારે છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં આવે છે, ત્યારે તે શુકલપાક્ષિક જીવ કહેવાય છે કેમકે-તેને મોક્ષમાં જવાનો વખત હવે એક પુદ્ગલ પરાવર્તન જેટલો જ બાકી રહ્યો હોય છે

શુકલપાક્ષિક જીવ ધીમે ધીમે દેવ ગુરુ ધર્મ તરફ પ્રીતિ-ભક્તિવાળો થવા લાગે છે તેને ધર્મ અને ધર્મીઓ તરફ પણ સહજ પ્રીતિ ઉત્પન્ન થવા લાગે છે આ જાતના શુકલપાક્ષિક જીવના મોક્ષ તરફના તદ્દન પ્રાથમિક વલણને સુમતિ સદ્બુદ્ધિ-આત્મગુણરૂપ એક સુંદર અને સદ્ગુણી સ્ત્રી તરીકે અહીં કલ્પવામાં આવેલી છે

આવી જાતની સુમતિ પ્રગટ થાય છે, ત્યારે જીવને દેવ ગુરુ ધર્મ તરફ પ્રીતિ થવા લાગે છે તેવા સંજોગોમાં સુમતિ બોલે છે કે-"જો પતિદેવ-પરમાત્મા સાથે મારે પ્રીતિ કરવી જ છે, તો એવા પતિદેવ-પરમાત્મા સાથે મારે પ્રીતિ કરવી જોઈએ, કે-જે પતિદેવ સર્વથી ઉંચામાં ઉંચી લાયકાત ધરાવતા હોય કેમકે-તેજ પ્રીતિ નિર્દોષ અને સ્થાયી હોઈ શકે

તો, એવા પતિદેવ તો સર્વગુણી વીતરાગ શ્રી ઋષભદેવ પરમાત્મા છે તેને રીઝવવાથી તેઓની સાથે એવી

પ્રીતિ બધાય છે, કે-જે એક વખત બધાયા પછી તે અનતકાળ સુધી ટકે છે ક્ષાયિક સમકિત ઉત્પન્ન થવાથી જે પ્રીતિ બાધવામા આવે છે, તે ખરેખરી પૂરી પ્રીતિ બધાય છે ક્ષાયિક સમકિત ઉત્પન્ન થયા પછી અનત કાળ સુધી તે જતુ જ નથી કેમકે-સાદિ-સાન્ત અનાદિ સાન્ત અનાદિ અનત અને સાદિ અનત એ ચાર ભાગા માથી સાદિ અનત ભાગે તે સમકિત હોય છે તેથી તેમની સાથેની પ્રીતિ પણ સાદિ અનત ભાગે હોય છે

આ સ્થિતિમા-દુનિયામા જે પ્રેમ સગાઇઓ થાય છે, પતિ પાછળ સતી થવાય છે, પતિ માટે મોટામા મોટા તપ કરવામા આવે છે તે બધુ ક્ષણિક છે,તેમજ કાયાકષ્ટરૂપ પણ છે પારમાર્થિક નથી

વળી, લીલાધાની અલખ પરમાત્મા સાથેની પ્રીતિ પણ બહુ વખાણવા લાયક નથી કેમકે-તેથી એ જાતના પર માત્મા નિર્દોષ પતિ નથી ઠરતા

માટે, નિર્દોષમા નિર્દોષ પરમાત્મા પતિ શ્રી ઋષભદેવ જિનેશ્વર છે, અને તેમની અનન્ય ભાવે પ્રસન્નતા મેળ વવામા જ-દુન્યવી ક્ષણિક આનદ કરતા અનતગુણા આનદના ઘન રૂપી-મોક્ષરૂપ-પરમ સુખ મેળવવાની-ચાવી રહેલી છે

શુક્લપાક્ષિક જીવને પ્રથમ પ્રીતિ થાય છે-પછી ભક્તિ ઉપજે છે, પછી શાસ્ત્રોક્ત વચન પ્રમાણે ધાર્મિક જીવન જીવવાની ભૂમિકા પ્રાપ્ત થાય છે અને છેવટે, અસગ અનુષ્ઠાન પ્રાપ્ત કરી તે જીવ મોક્ષમા જાય છે

પ્રીતિ ભક્તિ વચન અને અસગ એ ચાર અનુષ્ઠાનમા શરૂઆતમાં પ્રીતિ અનુષ્ઠાન પ્રાપ્ત થાય છે પ્રથમ તે કોઈપણ પ્રકારના દેવ ગુરુ ધર્મ તરફ થાય છે–તો પછી વીતરાગ દેવ તરફ પ્રીતિ કરવી, એ વધુ શ્રે ઠ છે એ બતાવવાનો આ સ્તવનનો આશય છે

પ્રીતિ અનુષ્ઠાન અને ભક્તિ અનુષ્ઠાનનો ફરક બતાવવા માટે શાસ્ત્રમા પત્ની અને માતાનુ દષ્ટાંત આપેલુ છે પતિની પત્ની તરફ પ્રીતિ હોય છે, અને પત્નીની પતિ તરફ પ્રીતિ હોય છે પુત્રની માતા તરફ ભક્તિ હોય છે અને માતાનું પુત્ર તરફ વાત્સલ્ય હોય છે પત્ની અને માતા તરફની લાગણીમા આ જાતનો ફરક હોય છે આથી શુક્લપાક્ષિક જીવની સદ્બુદ્ધિરૂપી ગુણને સુમતિરૂપી સ્ત્રીનું રૂપક આપીને વીતરાગ પરમાત્મા રૂપી પતિ સાથે ઉંચા પ્રકારની પ્રીતિ કેળવવાની ઘટના બતાવીને પ્રીતિ–અનુષ્ઠાનના સ્વરૂપની પરાકાષ્ઠા–ઉંચી હદ–બતાવી છે એમ કરીને સ્તવનકારે ભારે ઉચિત કલ્પના કરવામા પોતાની કવિત્વ શક્તિનો સુંદર પરિચય આપ્યો છે પ્રીતિ અનુષ્ઠાનનો અતિમ આદર્શ બહિરાત્મભાવ છોડીને પોતાના આત્માને સપૂર્ણ પરમાત્મારૂપ બનવા માટે સમર્પિત કરી દેવામા આવે છે નિ શલ્યપણું અને આત્મસમર્પણ એ જ મોક્ષ મેળવવાની મહત્ત્વની પ્રાથમિક ભૂમિકા છે, મુખ્ય ચાવી છે કપટ રહિતપણુ આદિ ધાર્મિક માટે ખાસ જરૂરી સૂચવ્યું છે મિથ્યાત્વ શલ્ય તો સમકિત થાય ત્યારે જાય છે અને નિયાણારૂપ શલ્ય તો સમકિત હોય તો પણ ચારિત્રાવરણીય કષાયના ઉદયથી સભવે છે

લોક વ્યવહારમા જેમ ખરી ચિઠ્ઠી ઉપર તેના ખરાપણાની નિશાનીરૂપે યોગ્ય અધિકારી તરફથી લીટી મારવામા આવે છે એ લીટી મારેલી-રેખા કરેલી-ચિઠ્ઠી ખરી હોય છે તે સીકરાય છે, સ્વીકારાય છે અને તેમા લખેલી ચીજ મળે છે તે પ્રમાણે નિષ્કપટ ભાવે આત્મસમર્પણ તે મોક્ષની રેખા લીટી-નિશાની બની રહે છે

પ્રીતિ અનુષ્ઠાનની ભૂમિકામાથી પસાર થતો ભક્ત પ્રભુના શરીર શોભા અગરચના વેશ સત્તા શણગાર અધિકાર રાજ્ય વૈભવ મીઠીવાણી ને લગતા બાહ્ય વર્ણનો કરે, તેના ઉપર રાગ બતાવે પ્રીતિભર્યા ઠપકા આપે રીસામણા-મનામણાના ભાવો વ્યક્ત કરે રાગ કે અમર્ષ જન્ય વચનોદ્‌ગારો કાઢે માલિક તરફ સેવકની ભાવનાઓ વ્યક્ત કરે વિગેરે-પ્રીતિ અનુષ્ઠાન સાથે સગત જાણવા

---

# ૨. શ્રી-અજિત-નાથ-જિન-સ્તવન

## મહા-માર્ગનુ સશોધન-માર્ગાનુસગિતા

[ વીતરાગ પરમાત્મા સાથે પ્રીતિ જોડવા ઈચ્છનાર આત્મા "પરમાત્મા મેળવવા માટે કયે રસ્તે થઇને તેમની પાસે જવુ ? તેનો માર્ગ શોધવા પ્રયત્ન કરે એ યોગ્ય જ છે તો આ સ્તવનમા પ્રભુને મેળવવાનો પ્રભુએજ બતાવેલો સાચો માર્ગ પહેલા તો ખોળવા નીકળે છે પરતુ તેને જલદી તે માર્ગ મળતો નથી છતા તે નિરાશ થતો નથી ]

[પર પગ—પર પરા, એક પછી એક. અનુભવ જ્ઞાન અ ધોઅ ધ આધળાની પાછળ આધળો પુલાય પળે, ચાલે, જાય આગમ-શાસ્ત્ર ચરણુ-પગ ધરણુ ધરવાનુ ઠાય-ઠેકાણુ ]

૨ કોઈ પણ પ્રસિદ્ધ પ્રથકના મુખ્ય પુરુષની પછી આવેલા તેના અનુયાયીઓ રૂપ પાછળના પુરુષો હોય, તેના અનુભવને આધારે માર્ગની શોધ કરના જઇએ, તો " એક આનળાની પાછળ બીજો આધળો ચાલ્યો જતો હોય " એના જેવુ પણ થાય નેથી, એ મેર્ગે પણ જો ભૂલાનામા પડ્યા પડ્યા ચાલ્યા આવતા હોય, તો સાચો માર્ગ શી રીતે મળી શકે ? ન પણ મળે

'अंधो अंध पह नित्ता पुरमद्धा न गच्छइ ।

અર્થ —આધળાને રસ્તે ચાલતો આધળો શહેરમા પહોંચી શકે નહીં

૩ દુનિયાના બધા આગમો એટલે કે શાસ્ત્રો એકઠા કરીને જો તેના મદદથી વસ્તુની—માર્ગની શોધ કરવા માડીએ, તો ત્યા તો પગ મૂકવાની જગ્યા મળે તેમ નથી કેમકે—શાસ્ત્રની અનેકવિધ ગહન તથા કડક આજ્ઞાઓના વિસ્તારમા, " કયા પગ મૂકો ? કઈ વાત પકડીને આગળ ચાલવુ ?" તેની જ મુશ્કેલી પડે તેમ છે

અશુધ્ધ જીવને શાસ્ત્રો સમજવા જ ઘણા મુશ્કેલ છે અને શાસ્ત્રને એકના શાસ્ત્રોથી જ માર્ગ મળી જવોયે મુશ્કેલ છે શાસ્ત્ર ઉપરાત બીજા સાધનનીયે જરૂર પડે છે ૩

તર્ક વિચારે રે વાદ-પરંપરા રે
પાર ન પહોચે કોય,
અભિમત વસ્તુ રે વસ્તુગતે કહે રે
તે વિરલા જગ જોય    ૫થડો૦ ૪

[તર્ક-તર્ક વિતર્ક વાદ-ચર્ચા પાર-છેડો અભિમત-મનધારી સાચી વસ્તુ ગતે-સાચી રીતે વિરલા-કોઈક જ જોય-જોવામા આવે

૪ તર્ક-વિચારને આધારે માર્ગ શોધવાનો પ્રયત્ન કરતા વાદની પરંપરાઓ ચાલવા લાગે છે,ને તેનો છેડો ન આવવાથી માર્ગનો પત્તો લાગે તેમ નથી કેમકે-ઘાણીના બળદની માફક વાદનો કોઈ દિવસ કોઈ પણ પાર પામી શકતું જ નથી

૫ સાચી વસ્તુને સાચી રીતે ઉપદેશનારાની મદદથી માર્ગ મેળવવાની ધારણા રાખનારાઓએ-અસફળતાનો સંભવ છે કેમકે-સત્યના ઉપદેશક જ જગતમા વિરલા કોઇકજ હોય છે ૪

વસ્તુ વિચારે રે દિવ્ય નયણ તણો રે
વિરહ પડ્યો નિરધાર
તરતમ-જોગે રે તરતમ વાસના-રે
વાસિત બોધ આધાર    [illegible] ૫

[વસ્તુ વિચારે-સત્ય વાતની [illegible] [illegible] વિચાર કરવામા દિવ્ય નયન-કેવળજ્ઞાની [illegible] પડ્યો-થયો નિરધાર-ચોક્કસ [illegible]

વધતા દરજ્જાને લીધે તરતમ-ઓછાવધતો વામના
-નાનનો ક્ષયોપશમ વામિત-સુવાસિત-સસ્કારિત બોધ-
જ્ઞાન, સમજ તરતમ વામના વામિત બોધ-ઓછા વધત
ક્ષયોપશમને લીધે સસ્કારિત થયેલો ઉચો બોધ, યથા
શક્તિ ગીતાર્થપણુ આધાર-આધારરૂપ છે ]

૬ કોઈ પણ વસ્તુ સમજવામા દિવ્યનયનવાળા
કેવળજ્ઞાની સર્વજ્ઞ ભગવાનનો તો નિશ્ચય વર્તમાનકાળે અ
છે એટલે એ તત પણ તેના મુખથી માગ મળી શકે
નથી તો હવે કરવુ શુ?

તેના ત્રણ ઉપાય છે —

૧ જગત્મા જે કાળે જે બુદ્ધિમાન્ અને સદાચારીપુ
હોય, તેઓમાના ઓછા વધતા ક્ષયોપશમવાળાઓમાંથી
ઉચો ક્ષયોપશમ હોય, તેવા યથાશક્તિ ગીતાર્થ તરફ
આવીને તેઓ જે જે ચડતા ક્રમે ચઢીઆતામા ચઢી
બોધ ધરાવતા હોય, તેજ બોધ—ગીતાર્થપણુ—એક આધા
છે તેના પુરુષની નિશ્રાજ એક આધારરૂપ બને છે
એક ય ઉપાય નથી પરતુ, ગીતાર્થ પુરુષનો પણ મેળાપ
જ મુશ્કેલ છે, કોઇક ભાગ્યવાનને જ થાય છે ૫

"કાળ-લબ્ધિ લહી પથ નિહાળશુ રે"

એ આશા અવલબ

એ જન જીવે રે જિનજી! જાણજો રે

આનદઘન મત-અબ પંથડો

હોની, એટલે કેવળજ્ઞાની ભગવતના અભાવમા સ્વકાળના વર્તમાન ગીતાર્થોનો પરિચય પણ થતો નથી હોતો ત્યાસુધી માત્ર પોતાની આધ્યાત્મિક જિજ્ઞાસાના બળે જ તે આત્મા જીવતો રહે છે, આનદમા-ભાવનામા ટકી રહે છે શુક્લ પાક્ષિક કાળલબ્ધિ ગીતાર્થનો યોગ મળે તો પથ મળી શકે છે પરતુ પથ મળવો પણ સાવ સહેલો નથી કાળ લબ્ધિ પાકી ન હોય ત્યા સુધી પુરુષ પરપરા, શાસ્ત્રાભ્યાસ, તર્કવાદ, ઉપદેશકનો ઉપદેશ અને કેવળજ્ઞાનનો ઉપદેશ વિગેરે પણ માર્ગ મેળવવામા જોઇએ તેવા સહાયક થઇ શકતા નથી

વાસના શબ્દનો અર્થ ક્ષયોપશમ થાય છે ૧ અવિચ્યુતિ ૨ વાસના ૩ સ્મૃતિ-એ ત્રણ ધારણાના ભેદ છે ત્યા વાસના શબ્દનો ક્ષયોપશમ અર્થ કરેલો છે

કેવળ જ્ઞાનીઓના અભાવમા ગીતાર્થ પુરુષો જ માર્ગ મેળવી આપવામા આધાર રૂપ બને છે કેમકે-સર્વજ્ઞ તીર્થંકર પ્રભુની પરપરામા ગુરુક્રમે ચાલ્યા આવતા ગુરુકુળ વાસમા, આર્યદેશ આર્યપ્રજા અને ઉત્તમ કુળજાતિમા સદાચારી અને વિશિષ્ટ જ્ઞાનશક્તિધારી પુરુષો હોય, તે તેમાથી એ ચાઇને આવે છે અને તેઓમાથી પણ જેઓ ઉચામા ઉચી લાયકાત ધરાવતા હોય છે, તેઓ આચાર્યાદિક સઘ માન્ય ઉચા પદ ઉપર આવી શકે છે

વળી, એક જીવ કરતા બીજા કોઇ જીવમા જ્ઞાન વધારે હોય છે તેના કરતા ત્રીજા કોઇમા વધારે હોય છે

એમ ઠેઠ ગીતાર્થ ગુરુનું જ્ઞાન તે કાળના જગતના બીજા જીવો કરતા વધારેમા વધારે કલ્યાણકારક-હિતોપદેશક હોય છે એ રીતે તરતમ જોગે-તરતમ વાસનાથી વાસિત-બોધ વાળા ગીતાર્થ ગુરુએ જ શરણરૂપ હોઈ શકે છે

શાસ્ત્રમા પાચ પ્રકારની લબ્ધિ કહી છે-કાળલબ્ધિ ભાવલબ્ધિ કરણ લબ્ધિ ક્ષાયિકલબ્ધિ ઉપશમલબ્ધિ

---

## ૩ શ્રી-સંભવ-નાથ-જિન-સ્તવન

### આત્મવિકાસની પ્રાથમિક ભૂમિકાએ

[ આનંદઘન મતને આધારે જીવતો શુક્લપાક્ષિક-સત્પંથનો જિજ્ઞાસુ જીવ પહેલી મિત્રાદૃષ્ટિમા આવે છે ત્યારે તેને પહેલી ભૂમિકા મળે છે તે સમયે તેનાંમા અભય અદ્વેષ અને અખેદ પ્રાપ્ત થાય છે ત્યારપછી તે આગળ વધે છે આ પ્રકારનો ક્રમ બતાવવામા આવે છે ]

[ રાગ-રામગ્રી "રાતલડી રમીને કિહાથી આવિયા રે ?" એ દેશી ]

**સંભવ દેવ ! તે ધુર સેવો સવે, રે**
**લહી પ્રભુ-સેવન ભેદ**
**સેવન-કારણ પહેલી ભૂમિકા રે**
**અ-ભય અ-દ્વેષ અ-ખેદ. સંભવ૦ ૧**

[ સંભવદેવ-૧ સંભવનાથ ભગવાન્, ૨ સંભવથી ગણાતા દેવ ધુર-પહેલવહેલા, પ્રથમ સવે-૧ સર્વે-બધા, ૨ સર્વને, બધાને લહી-જાણી પ્રભુ-સેવન ભેદ-પ્રભુની

સેવા કરવાના ભેદો-ચડતા ઉતરતા પ્રકારો સેવન કારણ-સેવા કરવા માટેના કારણરૂપ ભૂમિકા-પીઠિકા, પાયો અ ભય-નિર્ભયતા અ દ્વેષ-રુચિ, પ્રેમ અ ખેદ-થાક કે કંટાળા વિના ]

સભવથી પણ જે જેવ હોય, તે સર્વની-અથવા સભવ-નાથ પ્રભુની સેવા કરવાના ચડતા ઉતરતા ક્રમના ભેદ જાણીને તમે સર્વે પહેલા તો તેની સેવા કરો

સેવા કરવા માટેના કારણરૂપ પહેલા પાયામા અભય અદ્વેષ અને અખેદ એ ત્રણ ગુણ તો પામ જોઇએ ૧

સભવ માત્રથી દેર હોય તે સર્વની સેવા બતાવીને શ્લેષથી સભવનાથ નામની પણ સાર્થકતા કરી બતાવી છે

ભયઃ ચચળતા હો જે પરિણામની રે
દ્વેષ અરોચક-ભાવ
ખેદ' પ્રવૃત્તિ હો કરતા થાકીએ રે
દોષ અ બોધ લખાવ સભવ૰ ૨

[ચ ચળતા-અસ્થિરતા, પરિણામ-મનના આત્માના સારા ભાવ અરોચક-ભાવ-અપ્રીતિ, અણગમો પ્રવૃત્તિ-ક્રિયા, કામ, પ્રયત્ન થાકીએ-કંટાળીએ અ બોધ-અજ્ઞાન મિથ્યાત્વ, લખાવ-જાણો ધ્યાનમા લ્યો ]

૧ ભય એટને મનના આત્માના સારા ભાવમા અસ્થિ-રતા ૨ દ્વેષ એટલે ધમ ઉપર અરોચક ભાવ-અણગમો ૩

ખેદ એટલે ધાર્મિક પ્રવૃત્તિ કરતા કટાળો અને થાક લાગે ૪ દોષ એટલે અજ્ઞાનતા-મિથ્યાત્વ આ ચાર શબ્દોના ચાર અર્થ સમજી ધ્યાનમા લ્યો

ભૂમિકા રૂપ અભય પ્રાથમિક અદ્વેષ અખેદ પ્રાપ્ત થવા જોઇએ અને પછી દોષનો મિથ્યાત્વનો નાશ થવો જોઇએ. અથવા પ્રથમના ચાર દષ્ટિ સુધીમા અનુક્રમે ભય દ્વેષ ખેદ અને દોષ એ ચાર દોષ જવા જોઇએ, ત્યારપછી જ મિથ્યાત્વ જાય ત્યારે સમ્યક્ત્વ થાય ૨

ચરમાવર્ત્ત હો ચરમ-કરણે તથા રે,
ભવ-પરિણતિ-પરિપાક,
દોષ ટલે, વલી દૃષ્ટિ ખુલે ભલી રે,
પ્રાપ્તિ પ્રવચન-વાક્ સંભવ ૩

[ચરમાવર્ત્ત-છેલ્લુ પુદ્ગલ પરાવર્તન. ચરમ-કરણ છેલ્લુ યથાપ્રવૃત્તિકરણ કે જેના પછી અપૂર્વકરણ થાય જ તે ભવ-પરિણતિ-પરિપાક-તથા ભવ્યત્વનું પાકી જવું ટલે-નાશ પામે દષ્ટિ-આધ્યાત્મિક વૃત્તિ ખુલે-પ્રગટ થાય ભલી-સારી ભલી દષ્ટિ-સ્થિરાદષ્ટિ, સમ્યગ્દર્શન પ્રાપ્તિ-મળવુ તે પ્રવચન વાક્-જિનવાણી )

૪ ત્રણ ભૂમિકા પ્રાપ્ત થયા પછી છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં વધુમા વધુ અર્ધુ પુદ્ગલ પરાવર્તન બાકી રહે ત્યારે, છેલ્લામા છેલ્લુ યથાપ્રવૃત્તિકરણ કર્યા પછી, અને ભવસ્થિતિ પાકી

હોય ત્યારે, દોષ-મિથ્યાત્વ-અજ્ઞાન ટળે છે સ્થિરા નામની પાચમી ભલી-સમ્યગ્ દૃષ્ટિ-સમ્યગ્દર્શન-પ્રગટ થાય છે, અને ત્યાર પછી, ૫ જિન પ્રવચનની વાણી સાભળવાની મળે છે જિન પ્રવચન-જિનવાણી અતિશ્રદ્ધા અને ઉમગ પૂર્વક ત્યારે સભળાય છે ૩

પરિચય પાતક-ઘાતક-સાધુ શુ રે,
અ-કુશલ-અપચય ચેત
ગ્રન્થ અધ્યાતમ શ્રવણ-મનન કરી રે,
પરિશીલન નય-હેત સભવ. ૪

[પરિચય-સબધ, યોગ પાતક-ઘાતક સાધુ શુ-પાપનો નાશ કરનારા સાધુ ગુરુ મહારાજની સાથે અકુશલ-પાપ અપચય-ઘટાડો, નાશ ચેત-ચેતનામા, આત્મામા ગ્રન્થ-શાસ્ત્ર અધ્યાત્મ-આધ્યાત્મિક વિકાસ કરાવે તેવી આધ્યાત્મિક વિજ્ઞાનના, ધર્મના, ધાર્મિક બોધના શ્રવણ-સાભળવુ તે મનન-ચિંતવન, વિચારણા, પરિશીલન-ઊડુ મનન. નય-નયવાદની અપેક્ષાએ હેત-હેતુ વાદ નય હેત-નયવાદની અપેક્ષાએ હેતુવાદની મદદથી]

એટલુ જ નહી, પણ પછી આગળ વધતા, ૬ પાપનો નાશ કરનારા સદ્ગુરુ-સાધુ મહારાજનો પરિચય-પ્રયોગ-મેળાપ પ્રાપ્ત કરાય છે ૭ પાપાનુબધિ અકુશલ કર્મો આત્મામાથી ઘટવા લાગે છે ૮ આ યાત્મિક ગ્રન્થનુ શ્રવણ, મનન, તથા ૯ નયવાદની અપેક્ષાએ હેતુવાદની મદદથી પરિશીલન-

નિદિધ્યાસન-ચિંતન પણ તે જીવ કરે છે આ રીતે ક્રમિક આત્મિક વિકાસ થાય છે ૪

"કારણજોગે હો કારજ નીપજે રે"
એમાં કોઇ ન વાદ
પણ, "કારણ-વિણ કારજ સાધિયે રે"
એ નિજ-મત-ઉન્માદ, સંભવ ૫

[ કારણ જોગે-કારણને લીધે વાદ-વિવાદ, વાંધો કારણ વિણ-વગર કારજ સાધિયે-સધાય, સફળ થાય નિજ મન ઉન્માદ-પોતાના મનની ગાંડાઇ-ઘેલછા ]

આત્માના વિકાસની આમ પૂર્વ પૂર્વની ભૂમિકા કારણરૂપે બનીને ૫રી ૫રીની આત્માની ઉચ્ચ ભૂમિકારૂપી કાર્યને ઉત્પન્ન કર્યે જાય છે આ રીતે કારણને જોગે કારજ નિપજવાનું માનવામાં તો કોઇનેય કોઇ પણ જાતનો વિના —વાંધો—હોતો નથી પરંતુ, જે લોકો કારણ વિના કાર્ય સાધવાની વાત કરવા જેવી પોતાના ધર્મમાર્ગની વ્યવસ્થા બનાવે છે, તે એક જાતનો પોતાના મતનો આગ્રહરૂપ ઉન્માદ જ સમજવો—ઘેલછા જ સમજવી તેને ધર્મમાર્ગની તાત્ત્વિક સુવ્યવસ્થા ગણી શકાય નહીં ૫

મુગ્ધ "સુગમ" કરી સેવન આદરે રે,
સેવન અગમ અનૂપ,
દેજો કદાચિત્ સેવક-યાચના રે,
આનંદ-રસ-રૂપ ! સંભવ

[મુગ્ધ-ભોળા, અણસમજુ સુગમ-સરળ, સહેલી આદરે-કરે અગમ-અગમ્ય, ગૂઢ રહસ્યોવાળી, ન સમજાય તેવી, ગભીર અનુપ-અનુપમ, સુંદર કદાચિત્-કોઇક દિવસ આનંદઘનરસ રૂપ !-હે આનંદથી ભરેલા રસ રૂપ! જિનેશ્વર દેવ!

ભોળા અણસમજુ માણસો "પ્રભુની સેવા કરવી તે તો તદ્દન સહેલી છે" એમ માનીને તે કરવા લાગી ગયા હોય છે પરંતુ, પ્રભુની ખરી સેવા તો અગમ્ય-ગૂઢ રહસ્યવાળી અને અનુપમ-સુંદર છે તો "હે આનંદથી ભરપૂર રસરૂપ ! જિનેશ્વર દેવ ! આપ આ સેવકની (આપની ખરી સેવા કરવાની) યાચના કોઇક દિવસ તો પૂરી કરજો જ" ૬

ભાવાર્થ—આ સ્તવનમા આત્માનો વિકાસ કેવા અનુક્રમથી થાય છે? તેની ટુંકામા સૂચના મળે છે, જગતમા અનાદિ કાળથી અનંતકાળ સુધી અનંત આત્માઓ વિદ્યમાન હોય છે તેમા કોઇ કાળે એમ્નો યે ઘટાડો થતો નથી કે વધારોયે થતો નથી, અનંત પુદ્ગલ પરાવર્તન ભૂતકાળમા આઠમા શ્રી ચંદ્રપ્રભુ સ્વામિના સ્તવનમા બતાવ્યા પ્રમાણે સૂક્ષ્મનિગોદ વિગેરેમા પસાર કરીને જે આત્મા મોક્ષમા જવાનો હોય, તે જીવ જ્યારે પોતાના છેલ્લા પુદ્ગલ પરાવર્તનમા આવે, ત્યારે તેને ધર્મ અને ધર્મના અંગો તરફ પ્રીતિ થવા લાગે છે, તે સમયથી તે શુક્લપાક્ષિક જીવ કહેવાય છે અરધુ પુદ્ગલ પરાવર્તન સંસાર બાકી રહે ત્યારે તેને સમકિત-સમ્યગ્દર્શન-ભદ્રી-સ્થિરા નામની ઉત્તમ પાચમી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે

પરતુ ભવ્ય જીવને છેલ્લા એટલે ચરમ પુદ્ગલ રાવર્તનમા પ્રવેશતા જ શરૂઆતમા પહેલી મિત્રાદષ્ટિમા અભય–અદ્વેષ અને અખેદ પ્રાપ્ત થાય છે તે જીવનનુ ામ આદિધાર્મિક પણ કહેવાય છે તે સ્થિતિના જીવમાના જે જે દેવ ગુરુ અને ધર્મ, ગણાતા હોય ા સર્વ પ્રકારમાથી જેની તરફ જેના મનનું આકર્ષણ થાય, તેની તે જીવ ઉપાસના કરવા લાગે છે, અને તે જીવને માટે કાળાતરે પડી પ્રાથમિક ભૂમિકામા એ ઉચિત પણ છે એમ કરતા કરતા તેનુ મન જ પરીક્ષા કરીને શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, અને શુદ્ધ ધર્મની સેવા કરવા તરફ દોરાય છે આથી તેનું મન એ સિવાયના બીજા સર્વ પ્રકારના દેવ, ગુરુ, ધર્મ તરફ વળતુ નથી જો કદાચ કોઈનું વળે તો તેના સમ્યગ્દર્શનમા એટલો દોષ ગણાય છે આવા દોષો ટાળીને સમ્યગ્ દર્શનનુ રક્ષણ કરવાનું હોય છે

સમકિત પામતા પહેલા આદિ–ધાર્મિક અપુનર્બંધક અને માર્ગાનુમાર્ગી પણ અનુક્રમે બને છે આદિ–ધાર્મિક જીવ ચારીસ જીવની ન્યાયથી સર્વ પ્રકારના ગણાતા દેવ ગુરુ ધર્મમાથી કોઇપણુની સેવા કરે તો તેને માટે તે ગુણરૂપ થાય છે

ચારી સજીવની ન્યાયની કથા

એક બાઈએ કોઈ યોગીએ વશ કરવા આપેલી જડી પોતાના પતિને ખવડાવી પતિ બળદ થઇ ગયો અને પત્નીને પશ્ચાત્તાપ પડ્યો બાઇ મનમા ઘણી દુ ખી થઇ પરતુ પતિને ફરીથી પુરુષ બનાવવાનો ઉપાય [illegible] જાણતી નહોતી

એક વખત તે બાઇ પોતાના બળદ રૂપી પતિને એક વડ નીચે ચરાવતી હતી તેવામા ત્યાંથી આકાશ માર્ગે એક વિદ્યાધર યુગલ પસાર થતું હતું વિદ્યાધરીએ બાઈનું દુ:ખ દૂર કરવા બળદમાંથી પુરુષ થવાનો ઉપાય પોતાના પતિને પૂછ્યો વિદ્યાધરે જણાવ્યું કે " આ વડ નીચે સંજીવની બુટી છે તે બળદના ખાવામા આવે તો તે તરત પુરુષ થઇ જાય એટલું કહેતાં કહેતાં વિમાન આગળ ચાલ્યું ગયું

બાઇએ વિચાર કર્યો — સંજીવની તો અહીં છે પણ તેની ઓળખાણ નથી તો વડ નીચેનું તમામ પ્રમાણનું ઘાસ કાપીને બળદને નાખું તેણે તેમ કર્યું તે ચારી–ચાર–ઘાસ સાથે સંજીવનીની બુટી પણ તેને નાંખવામા આવી તે ખાવાથી તે બળદ પાછો પુરુષ થઈ ગયો

અનાદિકાળથી દેવ ગુરુ ધર્મને ન પામેલા આદિ–પ્રાથમિક–ધાર્મિક માટે જિનેશ્વરદેવ તથા સર્વ દેવની પૂજા ભક્તિ કરવામા દોષ નથી આમ કરતા કરતા તેને જિનેશ્વર દેવ રૂપી સંજીવની બુટી હાથ લાગી જાય, ને તેનું કામ થઈ જાય

શુદ્ધ દેવ ગુરુ ધર્મ પ્રાપ્ત થયા પછી સર્વ દેવની પૂજા કરવાની નથી હોતી તેવા જીવને આ ચારી સંજીવની ન્યાય લાગુ કરવાનું શ્રી હરિભદ્રસૂરીશ્વરજી વિગેરે કોઇ પણ જૈનાચાર્યોએ કહેલું નથી આજે કેટલાક સર્વ ધર્મ સમન્વયની વિદેશી પ્રચારકોની ખોટી ધુનમા આવીને આ ન્યાય જૈનો માટે પણ લાગુ કરવાની ખોટી રીતે ભલામણ કરે છે તે બરાબર ન્યાયસર નથી

સ્તવનમા મહાદેવ હર અને સર્વે એ ત્રણ શબ્દો બબ્બે અર્થમા વાપરેલા જણાય છે

સભવદેવ એટલે સભવનાથ પ્રભુ અને સભવથી જે દેવ હોય તે ધુર એટલે સૌથી પહેલા અને પ્રાથમિક ધાર્મિક અવસ્થામા મવે એટલે સભની સર્વ દેવને અથવા સભવ જિનેશ્વર દેવને સર્વે લોકો

ભયાદિક ત્રણ શબ્દના અર્થ આપ્યા પછી બીજી ગાથાના ચોથા પાદમા, ત્રીજીગાથમા આવતા હોય શબ્દનો અર્થ કર્યો છે

ચરમકરણ એટલે છેલ્લુ યથાપ્રવૃત્તિકરણ લેવું યથાપ્રવૃત્તિકરણ તો જીવ અનતવાર કરે છે, પણ છેલ્લા યથાપ્રવૃત્તિકરણ પછી અપૂર્વકરણ થાયજ છે ત્યારપછી અનિવૃત્તિકરણ થઇને જીવ પહેલ વહેલુ ઉપશમ સમકિત પામે છે વળી જે જીવની તેવા પ્રકારની ભવ સ્થિતિ પાકી હોય તેજ જીવ સમ્યકૃત્વ પામે છે

આ રીતે જૈનદર્શનમા કહેલો આત્મવિકાસનો માર્ગ–કાર્યકારણ–ભાવના સ્વાભાવિક ક્રમથી પ્રમાણભૂત રીતે બતાવવામા આવેલો છે આવો વ્યવસ્થિત ક્રમ બીજા દર્શનોમા જોવામા આવતો નથી

જૈનધર્મ પાળનારી આર્ય હિન્દુ જાતિઓના કુળમા જન્મ પામવા છતા જેઓને ખરી રીતે ચોથુ ગુણસ્થાનક પ્રાપ્ત થવા રૂપ ખાત્રીપૂર્વક સમકિત ગુણ પ્રાપ્ત થવાનુ નક્કી ન કરી શકાતું હોય, અથવા સમકિત પ્રાપ્ત થયુ ન હોય, છતા સર્વ દેવો, સર્વ ગુરુઓ, અને સર્વ ધર્મોની સેવાને બદલે તેઓની મનોવૃત્તિ શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મની સેવાની ટકી રહે ત્યાસુધી તેમને ભાવ નિક્ષેપે વ્યવહાર સમકિત

કહેવામા હરકત નથી જણાતી અને ચોથા ગુણસ્થાનકની પ્રાપ્તિની ખાત્રી હોય તો તેને સામાન્ય રીતે ભાવ નિક્ષેપે નિશ્ચય સમકિત કહી શકાય

તેવીજ રીતે જૈનેતર ધર્મ પાળતી કુલ-જાતિમા જન્મેલા કોઇ જીવને પૂર્વભવના કોઇ સઞ્જોગોને લીધે શુદ્ધ દેવ, ગુરુ, ધર્મની સેવાની મનોવૃત્તિ ખેચાતી હોય તો, તેને દ્રવ્ય નિક્ષેપે વ્યવહાર સમકિત કહેવામાં હરકત નથી જણાતી, ચોથા ગુણઠાણાની પ્રાપ્તિની પૂરી ખાત્રી થઇ શકતી હોય, તો તેને સામાન્ય રીતે દ્રવ્યથી નિશ્ચય સમ્યક્ત્વ કહી શકાય આમ સમજાય છે

## શ્રી અભિનન્દન-જિન-સ્તવન

### સમ્યગ્ દર્શનની પ્રાપ્તિની અતિ દુર્લભતા

[ ભની દષ્ટિ જ્યારે ખીલે છે, એટલે કે-સમ્યગ્દર્શન જીવને થાય છે ત્યારે તેને જૈનદર્શનની અથવા વીતરાગ દેવના સાચા દર્શનની પ્રાપ્તિ થાય છે પરતુ એ થતા પહેલાની મુશ્કેલીઓ અને તાલાવેલી આ સ્તવનમાથી જાણવા મળે છે ]

(રાગ-ધનાશ્રી સિંધુડા આજ નિહજોરે દીસે નાહનો-એ દેશી)

અભિનન્દન-જિન ! દરિસણ તરસિયે,
દરિસણ દુર્લભ દેવ !
મત-મત-ભેદે રે જો જઇ પૂછિયે,
સહુ થાપે "અહમેવ" અભિ ૧

[ તરસિયે=તલસવુ, ઇચ્છવુ દુર્લભ=મુશ્કેલ થાપે=સાબિત કરે "અહમેવ"=હુ જ છુ ]

હે અભિનદન જિનદેવ ! હુ આપનુ દર્શન તરસુ છુ–ઇચ્છુ છુ મને તેની ખૂબ પ્યાસ લાગી છે પરતુ હે દેવ ! આપનુ દર્શન પ્રાપ્ત થવુ, તે અતિ દુર્લભ છે

૧ જુદા જુદા મતવાળાઓ પાસે જઇને આપનુ દર્શન કરવાની વાત પૂછુ છુ કે તરત તે સૌ બોલી ઊઠીને–"અમે જ વીતરાગ દેવ છીએ" એમ સાબિત કરશે, હવે કરુ શુ ? ૧

આપના દર્શનની તૃષા રાખુ છુ અને તેની પ્રાપ્તિને મનથી અભિનન્દુ છુ એમ બતાવીને શ્લેષથી અભિનદન નામની સાર્થકતા સૂચવી જણાય છે

સામાન્યે કરી દરિસણ દોહિલુ',
નિર્ણય સકલ વિશેષ;
મદમે ઘેર્યો રે અધો કેમ કરે,
રવિ–શશિ–રૂપ વિલેપ ? અભિ. ૨

[નિર્ણય=ચોક્કસપણુ સકલ નિર્ણય=સકળ નિર્ણયો તો વિશેષે દુર્લભ, રવિ=સૂર્ય, શશિ=ચદ્ર, વિલેપ=વિશ્લેષ વિવેક વિભાગ, પૃથક્કરણ. ]

૨ મદથી ઘેરાયેલો ને આધળો માણસ સામાન્ય વસ્તુ ન જોઈ શકે તો પછી તે જુદુ જુદુ પૃથક્કરણ કેવી રીતે કરી શકે ? જેમ તે વિશ્લેષ પૃથક્કરણ ન કરી શકે, તેવી રીતે–સામાન્ય રીતે જ્યા દર્શન દુર્લભ છે, તો પછી

તત્ત્વના સબંધમા નિર્ણય તો નિરંતર દુર્લભ હોય તેમા તો પૂર્ણ જ શુદ્ધ-માર્ગ નિર્ણય તો વિશેષે દોહિલા હોય જ

હેતુ-વિવાદે હો ચિત્ત ધરી જોઇએ,
અતિ-દુર્ગમ-નય-વાદ,
આગમ-વાદે હો ગુરુગમ કો નહીં,
એ સબળો વિષવાદ  અભિ. ૮

[ હેતુ-વિવાદે=હેતુવાદ-કાર્ય કારણવાદ અનુમાન પ્રમાણ દુર્ગમ=મુશ્કેલીથી સમજાય તેવો, કઠણ, નયવાદ=સાત નયને લગતી ચર્ચા, આગમવાદે=શાસ્ત્ર પ્રમાણમા, ગુરુગમ-ગુરુનો ઉપદેશ, ગુરુ તરફનુ માર્ગ દર્શન, સબળો= બળવાન, વિષવાદ=વિખવાદ, મુશ્કેલી]

૩ હેતુવાદ-અનુમાન પ્રમાણમા મન પરોવીને દર્શન પામવા જતા અત્યન્ત કઠણ નયવાદ સમજાતો નથી

૪ આગમવાદથી જ દર્શનનો પત્તો મેળવવા જતા તેમા ગુરુ તરફના માર્ગ-દર્શનની સપૂર્ણ મદદ મળતી નથી

એમ એવા બળવાન વિષવાદો-મુશ્કેલીઓ-દર્શન પ્રાપ્ત કરવામા ઊભી છે ૩

ज्ञायेरन्हेतु वादेन पदार्था यद्यतीन्द्रिया ।
कालेनैतावता प्राज्ञै कृतः स्यात्तेषु निश्चय ॥ १ ॥

અર્થ —જો હેતુવાદથી જ બધા અગોચર પદાર્થો પણ જાણી શકાતા હોત તો આજ સુધીમા વિદ્વાનોએ દરેક પદાર્થોના સ્વરૂપો નક્કી કરી જ નાખ્યા હોત

તેથી, હે પ્રભો ! કોઇ રીતે દર્શન પ્રાપ્ત થવા રૂપ સતોષ થતો નથી, કેમકે, જેને અમૃત પીવાની તરસ લાગી હોય તેને કોઇ ઝેરનો પ્યાલો પાય તો તેથી તેની તે તરસ કેમ છીપે ?

એટલે કે મારી દર્શનરૂપી અમૃત પીવાની તીવ્ર ઇચ્છા છે, ત્યારે સામેથી ઉપર જણાવેલા વિરોધરૂપી ઝેરના પ્યાલા સામે આવી ખડા છે તેથી મને સતોષ કેમ થાય ? તેથી મારી વ્યાકુળતામા વધારો થાય છે ૫

તરસ ન આવે હો મરણ-જીવન તણો,
સીઝે જો દરિસણ-કાજ,
દરિસણ દુર્લભ, સુલભ કૃપા થકી,
આનદ-ઘન ! મહારાજ ! અભિ૦

[ તરસ=તૃષા સીઝે=સિદ્ધ થાય, સફળ થાય દરિસણકાજ= દર્શનરૂપી કામ ધ્યેય સુલભ =સહેલુ આનદ-ઘન=આનદના ભડાર ! મહારાજ !-મોટા રાજા, પૂજ્ય ]

હે પ્રભો ! જો આપનુ દર્શન મેળવવાનુ મારુ કાર્ય—ધ્યે સિદ્ધ થાય—સફળ થાય, તો મરણ અને જીવનની તરસ મ જાય ને ફરી ફરી ઊભી ન થાય—સસારમા ભમવાનુ અટ જાય, મોક્ષ મળી જાય, ટુકમા જન્મમરણના ફેરા ટળી જાય

તો હે ! આનદ ઘન—આત્માનાઆનદથી ભરપૂર—મહ રાજ ! જોકે આપનુ દર્શન દુર્લભ છે, પણ જો આપની કૃ

થાય, તો તે ઘણુ સરળ—સુલભ છે, તે પ્રાપ્ત થવામા કશીયે મુશ્કેલી નડે તેમ નથી માટે આપ એ કૃપા કરો ૫

ભાવાર્થ – દર્શન શબ્દના સામાન્ય રીતે છ અર્થ જોવામા આવે છે, ૧ આખથી જોવું ૨ વસ્તુમાં રહેલા સામાન્ય ધર્મ જાણવાની સામાન્ય જ્ઞાન શક્તિ–નિરાકાર ૪ પ્રકારનો ઉપયોગ, ૩ સમ્યગ્ દર્શન–વિશ્વના પદાર્થોનુ વિવેકપૂર્વકનું યથાર્થ જ્ઞાન, ૪ મત–પથ, વિશ્વનિરૂપણની દષ્ટિ, જેમકે–વેદાતદર્શન–જૈનદર્શન ૫ પ્રભુને કે પ્રભુની પ્રતિમાને નિહાળવાને પણ "દર્શન કર્યાં"નુ કહેવાય છે ૬ પ્રભુને બરાબર સમજવા

તેમાથી અહી ત્રીજો, ચોથો, પાચમો, અને છઠ્ઠો એ એ ચારેય અર્થ સભવે છે કવિએ આર્થિક શ્લેષથી એ યોજેલા હોય, તેમ જોઈ શકાય છે,

"સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવું કેટલુ મુશ્કેલ છે?" તેથી આ રીતે, બોધિ દુર્લભ ભાવના આ સ્તવનમા બતાવેલી છે

આગમવાદ શબ્દનો અર્થ અહી જૈન આગમ નહી કરતા, કોઈ પણ શાસ્ત્ર–શબ્દ પ્રમાણ–એવો અર્થ લેવો એજ પ્રમાણે અનુમાન પ્રમાણ રૂપ હેતુવાદમા પણ અનેક નયો–અનેક દષ્ટિ બિન્દુઓથી વિચારણા કરતા સ્વાભાવિક રીતેજ તત્ત્વ વિચારમા અનેક દષ્ટિઓ ઉભી થાય છે એટલે દુર્નયમાથી છૂટીને નયવાદનોયે પારપામ્યા વિના કેવળ હેતુવાદથી બરાબર દર્શન થવું મુશ્કેલ બને છે

# ૫ શ્રી સુમતિનાથ-જિન-સ્તવન

## આત્મ સમર્પણનુ સ્વરૂપ' ત્રણ પ્રકારના આત્મા:

## બહિરાત્મા અ તરાત્મા પરમાત્મા

(પહેલા સ્તવનમાં કપટ-રહિત થઈ આત્મ-સમર્પણને મોક્ષની નિશાની કહી છે આત્મ-સમર્પણ એટલે શુ? અને તે કેમ કરવુ? તે આ સ્તવનમા સમજાવેલ છે)

[રાગ વસત કેદારો ]

સુમતિ-ચરણ ક-જ આતમ અરપણા
દરપણ જિમ અ વિકાર-સુ જ્ઞાની !
મતિ-તરપણ, બહુ-સમ્મત જાણિયે'
પરિસરપણ સુ વિચાર સુ-જ્ઞાની ! સુ૦ ૧

[સુમતિ-ચરણ=સુમતિનાથ પ્રભુના પગ ક-જ=કમળ આતમ-અરપણા=આત્મ સમર્પણ, આત્મા સોપી દેવો તે. દરપણ=આરીસો, અ-વિકાર=નિર્દોષ, સાફ મતિ-તરપણ=બુદ્ધિને સતોષદાયક, બહુ-સમ્મત=ઘણાને માન્ય પરિસરપણ=શુભ પ્રયાણ સુ-વિચાર=સદ્‌વિચારમા.]

શ્રી સુમતિનાથ પ્રભુના સાફ આરીસા જેવા નિર્દોષ ચરણ રૂપી કમળમા આત્માનુ સમર્પણ કરવુ, તે વાત "બુદ્ધિને સતોષજનક-આનદ આપનાર છે બહુ શિષ્ટોને તે માન્ય છે અને તે સદ્‌વિચારમા પરિસપણ એટલે પ્રવેશરૂપ છે " એમ જાણવુ ૧

ભ્રમરૂપી મતિનો દોષ ટાળવાથી સુ-મતિ સદ્બુદ્ધિ પ્રાપ્ત થાય છે એમ બતાવીને સ્તવથી સુમતિ નામની સાર્થકતા બતાવી છે.

ત્રિ વિધ સકલ-તનુ-ધર ગત આતમા,
બહિરા ઽઽતમ ધુરિ ભેદ સુ જ્ઞાની !
બીજો અ તર આતમ. તીસરો
પરમાતમ અ-વિચ્છેદ સુજ્ઞાની ! સુ૦ ૨

[ ત્રિ-વિધ=ત્રણ પ્રકારે. સકલ=બધા. તનુ-ધર=શરીરધારી. ગત=રહેલા. આતમા=આત્માઓ બહિરા ઽઽતમ=બાહ્ય આત્મા બહિરાત્મા ધુરિ=પહેલો અ તર=અ દરનો. પરમા ઽઽતમ=મહા-આત્મા, શ્રેષ્ઠ આત્મા, પરમાત્મા અ-વિચ્છેદ=અખ ડ, નિત્ય અ-વિનાશી ]

સર્વ શરીરધારી જીવોમાં રહેલા આત્માઓ ત્રણ પ્રકારના હોય છે—૧ પહેલો ભેદ-બહિરાત્મા ૨ બીજો ભે૦—અ તરાત્મા, ૩ ત્રીજો ભેદ—અખ ડ અવિનાશી પરમાત્મા ૨

આતમ બુદ્ધે કાયાઽઽદિક ગ્રહ્યો,
બહિરા ઽઽતમ અઘ રૂપ સુ જ્ઞાની !
કાયા ઽઽદિકનો હો સાખી-ધર-રહ્યો,
અ તર-આતમ રૂપ સુજ્ઞાની ! સુ૦ ૩

[ આતમ-બુદ્ધે=આત્માની બુદ્ધિથી, "પોતે છે" અને "પોતાના છે" એ બુદ્ધિથી કાયા-ઽઽદિક=શરીર વિગેરેને ગ્રહ્યો=જાણીએ, જાણ્યો અઘ રૂપ=પાપરૂપ, દોષોથી

ભરપૂર સાખી-ધર=સાક્ષિ રૂપે, તટસ્થ અ તર-આ ત્મ-રૂપ=અ તર આત્માનુ સ્વરૂપ ]

શરીર વિગેરને આત્માની બુદ્ધિથી "તે પોતે જ છે, કે તે સર્વે પોતાના જ છે" એમ મનાય છે, ત્યા સુધી તે પાપરૂપ આત્મા-અજ્ઞાનરૂપ બહિરાત્મા છે '

પરતુ, "શરીર વિગેરમાં તટસ્થ-સાક્ષીરૂપે આત્મા જુદો જ રહ્યો છે ' એમ મનાવા લાગે, ત્યારે તે અ તરાત્માનુ સ્વરૂપ છે આત્મા જ ત્યારે અ તરાત્મા બને છે ૩

> જ્ઞાના ऽऽનન્દે હો પુરણ' પાવનો'
> વર્જિત-સકલ ઉપાધ' સુ જ્ઞાની !
> અતી દ્રિય' ગુણ ગણ મણિ આગરુ'
> એમ પરમા ऽऽતમ સાધ. સુ જ્ઞાની ! સુ૦૪

[ જ્ઞાના-ऽऽનન્દે=જ્ઞાનમય આન દથી પૂરણ=પૂર્ણ ભરેલો. પાવનો=પવિત્ર. અતીન્દ્રિય=ઇન્દ્રિયોથી ન સમજાય તેવો, માત્ર સ્વસ વેદ્ય ગુણ-ગણ-મણિ-આગરુ=ગુણોના સમૂહ-રૂપી મણિઓ-રત્નોની ખાણસમાન આગરુ=આકર, ખાણ સાધ=સાધો, સમજો, ઓળખો ]

જ્ઞાનમય આન દથી પરિપૂર્ણ ભરેલો પવિત્ર' સર્વ ઉપાધિઓથી રહિત ઈન્દ્રિયોને અગોચર ગુણોના સમૂહરૂપી રત્નોની ખાણ સમાન પરમાત્માને સાધો-મમજો-ઓળખો અથવા પ્રાપ્ત કરો ૪

બહિરાતમ તજી, અંતર-આતમા-
રૂપ થઈ સ્થિર-ભાવ; સુજ્ઞાની!
પરમાતમનું હો આતમ ભાવવું
આતમ અર્પણ દાવ સુજ્ઞાની! સુ૦ ૫

[સ્થિર-ભાવ=એકાગ્રતા, ધ્યાનમાં સ્થિર થવું. દાવ=ખેલ, યુક્તિ, રીત.]

બહિરાતમ ભાવનો ત્યાગ કરી સ્થિરતાએ-એકાગ્રતાએ -અંતરાત્મ-સ્વરૂપમાં નિષ્ઠ થઈને પોતાના આત્માને પરમાત્મ સ્વરૂપે વિચારવો, તે જ આત્મ-સમર્પણનો દાવ-યુક્તિ-સાચી રીત-છે

જૈન દૃષ્ટિએ આ જ પરમાત્મ સમર્પણ છે પોતાના જ આત્માને પરમાત્મા રૂપ બનાવવો તેજ આત્મ સમર્પણ છે ૫

વૈદિક શાસ્ત્રકારોની પ્રસિદ્ધ ભગવદ્ગીતામાં પણ એવો ધ્વનિ છે —

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः।
शीतोष्ण सुख-दुःखेषु तथा मान-अपमानयोः ॥ ६ ७ ॥

" ઠંડીમાં કે ગરમીમાં, સુખમાં કે દુઃખમાં, માન-સન્માનમાં કે અપમાનમાં, સર્વમાં અને શાન્ત આત્માને પરમ-આત્મા-પરમાત્મા સમાહિત હોય છે સ્થિર સાક્ષાત્કારમાં હોય છે" ૬ અ૦ ૭ શ્લોક

આતમ અર્પણવસ્તુ વિચારતા
ભરમ ટળે મતિદોષ સુજ્ઞાની!

પરમ-પદારથ-સંપત્તિ સંપજે,
આનંદ-ઘન-રસ-પોષ, સુ જ્ઞાની! સુ૦ ૬

[ વસ્તુ=રહસ્ય ભરમ=ભ્રમ, અજ્ઞાન.મતિ-દોષ=બુદ્ધિની ખામી પરમ-પદારથ-સંપત્તિ=આત્મારૂપી ઉત્તમ પદાર્થમા વિકાસરૂપી સંપત્તિ-મોક્ષ સંપજે=પ્રાપ્ત થાય. આનંદ-ઘન-રસ-પોષ=આનંદથી ભરપૂર રસનુ પોષણ કરનાર ]

આત્મ-સમર્પણના રહસ્યનો વિચાર કરતા, ભ્રમણા રૂપી બુદ્ધિનો દોષ નાશ પામે છે, પરંપરાએ કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે અને આનંદથી ભરપૂર રસનુ પોષણકરનાર પરમ પદાર્થ રૂપી સંપત્તિ-મોક્ષ-પ્રાપ્ત થાય છે ૬

ભાવાર્થ —આરીસા જેવા સ્વચ્છ અને નિર્દોષ પરમાત્માના ચરણુંજ એટલે ચરણકમળમા આત્મા પ્રથમ અર્પવો ત્યાર પછી પોતાના બહિરાત્મ ભાવને છોડીને પોતાનો અંતરાત્મ ભાવ પ્રાપ્ત કરવો અને તેમ કરીને પછી પોતાના જ પરમાત્મ સ્વરૂપને પોતાનો અંતરાત્મા સમર્પણ કરવો, તે આત્મસમર્પણ છે આત્મસમર્પણની આ વાત કોઈપણની બુદ્ધિને સંતોષીને તૃપ્ત કરી દે તેવી છે, તેમજ તેની સામે કોઈનો ય વિસંવાદ આવી શકતો નથી-બલ્કે ઘણા શિષ્ટ પુરુષો તેમા સમ્મત છે કોઈનોય પ્રાય તેમા સાચો મતભેદ ઊભો રહે તો નથી જ, એ કામ સદ્વિચારમા પરિસર્પણ એટલે પ્રવેશ-પ્રગતિ-આગળ ધપવા રૂપ જ છે

ત્રણ પ્રકારના આત્માનુ ટુકામાં સ્વરૂપ સમજાવ્યું છે પરંતુ, તે સમજવાની જરૂર શા માટે છે? તે તો વળી, બહુજ સુંદર રીતે સમજાવ્યું છે "ત્રણ પ્રકારના આત્માનુ જ્ઞાન પરમાત્મ-સમર્પણ માટે કરવું જરૂરી છે" એમ સમજાવ્યુ છે "હું" અને "મારા"ની મમતાથી જ્યા સુધી આત્મા ઘેરાયેલો હોય છે, ત્યા સુધી તે જીવ અત્મા ખરો, પણ તે બહિરાત્મા ગણાય છે જ્યારે આત્મા શાંત, સયમી અને ત્યાગી બને છે, ત્યારે તે અતરાત્મા બને છે અને જ્યારે તે પૂર્ણ યોગી થઈને પોતાના આત્મામા જ લીન થઈ જાય છે અને તેના સઘળા ગુણો પ્રકાશી ઊઠે છે, ત્યારે તેજ આત્મા અઢાર દોષ રહિત પરમાત્મા બની જાય છે અઢાર દોષ શ્રી મલ્લીનાથ ભગવાનના સ્તવનમા આગળ બતાવેલા છે

જ્યા સુધી આત્મા બહિરાત્મ ભાવથી ઘેરાયેલો હોય છે, ત્યા સુધી તેને આગળ વધવા માટે નિર્દોષ વીતરાગ પ્રભુનું આલબન લેવું જ પડે છે અને જ્યારે પોતે જ અતરાત્મભાવમા સ્થિર થઈને પોતે જ પરમાત્મા બનવા માડે છે, ત્યારે એ આલબનની બહુ જરૂર પડતી નથી આ રીતે પ્રથમ વીતરાગદેવને આત્મસમર્પણ કરવાથી છેવટે પોતે પોતાનેજ સમર્પિત થાય છે-પોતે જ વીતરાગ-પરમાત્મારૂપ બને છે આમ આતમ-અર્પણાનું સુંદર રહસ્ય સમજવાથી એ વિષેનું અજ્ઞાન, આ સ્તવનથી દૂર થાય છે

# ૬ શ્રી પદ્મ-પ્રભ-જિન-સ્તવન

## બહિરાત્મા અને પરમાત્મા વચ્ચેના અંતરનું કારણ

[ એકજ આત્મા પ્રથમ બહિરાત્મરૂપ છતાં, પોતે જ અંતરાત્મારૂપ થઈને, છેવટે પરમાત્મા બને છે આમ એકજ આત્માની ત્રણ અવસ્થા થવાનું સાચું કારણ બતાવવામાં આવેલ છે ]

[રાગ-મારૂ-સિંધુડો ચ ત્રિશાસદંશો...હેજે માગ કથને' એ દેશી]

પદ્મ-પ્રભ ! જિન ! તુજ મુજ આતરૂ રે !
કિમ ભાંજે ભગવંત !?
કર્મ-વિપાકે કારણ જોઈને, રે
કોઈ કહે મતિમંત પદ્મ૦ ૧

આતરૂ=અંતર. ભાંજે=ભાગે કર્મ-વિપાકે=કર્મના ફળ ઉપરથી મતિમંત=બુદ્ધિશાળી પુરુષ ]

હે પદ્મપ્રભ ! જિનેશ્વરદેવ ! મારી અને આપની વચ્ચે જે આતરૂ છે-જે છેટું છે તે હે ભગવંત ! કેમ કરીને ભાગે ? તે આંતરાનું કારણ બતાવે છે -બુદ્ધિમાન કેટલાક પુરુષો અન્વય-વ્યતિરેકથી કારણોની તપાસ કરીને એ આતરૂ કર્મના વિપાકથી પડયું છે" એમ કહે છે ૧

૧ મારામાંથી કર્મરૂપી મેલ જવાથી, મારી અને આપની વચ્ચેનું અંતર ભાગી જશે ત્યારે હું આપના જેવો -પદ્મની કમળની પ્રભા જેવો, સ્વચ્છ-નિર્દોષ થઇશ

૨. જ્યારે જીવરૂપી સરોવર ભરપૂર આનંદરસથી છલોછલ ભરાયું હશે, ત્યારે તેમા પદ્મની પ્રભા જેવો મારો આત્મા આપના જેવો થઇને મ્હાલતો હશે, આમ બતાવીને શ્લેષથી પદ્મપ્રભ નામની સાર્થકતા સૂચવી જણાય છે

> પયઇ–ઠિઇ–અણુભાગ–પ્રદેશથી, રે
> મૂળ ઉત્તર બહુ–ભેદ
> ઘાતી અઘાતી હો બંધોદય ઉદીરણા રે
> સત્તા કર્મ–વિચ્છેદ પદ્મ૦ ૨

[ પયઇ=પ્રકૃતિ ઠિઇ=સ્થિતિ અણુભાગ=રસ મૂલ=મુખ્ય ઉત્તર=પેટા ઘાતી=મૂળ ગુણો ઢાકનાર અઘાતી=અલ્પ ઘાતી, ઉત્તર ગુણો ઢાકનાર બંધ=નવા કર્મોને જૂના કર્મો સાથે મેળવી આત્મ પ્રદેશો સાથે મિશ્રિત કરવા તે ઉદય=કર્મનું ફળ ભોગવવું તે ઉદીરણા–કર્મોને ઉદયમા આવવાનો વખત આવી પહોંચવા પહેલાજ પરાણે ઉદયમા લાવવા, તે સત્તા=કર્મ બંધાયાં પછીથી તે ઉદયમા આવી જાય, ત્યા સુધીની–પોતાના કર્મસ્વરૂપમા કર્મની વિદ્યમાનતા કર્મ–વિચ્છેદ=કર્મના બંધ–ઉદય–ઉદીરણા અને સત્તાનો અભાવ ]

પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ–રસ અને પ્રદેશથી તથા આઠ મૂળ ભેદ તથા ઘણા ઉત્તર ભેદોથી કર્મના ભેદ ઘણા છે ઘાતી અઘાતી એવા બે ભેદ છે કર્મના બંધ ઉદય ઉદીરણા સત્તા હોય છે અને વિચ્છેદ એટલે ગુણસ્થાનકના ક્રમે ચડતા ચડતા

બંધનો વિચ્છેદ, ઉદયનો વિચ્છેદ, ઉદીરણાનો વિચ્છેદ અને સત્તાનો વિચ્છેદ થાય છે ૨

કનકોપલવત પયડી-પુરુષતણી રે
જોડી અનાદિ-સ્વભાવ.
અન્ય-સંજોગી જિહા લગે આતમા રે
" સંસારી " કહેવાય પદ્મ૦ ૩

[ કનક=સોનુ ઉપલ=પત્થર પયડી=પ્રકૃતિ, માયા કર્મ, પુરુષ=આત્મા જોડી=જોડ, જોડલુ, યુગલ અથવા જોડાયેલ=એકમેકમા ગુથાયેલ અનાદિ=આદિ વગરના સ્વ-ભાવ=સ્વભાવે કરીને ]

પ્રકૃતિ અને પુરુષ એ બેની જોડી સ્વભાવે કરીને અનાદિકાળથી સોના અને પત્થરની માફક મિશ્રિત રહેલ છે આ રીતે જ્યા સુધી પુરુષ એટલે આત્મા કર્મ રૂપ બીજા પદાર્થની સાથે સયોગ ધરાવે છે, ત્યા સુધી, તે " સંસારી ' કહેવાય છે અને જ્યારે એ કર્મના સંજોગથી મુક્ત થાય છે, ત્યારે તે જ આત્મા " મુક્ત " કહેવાય છે ૩

કારણ-જોગે હો બાધે બંધને રે
કારણ મુગતિ મૂકાય
'આશ્રવ' 'સંવર' નામ અનુક્રમે, રે,
હેય ઉપાદેય સુણાય પદ્મ૦ ૪

[ બંધને=બધનને, સુગતિ=મુક્તિ મૂકાય=મુક્ત થાય આશ્રવ=કર્મના બધનુ કારણ સવર=કર્મના બધને રોકનાર હેય=ત્યાગવા યોગ્ય ઉપાદેય=ગ્રહણ કરવા યોગ્ય સુણાય=શાસ્ત્રમા સભળાય છે ]

બધ થવાના કારણો મળવાના યોગે જ આત્મા કર્મો બાંધે છે અને મુક્તિ મળવાના કારણો મળવાથી આત્મા કર્મોથી મુક્ત થાય છે એ બન્નેયના કારણોના નામ અનુક્રમે શાસ્ત્રમા 'આશ્રવ' અને 'સવર' સભળાય છે એ બેમાના અનુક્રમે એક હેય—ત્યાગ કરવા યોગ્ય, અને બીજો ઉપાદેય—આદરવા યોગ્ય છે

૧ કર્મના બધનુ કારણ આશ્રવ છે તે છોડવા યોગ્ય છે ૨ કર્મનો નવો બધ થતો અટકાવનાર સવર છે તે આદરવા યોગ્ય છે આશ્રવ સસારમાં રઝળાવનાર છે, અને સવર મોક્ષમા લઈ જવામા મદદગાર છે ૪.

યુગજન-કરણે હો અતર તુજ પડ્યો રે
ગુણ-કરણે કરી ભગ
ગ્રથ-ઉકતે કરી પડિત-જન કહ્યો રે
અતર-ભંગ-સુઅગ પદ્મ૦ ૫

[ યુગજન-કરણે=જોડનારા પ્રયત્ને, ગુણ-કરણ=ગુણના વિકાસરૂપ પ્રયાસથી ગ્રન્થ-પુસ્તકો ઉક્તે=ઉક્તિઓથી, ગાથાઓથી પંડિત-જન=વિદ્વાન્ પુરુષોએ અતર-ભગ-

સુ અગ=આંતરા ભાગવાના સુંદર અંગો, અથવા સુઅ અગ=શ્રુત જ્ઞાનના અંગરૂપ સુઅ-અ ગ ]

હવામા, મા બહિરા માતુ તમારી સાથે-પરમાત્મ ભાવ સાથે-આંતરુ યુગ્જન-કરણે કરીને પડયુ છે તેનો ભગ ગુણ-કરણે કરીને થઈ રહે છે એટલે કે-કર્મ સાથે યોજાવાથી-જોડાવાથી-મારી અને આપની વચ્ચે અંતર પડયુ છે. અને મારા આત્મામા ગુણોનો વિકાસ થવાથી કર્મો દૂર થતા, તે આંતરુ ભાગી જાય છે આથી હુ આપના જેવો પરમાત્મા બની શકુ છુ

આમ, આંતરુ ભાગનાના ગુણકરણરૂપ ઉપાયની વાત મોટા મોટા વિદ્વાન પુરુષોએ મોટા મોટા ગ્રંથોની અનેક ઉક્તિઓ-ગાથાઓમા ખુબ વર્ણવેલ છે ર. શ્રુતનાઆગમો ના અગરૂપ અદર-અદરના અનેક ભાગાઓથી ભરપૂર કર્મ ગ્રંથાદિક ગ્રંથોમા અનેક ગાથાઓ વડે વર્ણવેલ છે ૫

તુજ-મુજ અ તર-અ તર ભાજશે રે
વાજશે મ ગલ-તૂર
જીવ-સરોવર અતિશય-વાધશે રે
આન દ-ઘન-રસ-પૂર પદ્મ૦ ૬

[ અ તર=અ દરનું અ તર=આંતરુ ભાજશે=ભાગશે વાજશે=વાગશે. તૂર=વાજાં અતિશય=ખૂબ. વાધશે=વધી જશે આન દ-ઘન-રસ-પૂર=આન દના ભ ડારરૂપ રસ પાણીના પૂરથી. ]

મૂળભેદ=જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, આયુષ્ય, મોહનીય, નામ, ગોત્ર અને અંતરાય કર્મ, એ કર્મના આઠ મૂળભેદ છે

ઉત્તરભેદ=તેઓના અનુક્રમે ૫, ૯, ૨, ૪, ૨૮, ૧૦૩, ૨, ૫, એમ કુલ ૧૫૮ ઉત્તર ભેદો છે

ઘાતીકર્મ=આત્માના મૂળગુણોનો ઘાત કરે, તે ઘાતીકર્મ

અઘાતી કર્મ=આત્માના ઉત્તર ગુણોનો ઘાત કરે, તે અઘાતી કર્મ

બંધ=આત્મા અને કાર્મણ વર્ગણા-ના બનેલા-નવા કર્મોનો-દૂધ અને પાણીની માફક લોઢાનો ગોળો અને અગ્નિની માફક તેલ અને તેલની માફક-સંબંધ

ઉદય=કર્મના ફળ ભોગવવા, તે ઉદય

ઉદીરણા=ઉદયમા આવવાનો વખત પાકયા પહેલા પ્રયત્ન વિશેષે-કરણ વિશેષે કરી, ખેંચીને કર્મોને ઉદયમા લાવવા તે ઉદીરણા

સત્તા=બંધ સમયથી માંડીને કર્મ ઉદયમા આવી જાય, ત્યા સુધીના વખત સુધી કર્મનું પોતાના સ્વરૂપે આત્મા સાથે વિદ્યમાન રહેવું, તે સત્તા

વિચ્છેદ=જેમ જેમ ઉપર ઉપરના ઉચ્ચ ગુણ સ્થાનકે જીવ ચડતો જાય, તેમ તેમ બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા આથી કર્મોનો વિચ્છેદ થાય છે, તે

જેમ સોનુ અને માટી જોડી=નો સંબંધ અનાદિ કાળથી છે, જેમ પ્રકૃતિ અને પુરુષને સંબંધ અનાદિ કાળથી છે [સાંખ્યોની માન્યતા], તેમ આત્મા અને કર્મોનો સંબંધ પણ અનાદિ કાળથી છે

સ સારી=આત્મા જ્યા સુધી કર્મ પુદ્ગલરૂપી અન્ય-પર પદાર્થને સબધ રાખે, પરપદાર્થથી મિશ્રિત રહે, ત્યાસુધી, તે સસારી જીવ કહેવાય છે

આત્માને કર્મ આવવાના પણ કારણો મળે છે, અને કર્મથી મૂકાવાના પણ કારણો મળે છે, આ કારણોનુ નામ અનુક્રમે-આશ્રવ છે, અને જે હેય છે અને સવર છે, ને જે ઉપાદેય છે

આશ્રવ=કર્મ બાધવાના કારણો

હેય=ત્યાગ કરવા યોગ્ય.

સવર=કર્મના બધને રોકવાના કારણો

ઉપાદેય=સ્વીકારવા યોગ્ય-આદરવા યોગ્ય

આશ્રવનુ પણ મૂળ કારણ તો આત્મામા રહેલ યુઞ્જન કરણ છે અને સવરનુ મૂળ કારણ આત્મામા રહેલ ગુણ-કરણ છે

કરણ=આત્માનો ખાસ પ્રયત્ન

યુઞ્જન કરણ=આત્મા સાથે કર્મને જોડનારો આત્માનો પ્રયત્ન-અવળો પુરુષાર્થ

ગુણ કરણ=આત્માથી કર્મને છૂટા પાડનારા આત્માના અનેક ગુણ જગાડનારા આત્માના પ્રયત્નો-[illegible] પુરુષાર્થ તે ગુણ-કરણ

ઉપર જણાવેલી એ વાતો વિષે મહામહા [illegible] પુરુષોએ કર્મગ્રન્થ, પચસગ્રહ, કર્મપ્રકૃતિ [illegible] ગ્રન્થોની રચનાથી ઘણુ ઘણુ કહ્યુ છે તથા [illegible] વાના પણ ઘણા સુદર અગો-શ્રુતાગોમા [illegible] છે [illegible] "શ્રુતજ્ઞાનના અગરૂપ કર્મગ્રન્થાદિકમા [illegible] છે," એવો અર્થ પણ થશે.

બસ, કર્મરૂપી અંદરનું-બહાર ન જણાતું-આંતરું ભાગતાની સાથે જ, આત્મા કર્મોથી મુક્ત થઈ, પોતાના સમગ્ર ગુણો પ્રગટ કરીને આનંદમય બની જાય છે

"કર્મના યોગે જ આત્મા અને પરમાત્મામા ભેદ પડે છે" એ વાત આ સ્તવન ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે તેથી શ્રી આનંદઘનજી મહારાજના સ્તવન ટાંકીને કાનજી સ્વામિનામના એક જૈન વિદ્વાન લોકોને સમજાવતા સભળાય છે કે-"કર્મથી સસાર છે એ વાત મિથ્યાત્વ છે" એ તેમની વાત એકાતથી હોય, તો આ સ્તવનથી ખોટી ઠરે છે આત્માને પરમાત્મા બનતો રોકવામાં કર્મ કારણ ન હોત, તો કાનજી સ્વામિ આજે મોક્ષ સ્વરૂપમાં હોત પણ સસારમા છે તેજ સાબિત કરે છે, કે "કર્મ છે, અને તે મોક્ષ પ્રાપ્તિમા રોકાવટ કરે છે" એક આત્માની બહિરાત્મ ભાવ અને પરમાત્મભાવ, એ બે અવસ્થા વચ્ચેના ભેદનું કારણ અન્વય અને વ્યતિરેક એમ બન્નેય રીતે વિચારી જોતા કર્મ કારણ ઠરે છે કર્મનો એક પણ કણ હોય, ત્યા સુધી આત્મા સપૂર્ણ મુક્ત નહી અને એક પણ કણ ન હોય, તો લેશ માત્ર પણ સસારી નહી

અન્યદર્શનોમા જમરાજાના ચિત્ર અને વિચિત્ર નામના બે મુનિમો પાસે મોટા મોટા ચોપડા છે, તેમા દરેક જીવના સુકૃત્યો અને દુષ્કૃત્યોની નોધ રહે છે એમ કહેવાય છે પરતુ કર્મગ્રથ પચસગ્રહ કર્મપ્રકૃતિ. વિગેરેરૂપે એ વિગતવાર ચોપડા કેમ જાણે જૈનાચાર્યો પાસે આવેલા હોય, તે રીતે આજે પણ કર્મની અતિ વિસ્તૃત વિગતવાર માહિતી આપનારા એ મહાન ગ્રથો વિદ્યમાનછે

---

# ૭ શ્રી-સુ-પાર્શ્વ-જિન-સ્તવન

## પરમાત્માના વિવિધ સ્વરૂપ-સૂચક અનેક નામો

[ એ રીતે કર્મથી મુક્ત થયેલા પરમાત્મારૂપ આત્માના જુદા જુદા ગુણ-સાપેક્ષ પક્ષે જુદા જુદા અનેક નામો જગતમા પ્રસિદ્ધ છે તે પરમાત્માની ભક્તિ કરી પરમાત્મા થવા ઇચ્છતા ભક્તને આરાધનામા અનુકૂળતા માટે સ્તવનમા તે બતાવ્યા છે ]

[ રાગ-સારગ મલ્હાર-લલનાની દેશી ]

શ્રી સુ-પાર્શ્વ-જિન વંદિએ
  સુખ-સંપત્તિનો હેતુ લલના
શાંત-સુધા-રસ-જલ-નિધિ
  ભવ-સાગરમા સેતુ લલના. શ્રી સુ૦ ૧

સાત-મહા-ભય ટાળતો,
  સપ્તમ-જિન-વર-દેવ લલના
સાઽવધાન-મનસા કરી,
  ધારો જિનપદ-સેવ. લલના. શ્રી સુ૦ ૨

શિવ શંકર' જગદીશ્વર
  ચિદાઽઽનદ દઃ ભગવાન' લલના.
જિન. અરિહા' તીર્થંકરુ.
  જ્યોતિ સ્વ રૂપ. અસમાન. લલના શ્રી સુ

અ-લખ નિરંજન વચ્છલુ'
સકલ-જંતુ-વિશરામ લલના
અભય-દાન-દાતા સદા,
પૂરણ-આતમ-રામઃ લલના શ્રીસુ૦ ૪
વીત-રાગ મદ-કલ્પના-
રતિ-અરતિ-ભય-સોગ-લલના
નિદ્રા-તંદ્રા-દુર દશા-
રહિત અ-બાધિત-યોગ લલના. શ્રીસુ૦ ૫
પરમ-પુરુષ' પરમા-ડડતમાઃ
પરમેશ્વર' પરધાના લલનાઃ
પરમ-પદા-ડરથ પરમેષ્ઠી'
પરમ-દેવ' પરમાન' લલના શ્રી સુ૦ ૬
વધઃ વિરંચિ. વિશ્વંભરઃ
હષિકેશ' જગ-નાથ લલના
અઘ-હર અઘ-મોચન ધણી
મુક્તિ પરમ-પદ' સાથ લલના શ્રી સુ૦ ૭
એમ અનેક-અભિધા ધરે
અનુભવ-ગમ્ય વિચાર લલના
તે, જાણે, તેહને, કરે-
આનંદ-ઘન-અવતાર લલના. શ્રીસુ૦ ૮

[સુખ-સંપત્તિનો હેતુ=સુખ અને સંપત્તિનું કારણ,
સુખ અને સંપત્તિ આપનાર શાંત સુધા રસ-જળ-નિધિ=

અમૃત જેવા શાંત રસના સમુદ્ર ભવ સાગરમાં=સંસાર સમુદ્રમાં સેતુ=પુલ ૧

મહા-ભય=માત મોટા ભયો સપ્તમ=સાતમો જિન વર-દેવ=જિનેશ્વરદેવ સાવધાન=એકાગ્ર મનમાં કરી=મન વડે કરીને ધારણ કરો જિન-પદ સેવ=જિનેશ્વરદેવના ચરણ કમળની સેવા ૨

શિવ=કલ્યાણકારી શંકર=શાંતિ કરનાર જગદીશ્વર=જગતના ઇશ્વર ચિદાઽઽનંદ=જ્ઞાનાનંદમય ભગવાન=જ્ઞાન-ઐશ્વર્ય વિગેરેથી યુક્ત જિન=રાગદ્વેષ જિતનાર અરિહા=૧ પૂજા યોગ્ય, ૨ અંદરના કામક્રોધાદિક અરિશત્રુને હણનાર. અરુહા=ફરીથી ન ઉગનાર, સંસારમાં ન આવનાર તીર્થંકર=ધાર્મિક સંસ્થારૂપી મહા તીર્થની સ્થાપના કરનાર જ્યોતિ-સ્વરૂપ=તેજોમય અસ્માન-૧ આસ્માન [ ફારસી ભાષામાં ], આકાશ, ૨ આકાશ માફક સર્વ વ્યાપક, આકાશ માફક અદશ્ય, અથવા ૩ અસમાન=અનન્ય, જેની તોલે બીજુ કોઈ ન હોય. ૩

અ-લખ=અલક્ષ્ય, અગોચર, લક્ષ્યમાં ન આવે તેવો, નિરંજન=મેલરહિત નિર્મળ વચ્છલ=વત્સલ, દયાળુ સકલ-જંતુ-વિશરામ=સર્વે પ્રાણીઓના વિસામારૂપ, આશ્વાસન આપી દુઃખમાંથી છોડાવનાર અભયદાન-દાતા=નિર્ભય વૃત્તિનું દાન દેનાર પૂરણ-આતમરામ=સંપૂર્ણ આત્મસુખમાં મગ્ન ૪

વીતરાગ=રાગ દ્વેષ વગરના મ- ક પના રતિ અરતિ ભય શોગ તંદ્રા દુઃદશા રહિત=મદ [illegible]

કલ્પના રહિત રતિ રહિત અરતિ રહિત ભય રહિત. શોક રહિત નિદ્રા રહિત તદ્રા રહિત દુરદશા રહિત મદ=અભિમાન કલ્પના=વિચારણા ચિંતા રતિ=આનદ અરતિ=કષ્ટ. ભય=બીક નિદ્રા=ઉઘ તદ્રા=આળસ દુર દશા=દુર્દશા અબાધિત—યોગ=જાગતા યોગવાળા, સ્થિર સમાધિવાળા યોગ=સમાધિ બાધિત=દબાયેલો અબાધિત=જાગતો, સ્થિર ૫

પરમ પુરુષ=શ્રેષ્ઠ પુરુષ પરમા ડડતમા=શ્રેષ્ઠ આત્મા, શ્રેષ્ઠ આત્માવાળા પરમેશ્વર=ઉચ્ચ પ્રકારની શકિત ધરાવતા, મોટા ઈશ્વર પ્રધાન=પ્રધાન, મુખ્ય પરમ–પદા–ડરથ =શ્રેષ્ઠ વસ્તુ પરમેષ્ઠિ=ઊંચામા ઊચી પદવી–સ્થાન ઉપર રહેલા–બિરાજમાન. પરમદેવ=મોટામા મોટા દેવ પરમાન =પ્રમાણ, પ્રમાણભૂત. અથવા પરમાન=ઊંચામા ઊંચા સન્માનને પાત્ર ૬

વિધિ=મોક્ષ માર્ગનુ વિધાન કરનાર વિરંચિ= બ્રહ્મા વિશ્વભારઃ=વિશ્વને ભરનાર, વિશ્વ વ્યાપક, કેવળી સમુદ્‌ઘાત વખતે આત્મ પ્રદેશોથી વિશ્વને ભરી દેનાર, અથવા વિશ્વના સકળ જ્ઞેય પદાર્થો ઉપર પ્રકાશ નાખી જ્ઞાન ગુણથી વિશ્વને ભરી દેનારા હૃષિકેશ=ઈન્દ્રિયોના સ્વામિ ઈન્દ્રિયો ઉપર કાબૂ કરી ચૂકેલ હૃષિક=ઈન્દ્રિય ઇશ=સ્વામી જગન્નાથ=જગતના નાથ, સ્વામિ અઘ–હર=પાપ હર પાપનો નાશ કરનારા અઘ–મોચન=પાપથી છૂટેલા અથવા પાપથી છોડાવનારા ધણી=માલિક, સ્વામિ મુક્તિ=મુકિત

મય. પરમ-પદ=ઊંચામા ઊચુ પદ-મોક્ષ-મય. સાથ=
દરેકને મુશ્કેલીમા સાથ આપનાર ૭

અભિધા=નામ અનુભવ-ગમ્ય=અનુભવથી સમજી
શકાય તેમ છે કરે=૧ હાથમા ૨ કરે આનંદ-ઘન-
અવતાર=આનદ ઘનમય મોક્ષમા ઉત્પત્તિ ૮ ]

સુખ અને સપત્તિના આપનારા' શાંત રસ રૂપી
અમૃતના સમુદ્ર સસારરૂપી સમુદ્રમા પૂલ સમાન સાત
મહા ભયનો નાશ કરનારા એવા સાતમા જિનેશ્વર દેવ
શ્રી સુપાર્શ્વનાથ પ્રભુને વદન કરો, અને જગતું એકાગ્ર
મન કરીને તે જિનેશ્વર પ્રભુના ચરણ કમળની સેવા કર-
વાનુ ધારણ કરો- તેમની સેવા કરો ૧ ૨

શિવ શકર જગદીશ્વર ચિદાનદ ભગવાન જિન
અરિહા તીર્થંકર જ્યોતિસ્વરૂપ અસમાન-અસમાન
૩ અલખ નિરજન વત્સલ સકલ-જતુ-વિશ્રામ અભય
-દાન-દાતા પૂરણ-આતમ-રામ ૪ વીતરાગ મદરહિત
-નિર્મળ કલ્પનારહિત-નિર્વિકલ્પ રતિ રહિત-ગતરતિ
અરતિ રહિત-અનરતિ ભયરહિત-નિર્ભય શોક રહિત-
વીતશોક નિદ્રારહિત-અનિદ્ર તદ્રારહિત-અતદ્ર દુર્દશા
રહિત-અદુર્દશ અબાધિત-યોગ ૫ પરમ પુરુષ પરમાત્મા:
પરમેશ્વર પ્રધાન પરમ પદાર્થ પરમેષ્ટિ પરમદેવ પ્રમાણ-
પર-માન ૬ વિધિ વિરચિ વિશ્વભર હૃષિકેશ જગન્નાથ
અઘહર અઘમોચન: ધણી મુક્તિ પરમપદ સાથ ૭.

એ રીતે પરમાત્મા અનેક નામો ધારણ કરે છે એ નામોનો અર્થ અનુભવથીજ સમજી શકાય તેવો છે આ નામોનો વિચાર જે જાણી શકે તેના હાથમાંજ આનંદ ઘનમાં–મોક્ષમા–અવતાર છે અથવા, તે મોક્ષમા અવતાર કરી શકે છે

આ નામોને તત્ત્વસંવેદન જ્ઞાન–જેનુ બીજું નામ અનુભવ જ્ઞાન છે તે જ્ઞાન વડે એટલે જાતે અનુભવ કરીને સાક્ષાત્ પરમાત્માપણાને જાણે છે તે જીવ જરૂર મોક્ષમાં પોતાનો અવતાર કરે છે ૮

સેતુ એટલે પુલની બન્નેય બાજુઓ સુરક્ષિત હોય, તો જ તેના ઉપર ચાલી શકાય. આમ બતાવીને સુ–પાર્શ્વ= બન્નેય તરફ સારી બાજુઓ જણાવીને શ્લેષથી સુ–પાર્શ્વ નામ સાર્થક જણાવ્યું છે તથા "તે પ્રભુ સાત મહાભયનો નાશ કરનારા હોવાથી સાતમા છે" એમ કહીને સસમ શબ્દની સાર્થકતા જણાવી છે

ભાવાર્થ—આ સ્તવનમા પરમાત્માના લોક પ્રસિદ્ધ નામો ગણાવ્યા છે તે દરેક નામના આપેલા અર્થો અનુસાર તથા શાસ્ત્રોની મદદ લઇ, દરેક નામની પાછળ રહેલા અનુભવગમ્ય વિચારનો જાતે સાક્ષાત્ અનુભવ કરીને પોતાના આત્માને પરમાત્મા બનાવી દરેક નામ પ્રમાણેના ગુણે ધારણ કરે, તે જીવ જરૂર મોક્ષ પ્રાપ્ત કરે જ

– અનુભવગમ્ય વિચાર શબ્દથી તત્ત્વસંવેદન જ્ઞાનની સૂચના કરી છે તત્ત્વ સંવેદન જ્ઞાન એટલે જાતે અનુભવ કરીને વસ્તુના ખરા સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો, તે

દા૦ ત૦ મીઠાઇ એટલે મીઠા પકવાન, એ વિષય પ્રતિ ભાસ જ્ઞાન જુદી જુદી મિઠાઈ જાતે જોવી અને ઓળખવી તથા તે દરેકની વિગતવાર હકીકત જાણવી, તે સ્વરૂપજ્ઞાન અને મીઠાઈ ખાઇને તેના સ્વાદનો અનુભવ કરવો, તે તત્ત્વસ વેદન જ્ઞાન

આ પ્રમાણે આત્માની સામાન્ય ઓળખ કરવી, તે વિષયપ્રતિભાસ જ્ઞાન તેનું સ્વરૂપ શાસ્ત્રથી જાણવું, તે સ્વરૂપજ્ઞાન અને વિગતવાર આત્માના જ્ઞાનાદિગુણોના સાક્ષાત્કાર કરીને જાતે અનુભવ કરવો. તે તત્ત્વસવેદન જ્ઞાન. સાધકોને આ નામો મારફત પરમાત્માનું સ્વરૂપ જાણી તેની સેવા કરીને છેવટે તત્ત્વસવેદન જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ હોય છે

પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ તો હજુ દૂર છે પરંતુ, "તે પહેલાં ધ્યેય તરીકે—આદર્શ તરીકે—પરમાત્માને કાયમ પોતાની સામે રાખવા તેની ભક્તિ કરવાથી, તેની સેવા કરવાથી, નિરંતર તેના સાન્નિધ્યથી પોતે પણ ભવિષ્યમા તેવો—પરમાત્મા સ્વરૂપ થઇ શકશે એમ સમજીને સાધક પરમાત્માને પોતાની સામે રાખે છે

તત્ત્વ સવેદનરૂપ પરમાત્મ સ્વરૂપ આત્મ સ્વરૂપની શરૂઆત કેવી રીતે થાય તે ૧૮મા શ્રી અરનાથ પ્રભુના સ્તવનમા બતાવેલ છે

## ૮. શ્રી–ચન્દ્ર–પ્રભ–જિન–સ્તવન

### પરમાત્મ દર્શનની તાલાવેલી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ

[ પરમાત્માના જુદા જુદા નામોની વિચારણા અનુભવગમ્ય કરવાની ભલામણથી આત્માર્થી જીવને પરમાત્માનું દર્શન કરવાની તથા પરમાત્મસ્વરૂપ બનવાની જાગતી પ્રાથમિક તાલાવેલીનું સમ્યગ્દર્શનની પ્રાપ્તિરૂપે ખડું થતું ચિત્ર આ સ્તવનમાં છે ]

[રાગ–કેદારો–ગોડ૦ કુમતી ડાલે આનંદ કરે, મુની કોઈ મુકાવે,—એ દેશી ]

દેખણ દે રે! સખિ! મુને દેખણ દે
ચંદ્ર–પ્રભ–મુખ–ચંદ સખિ૦
ઉપશમ–રસનો કંદ સખિ૦
ગત–કલિ–મલ–દુઃખ–દંદ સખિ૦ ચંદ્ર૦ ૧

[ મુખ–ચંદ=મુખરૂપી ચંદ્ર ઉપશમ–રસ=શાંત રસ કંદ=મૂળ ગત–કલિ–મલ–દુઃખ દંદ=જેમાંથી કલહ અને મેલ, દુઃખ અને બીજા દ્વન્દ્વો ચાલ્યા ગયા છે દ્વંદ્વ એટલે રાગ દ્વેષ, ક્રોધ માન, મદ માયા, વિગેરે જોડકાં ]

સુમતિ–સખિને સમ્યગ્દૃષ્ટિ કહે છે, કે–" શાંત રસના મૂળ કારણ સમા અને કલહ અને મેલ, દુઃખ અને દ્વંદ્વ વગરના ચન્દ્ર–પ્રભ–જિનેશ્વરનું મુખરૂપી ચંદ્રમા, અલી સખિ! મને હવે જોવા દે! ર! જોવા દે!! પંચેન્દ્રિય

પર્યાપ્ત અવસ્થા, મનુષ્યગતિ, આર્ય ક્ષેત્ર, આર્ય કુળને જાતિ વિગેરે ઉત્તમ સામગ્રી મળી છે, તો હવે મને જોવા દે ૧

ચદ્રની પ્રભા જેવી પ્રભાવાળુ મુખ રૂપ ચદ્ર ધરાવતા પ્રભુનું મુખ જોવાની તાલાવેલી બતાવીને શ્લેષથી ચદ્ર-પ્રભ નામની સાર્થકતા બતાવી છે

સુહુમ-નિગોદે ન દેખિયો સખિ૰
બાદર અતિહિ વિશેષ૰ સખિ૰
પુઢવી-આઉ ન લેખિયો, સખિ૰
તેઉ-વાઉ ન લેશ સખિ૰ ચંદ્ર૰ ૨

[ સૂક્ષ્મ=બારીક ઘણા ભેગા થવાથીયે ન દેખાય તેવા શરીરવાળા જીવો નિગોદ=સાધારણ વનસ્પતિકાય જીવરાશિ બાદર=સ્થૂલ, ઘણા ભેગા થવાથી દેખાય તેવા શરીરવાળા જીવો અતિહિ=અત્યત વિશેષ=વધારે પુઢવી =પૃથ્વીકાય આઉ=અપ્કાય લેખિયો=જોયો તેઉ=તે ઉકાય, અગ્નિકાય વાઉ=વાયુકાય, લેશ=જરાય. ]

સર્વ જીવો કરતા અત્યત વિશેષ એટલે અનન્ત ગુણા એવા સૂક્ષ્મ તથા બાદર નિગોદમા મે તે પ્રભુને દેખ્યા જ નથી પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, અને વાયુકાયમા પણ મે લેશમાત્ર તેને જોયા નથી માટે હે સખી! હવે મને જોવા દે ! જોવા દે ! ! ૨

વનસ્પતિ અતિ-ઘણ-દિહા સખિ૰
દીઠો નહીં દેદાર, સખિ૰

બિ-તિ-ચઉરિંદિય જલ-લીહા, સખિ૦
ગત-અન્નિ પણ-ધાર સખિ૦ ચ દ્ર૦ ૩

( ઘણા=ઘણા દીહા=દિવસો દેદાર=સુંદર ચહેરો.
રૂપાળુ મુખ બિ=બેઇન્દ્રિય તિ=તેઇન્દ્રિય ચઉ=ચઉ
રિન્દ્રિય જળ-લીહા=પાણી પીનારા, પાણી ચાટનારા
જળચર પ્રાણીઓ ગતસન્નિ=અસંજ્ઞિ પણ=પંચેન્દ્રિય
ધાર=ધારણ કરનાર પાંચ ઇન્દ્રિયોવાળા ]

પ્રત્યેક વનસ્પતિકાયમા ઘણા દિવસ રહેતી વખતે પણ
ત્યાયે એ પ્રભુના મનમોહક દેદાર હુ જોઇ શકયો નથી, બે
ઇન્દ્રિય, તે ઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિયો વિગે
રેમા સમુર્છિમ ગર્ભજ જળચર વિગેરમા પણ જોઇ શકાયેલ
નથી માટે સખિ! હવે તો મને જોવા દે રે, જોવા દે! ૩

સુર-તિરિ નિરય નિવાસમા સખિ૦
મનુ-જ અના-રજ સાથ. સ૦
અ-પજ્જત્તા પ્રતિભાસમા સખિ૦
ચતુર ન ચઢિયો હાથ સખિ૦ ચ૦૪

[ સુર=દેવ, તિરિ=તિર્યંચ નિરય=નારક નિવાસમા
=રહેઠાણમા, અના-રજ-સાથ=જંગલી અનાર્ય ના ટોળામાં
અ પજ્જત્તા=અપર્યાપ્ત અવસ્થામાં પ્રતિભાસમા=અસ્પષ્ટ
સમજવાળી પર્યાપ્ત અવસ્થામા ચતુર=લલચામણી ચતુરાઈ
વાળો ન ચઢિયો હાથ=હાથમા ન આવ્યો, નજરમા ન
ચડયો, જોવામાં ન આવ્યો ]

દેવ તિર્યંચ અને નારકો ના નિવાસમા અને અનાર્ય મનુષ્યના ટોળામા હતો, ત્યારે પણ, વળી અપર્યાપ્ત અવસ્થામા તથા પ્રતિભાસરૂપ–પર્યાપ્ત અવસ્થામા પણ એ ચતુર મારે હાથ આવેલો નથી–હુ તેને જોઇ શકેલ નથી માટે હે સખિ! હવે મને જોવા દે રે! જોવા દે!! કેમકે–હવે મને ખરી તક મળી છે. ૫૪

ઇમ અનેક-થળ જાણીએ, સખિ૦
દર્શન–વિણુ જિન દેવ. સખિ૦
આગમથી મત જાણીએ સખિ૦
કીજે નિર્મલ વસે સખિ૦ ચ૦ ૫

[ થળ=સ્થળ દર્શન વીણુ=દર્શન વિના. કીજે=કરવી મત=વિચાર ]

એમ, શ્રી જિનેશ્વરદેવના દર્શન વગરના અનેક સ્થળે પસાર થવાનુ જાણી લે. તો હવે આગમમાથી આ વિચાર જાણવા મળે છે એટલે હવે તો તેમની નિર્મળ સેવા કરીએ. માટે સખિ! હવે મને જોવા દે રે! જોવા દે!!

આર્યક્ષેત્રમા પણ દેવ ગુરુ અને ધર્મ ની સામગ્રી વાળા ક્ષેત્રમા જન્મ્યો છુ તો અહીં સમ્યગ્દર્શનની પ્રાપ્તિરૂપ શ્રી જિનેશ્વરદેવનું દર્શન મને થવું જ જોઇએ કેમકે –તેને માટે હુ આજ સુધી તલસતો હતો [ ૪ થા ભગવાનનું સ્તવન જુઓ ] ૫

નિર્મળ સાધુ-ભક્તિ લહી, સખિ૦
યોગ-અવંચક હોય સખિ૦

ક્રિયા-અવંચક તિમ સહી, સખિ૦
ફલ-અવંચક જોય સખિ૦ ચ૦ ૬

[સહી=મેળવી યોગ-અવંચક=ગુરુના યોગ પ્રાપ્તિથી રહિત ન હોય, તે ક્રિયા અવંચક=શાસ્ત્રોક્ત ધાર્મિક અનુષ્ઠાન કરનાર સહી=નક્કી ફળ-અવંચક=ક્રિયા પ્રમાણે ફળ પામનાર જોય=જોવા ]

સમ્યગ દર્શન પ્રાપ્ત થયું છે, એટલે—

એમ, અનુક્રમે પવિત્ર સાધુ અને તેની ભક્તિ મળે, એટલે યોગાવંચક થવાય તથા ક્રિયા અવંચક પણ થવાય, તેથી ચોક્કસ ત્રીજા પ્રકાર ફળાવંચકપણું પણ જોઈ શકાશે—પ્રાપ્ત થશે

પ્રેરક અવસર જિનવરુ સખિ૦
મોહનીય ક્ષય જાય સખિ૦
કામિત પૂરણ સુર-તરુ સખિ૦
આનંદ ઘન પ્રભુ પાય. સખિ૦ ચ૦ ૭

[ પ્રેરક=પ્રેરણા કરનાર અવસરે=ખરે વખતે મોહનીય=મોહનીય કર્મ ક્ષય જાય=ક્ષય પામે કામિત=ઇચ્છિત પૂરણ=પૂરવામાં સુર તરુ=કલ્પવૃક્ષ કામિત પૂરણ-સુર-તરુ=મનધાર્યાં મનોરથ પૂરવામાં કલ્પવૃક્ષ સમાન આનંદ ઘન પ્રભુ-પાય=આનંદના ભંડારરૂપ પ્રભુના ચરણ ]

અને એવામાં ખરે અવસરે જો જિનેશ્વરદેવની સબળ પ્રેરણા મળી જશે, તો મોહનીય કર્મનો તો ક્ષય થઇ જ જવાનો છે કેમકે—આનંદના ભંડાર એવા પ્રભુજીના ચરણ

કમળ તો ઈચ્છિત પૂરવામા કલ્પવૃક્ષ સમાન છે જ, તેમની નિર્મળ સેવા પ્રાપ્ત થાય, તો ત્રણ યોગાવચકાદિકયોગ પણ પ્રાપ્ત થાય જ અને પ્રભુની પ્રબળ પ્રેરણા મળી જાય, એટલે મોહનીય કર્મનો ક્ષય થવાથી પરિણામે કેવળજ્ઞાન અને મોક્ષ મળવાના જ કેમકે—પ્રભુજીના ચરણ કમળ ઇચ્છિત મનોરથ પૂરવામાં કલ્પવૃક્ષ સમાન છે જ

ભાવાર્થ—કોઈપણ વર્તમાન જીવ પૂર્વની અનંત અનંત જીવરાશિમા ભમતો ભમતો મનુષ્ય થયો હોય છે ત્યાં કોઈપણ ઠેકાણે તેને ધર્મ-સામગ્રીના મૂળ કારણ અને શ્રી જિનેશ્વરદેવ મળ્યા જ નથી હોતા પણ મનુષ્યપણું પામ્યા પછી આગમમાથી તેમની સેવાના-પૂજાના પ્રકારો જાણીને નિર્મળભાવે પૂજા કરવી જોઇએ એમ સમજી તીર્થંકરદેવ તરફથી મળેલી પ્રેરણા-સમ્યગ્દર્શનને આધારે સત્ સાધુનો સમાગમ થાય છે તે ગુરુનો યોગ પામી યોગાવચક થવાય છે ધર્મનું આરાધન કરીને ક્રિયા-ડ-વચક થવાય છે, અને છેવટે મોહનીય કર્મનો ક્ષય કરીને મોક્ષરૂપી ફળ પ્રાપ્ત કરીને ફળા-ડ-વચક થવાય છે જિનેશ્વર પ્રભુ તો માત્ર તેમા પ્રેરક નિમિત્ત બને છે

યોગ-અવચક—પવિત્ર મુનિ મહારાજનો યોગ જેને થાય તે યોગાવચક-યોગ નામના ધર્મને પામ્યો ગણાય

ક્રિયા-અવચક—ગુરુના ઉપદેશ પ્રમાણે બરાબર વિધિપૂર્વક ક્રિયા અને અનુષ્ઠાનો કરે, તે ક્રિયા-અવચક યોગ નામનો ધર્મ પામ્યો ગણાય

ફળ-અવંચક-એવંભૂત નય અનુસાર જેવા શબ્દ તે પ્રમાણે જ બરાબર ક્રિયા કરવાથી તેનું પૂરેપૂરૂં ફળ બરાબર પામે, ને ફળાવંચક યોગ નામનો ધર્મ પામ્યો ગણાય.

પ્રભુનું દર્શન થવાથી આ ત્રણેય પ્રકારના યોગ પામી શકાય છે

---

# શ્રી સુવિધિનાથ જિન-સ્તવન

## પરમાત્માની પ્રતિમાના પૂજનો વિધિ

[ પરમાત્મા પ્રભુનું દર્શન પામેલો-તેના વિરહથી પીડાતો વિરહ ખાતર સમ્યગ્દર્શની જીવ પરમાત્મા સાથે પોતાનું રાતદિવસના સતત સાનિધ્ય રાખવાના પ્રતીક તરીકે આગમની મદદથી પરમાત્માની પ્રતિમાની દ્રવ્ય તથા ભાવ પૂજાના અનેક પ્રકાર જાણીને દ્રવ્ય ભાવ તેની અનેક પ્રકારે નિર્મળ પૂજા સેવા કર્યા વિના રહી શકે નહી-તેથી પરમાત્માની પૂજાની પ્રતિપત્તિ સહિત જુદા જુદા પ્રકારો બતાવેલા છે ]

( રાગ કેદારો એમ ધન્નો ધણને પરચાવે -એ દેશી )

સુવિધિ જિણેસર પાય નમીને,
શુભ કરણી એમ કીજે રે —
અતિ ઘણો ઉલટ અંગ ધરીને,
પ્રહ ઊઠી, પૂજીજે રે સુવિધિ ૧

[ પાય=ચરણકમળ કરણી=ક્રિયા ઉલટ=હર્ષ ઉમળકો અંગ ધરીને=હૃદયમા ધારણ કરીને પ્રહ=સવારમા ]

સુવિધિ જિનેશ્વર પ્રભુને ચરણે નમન કરીને સાગ વિધિ-પૂર્વક પ્રાત દર્શન કરીને નીચે બતાવ્યા પ્રમાણે શુભ કરણી કરી એઈએ સત્ર ગ્મા ભીડી ગ્મગમા અતિ ઘણો ઉમગભેર ઉમગોકો ધારણ કરીને પ્રભુની પ્રતિમાની વિવિધ પ્રકારે પૂજા કરવી ૧

આત્મ સાધનાના એક અ ગમૂત પ્રભુની પૂજાનો સુવિધિ બતાવીને શ્લેષથી સુવિધિ નામ સાર્થક કરી બનાવ્યું છે

દ્રવ્ય-ભાવ શુચિ-ભાવ-ધરીને,
હરખે દેહરે જઇએ રે
દહ તિગ પણ અહિગમ સાચવતા,
એકમના ધુરિ થઈએ રે સુવિધિ ૨

[ દ્રવ્ય=બહારથી, બહારના પદાર્થરૂપ ભાવ=અ દરથી શુચિ=પવિત્ર ભાવ=સ જોગો પરિસ્થિતિ ધરીને=ઉત્પન્ન કરીને, ધારણ કરીને દહ=દશ, દહતિગ દશત્રિક પણ= પાંચ અહિગમ= [illegible] સાચવતા=સાચવતી વખતે એકમના=એકાગ્ર મ [illegible] =પહેલા )

દ્રવ્યથી અને ભાવથી પવિત્રભાવ પવિત્ર સ જોગો—સામગ્રી ધારણ કરી, હર્ષપૂર્વક દહેરાસર જવુ અને દશત્રિક તથા પાચ અધિગમ સાચવવા પર તુ તે પહેલા મન તો એકાગ્ર કરી જ દેવુ એટલે કે દ્રવ્યથી અને ભાવથી પવિત્ર થઇ હર્ષ-પૂર્વક દહેરાનરજી જઇ, પ્રથમ મન વચન કાયાની એકાગ્રતા કરી દશત્રિક અને પાચ અધિગમ સાચવવા ૨

દશત્રિક—૧ ત્રણ નિસિહી ૨ ત્રણ પ્રણામ, ૩ ત્રણ પ્રદક્ષિણા, ૪ ત્રિદિશિ નિરીક્ષણ વર્જન ૫ ત્રણ પ્રમાર્જના, ૬ મન વચન અને કાયા એ ત્રણ યોગનું પ્રણિધાન—એકાગ્રતા ૭ અંગ, અગ્ર અને ભાવ એ ત્રણ પ્રકારની પૂજા ૮ ત્રણ અવસ્થાની ભાવના ૯ ત્રણ પ્રકારની મુદ્રા ૧૦ અક્ષર, અર્થ અને પ્રતિમા એ ત્રણ ધ્યાનનાં અવલંબન

પાંચ અભિગમ —૧ સચિત્ત વસ્તુનો ત્યાગ ૨ અચિત્ત વસ્તુનો સ્વીકાર ૩ મનની એકાગ્રતા ૪ એક ઉત્તરાસંગ ૫ જિનદર્શન થતાંજ મસ્તકે અંજલિ જોડવી અથવા રાજાએ ૧ તલવાર ૨ છત્ર ૩ મોજડી ૪ મુગટ ૫ ચામર એ પાંચ રાજ્યચિહ્ન બહાર મૂકવા

કુસુમ અક્ષત વરવાસ સુગંધિ
ધુપ દીપ મન સાખી રે,
અંગપૂજા પણભેદ સુણી ઇમ,
ગુરુમુખ આગમ-ભાખી રે. સુવિધિ ૩

[ કુસુમ=પુષ્પ, ફૂલ, અક્ષત=ચોખા. વરવાસ=સુંદર વાસ ચૂર્ણ, વાસક્ષેપ દીપ=દીવો મન સાખી=મનની સાક્ષિએ અંગપૂજા=પ્રભુના અંગને સ્પર્શીને અથવા અંગને અનુલક્ષીને કરવાની પૂજા પણભેદ=પાંચ ભેદવાળી ગુરુમુખ=ગુરૂના મુખથી આગમ-ભાખી=આગમમાં કહેલી, ]

પુષ્પ, અક્ષત, સુંદર વાસ ચૂર્ણ, સુગંધી ધુપ અને, દીવો એ પ્રમાણે આગમમાં કહેલી પાંચ ભેદવાળી અંગપૂજા

ગુરુ મહારાજના મુખેથી સાભળીને મનની સાક્ષિએ પ્રભુ-
પ્રતિમાના અગને સ્પર્શીને તથા અનુવર્માને ક્ષ્વી ૩

એહનુ ફલ દોય ભેદ સુણી જે,
અનતર ને પરપર રે
આણા પાલણ ચિત્ત પ્રસન્ની
મુગતિ સુગતિ સુરમંદિર રે સુવિધિ ૪

[ અનતર=નજીકનું પરપર=દૂરનુ આણા પાલણ
=આજ્ઞા પાળવી, આજ્ઞાનુ પાલન ચિત્ત પ્રસન્ની=મન
પ્રસન્ન-શાત સ્વચ્છ પવિત્ર થવું મનમા પ્રસન્નતા થવી
મુગતિ=મોક્ષ સુ ગતિ-આર્ય ક્ષેત્રાદિમા માનવ જન્મ
સદ્દગતિ. સુર મ દિર=દેવ વિમાન ]

તે [ અગ ] પૂજાના ફળના અનતર અને પરપર એ
બે ભેદ પણ સાથે સાથે ( ગુરુ મુખથી ) સાભળી લેવા —

૧ પ્રભુની આજ્ઞાનુ પાલન અને ચિત્તની પ્રસન્નતા
એ બે અનતર ફળ છે

૨ -અને-મોક્ષ -ઉત્તમ સામગ્રીયુક્ત મનુષ્ય જન્મ,
સુગતિ અને દેવવિમાન એ પરપરાએ ફળ છે ૪

ફુલ અક્ષત વર ધૂપ પઇવો
ગધ નૈવેદ્ય ફલ જલભરી રે
અગ-અગ્ર-પૂજા મળી અડ-વિધ,
ભાવે ભવિક શુભગતિ વરી રે સુવિધિ૦ ૫

[ વર=સુદર પઇવો=પ્રદીપ, દીવો જળભરી=જળ

ભર્યા કળશ અગ અગ્ર પૂજા=અગ પૂજા અને અગ્ર પૂજા અડ વિધ=આઠ પ્રકારની ભવિક-ભવ્ય જીવ શુભ ગતિ વરી=શુભ ગતિ પામે ]

ફૂલ અક્ષત સુદર ધૂપ દીપક સુગધિ ચદન કેસરાદિ દ્રવ્યો નૈવેદ્ય અન્ન અને જળભર્યા કળશાદિ એમ અગપૂજા અને અગ્રપૂજા મળીને આઠ પ્રકારી પૂજા છે, તે જે ભવ્ય જીવ ભાવપૂર્વક ... તા તે અવશ્ય શુભગતિ પામે છે અને પરપરાએ મોક્ષ પણ પામે છે ૫

સત્તર-ભેદ એકવીસ-પ્રકારે
અઠ્ઠોતર શત ભેદે રે
ભાવ-પૂજા બહુ વિધ નિરધારી,
દોહગ્ગ-દુર્ગતિ છેદે રે સુવિધિ. ૬

[ અઠ્ઠોત્તર શત=એકસો આઠ ભાવ-પૂજા=માત્ર હૃદયના ભાવથી કરવાની પૂજા બહુ-વિધ=ઘણા પ્રકારની નિરધારી=નક્કી કરી આપેલી છે દોહગ્ગ=દૌર્ભાગ્ય, કમનસીબી, ક્લિષ્ટ પાપકર્મ દુર્ગતિ=ખરાબ ગતિ છેદે=તોડે છે ]

સત્તર ભેદી એકવીસ પ્રકારી એકસો આઠ ભેદી એમ દ્રવ્ય પૂજા અનેક પ્રકારની છે દુર્ભાગ્ય અને દુર્ગતિનો નાશ કરનારી ભાવપૂજા પણ ઘણા પ્રકારની શાસ્ત્રમા નિશ્ચિત રૂપે સમજાવી છે ૬

તુરિય-ભેદ પડિવત્તિ પૂજા,
ઉપશમ ખીણ સયોગી રે

ચઉહા પૂજા ઇમ ઉત્તરજ્ઝયણે,
ભાખી કેવળ ભોગી રે સુવિધિ ૭

[ તુરિય ભેદ=ચોથો ભેદ પડિ વત્તિ=પ્રતિપત્તિ, સ્વય પાલન ઉપશમ=ઉપશાત મોહ ( ૧૧ મુ ગુણ સ્થાનક) ખીણ=ક્ષીણ મોહ (૧૨ મુ ગુણસ્થાનક ) સયોગી=સયોગી અવસ્થા ( ૧૩ મુ ગુણ-થાનક) ચઉહા=ચાર પ્રકારે ઉત્તર જઝયણે=ઉત્તરાધ્યયન સૂત્રમા ભાખી=કહી છે કેવળ ભોગી=કેવળજ્ઞાનભોક્તા-સર્વજ્ઞ પ્રભુએ ]

પૂજાનો ચોથો ભેદ પ્રતિપત્તિ પૂજા છે, તે-ઉપશમ શ્રેણિ, ક્ષપકશ્રેણિએ ચડી મોહનીય કર્મને ઉપશમ કરવા અને ક્ષય કરવારૂપ તથા સ-યોગિ ગુણસ્થાનના ભાવ સ્વય-જાને પામવા રૂપ છે

એ પ્રમાણે—અગ અગ્ર ભાવ અને પ્રતિપત્તિ એ ચાર પ્રકારની પૂજા શ્રી કેવળજ્ઞાની ભગવતે શ્રી ઉત્તરાધ્ય યન સૂત્રમાં કહી છે ૭

ઇમિ પૂજા બહુ ભેદ સુણીને
સુખ દાયક શુભ-કરણી રે,
ભવિક જીવ કરશે, તે લેશે
આનદ ઘન પદ ધરણી રે સુવિધિ ૮

[ સુખદાયક=સુખ આપનારી આનદ ઘન પદ= મોક્ષ ધરણી=પૃથ્વી, આનદ-ઘન-પદ-ધરણી=સિદ્ધ શિલા. ]

એ પ્રકારે, ઘણા ભેદો સાભળીને, સુખ આપનારી શુભ

ભર્યો કળશ અગ અગ્ર પૂજા=અગ પૂજા અને અગ્ર પૂજા અડ વિધ=આઠ પ્રકારની ભવિક-ભવ્ય જીવ શુભ ગતિ વરી=શુભ ગતિ પામે ]

ફૂલ અક્ષત સુદર ધૂપ દીપક સુગધિ ચદન કેસરાદિ દ્રવ્યો નૈવેદ્ય ફલ અને જળભર્યા કળશાદિ એમ અગપૂજા અને અગ્રપૂજા મળીને અષ્ટ પ્રકારી પૂજા છે, તે જે ભવ્ય જીવ ભાવપૂર્વક કરે છે તો તે અવશ્ય શુભગતિ પામે છે અને પરપરાએ મોક્ષ પણ પામે છે ૫

સત્તર-ભેદ એકવીસ-પ્રકારે
અઠ્ઠોતર શત ભેદે રે
ભાવ-પૂજા બહુ વિધ નિરધારી,
દોહગ્ગ-દુર્ગતિ છેદે રે સુવિધિ. ૬

[ અઠ્ઠોત્તર શત=એકસો આઠ ભાવ-પૂજા=માત્ર હૃદયના ભાવથી કરવાની પૂજા બહુ-વિધ=ઘણા પ્રકારની નિરધારી=નક્કી કરી આપેલી છે દોહગ્ગ=દૌર્ભાગ્ય, કમનસીબી, ક્લિષ્ટ પાપકર્મ દુર્ગતિ=ખરાબ ગતિ છેદે=તોડે છે ]

સત્તર ભેદી એકવીશ પ્રકારી એકસો આઠ ભેદી એમ દ્રવ્ય પૂજા અનેક પ્રકારની છે દુર્ભાગ્ય અને દુર્ગતિનો નાશ કરનારી ભાવપૂજા પણ ઘણા પ્રકારની શાસ્ત્રમા નિશ્ચિત રૂપે સમજાવી છે ૬

તુરિય-ભેદ પડિવત્તિ પૂજા,
ઉપશમ ખીણ સયોગી રે

ચઉન્હા પૂજા ઇમ ઉત્તરજ્ઝયણે,
ભાખી કેવળ ભોગી રે સુવિધિ ૭

[ તુરિય ભેદ=ચોથા ભેદ પડિ વત્તિ=પ્રતિપત્તિ, સ્વય પાલન ઉપશમ=ઉપશાત મોહ ( ૧૧ મુ ગુણ સ્થાનક) ખીણ=ક્ષીણ મોહ (૧૨ મુ ગુણસ્થાનક ) સયોગી=સયોગી અવસ્થા ( ૧૩ મુ ગુણ-થાનક) ચઉહા=ચાર પ્રકારે ઉત્તર જઝયણે=ઉત્તરાધ્યયન સૂત્રમા ભાખી=કહી છે કેવળ ભોગી=કેવળજ્ઞાનભોક્તા-સર્વજ્ઞ પ્રભુએ ]

પૂજાનો ચોથો ભેદ પ્રતિપત્તિ પૂજા છે, તે-ઉપગમ શ્રેણિ, ક્ષપકશ્રેણિએ ચઢી મોહનીય કર્મને ઉપગમ કરવા અને ક્ષય કરવારૂપ તથા સ-યોગિ ગુણસ્થાનના ભાન સ્વય-જાતે પામવા રૂપ છે

એ પ્રમાણે-અગ અગ્ર ભાવ અને પ્રતિપત્તિ એ ચાર પ્રકારની પૂજા શ્રી કેવળજ્ઞાની ભગવતે શ્રી ઉત્તરા ય યન સૂત્રમા કહી છે ૭

ઇમ પૂજા બહુ ભેદ સુણીને
સુખ દાયક શુભ-કરણી રે,
ભવિક જીવ કરશે, તે લેશે
આનદ ઘન પદ ધરણી રે સુવિધિ ૮

[ સુખદાયક=સુખ આપનારી આનદ ઘન પદ= મોક્ષ ધરણી=પૃથ્વી, આનદ-ઘન-પદ-ધરણી=સિદ્ધ શિલા ]

એ પ્રકારે, ઘણા ભેદો સાભળીને, સુખ આપનારી શુભ

કરણી–પ્રભુની પૂજા જે ભવિક જીવ કરશે, તે આનન્દઘન –પદ–મોક્ષપદની, ધરણી–પૃથ્વી–સિદ્ધ શિલા પ્રાપ્ત કરશે ૮

ભાવાર્થ—અહી સુધીના સ્તવનોમા મોટે ભાગે, પ્રીતિધારી, આદિ ધાર્મિક, માર્ગાનુસારી, સમકિતધારી તથા દેશવિરતિ શ્રાવકને લગતી વિચારણા સુધી આવી પહોચે છે આમાથી આ સ્તવનમાં સર્વ જૈનોને કરવાની ઉત્તરાધ્યયન સૂત્રમા કેવળજ્ઞાની ભગવતે કહેલી ચાર પ્રકારની પૂજા બતાવવામા આવી છે તેમાની અગ અને અગ્રપૂજા દેશ વિરતિ શ્રાવક સુધીના જીવોને જ મુખ્યપણે કરવાની છે

બાકીની બે સર્વવિરતિને યે ખાસ કરવાની છે એકદર શ્રાવકને પણ ચારેય પ્રકારની પૂજાનો સભવ છે, અહી મુનિવેશ ન ધારણ કરેલ હોય તેવા ગૃહસ્થલિગમાં રહેલા સમ્યક્ત્વ મૂળ બાર વ્રતાદિક ધારણ કરેલા જૈન ગૃહસ્થને શ્રાવક માનીએ તો તેને પ્રતિપત્તિ પૂજા પણ સભવે

આ પૂજાઓને બે ઠેકાણે સુખદાયક શુભ કરણીઃ કહી છે, અને તેનું ફળ એક ઠેકાણે શુભ ગતિ પણ બતાવેલ છે એટલા ઉપરથી પૂજા કેવળ “ શુભ કરણી એટલે માત્ર પુણ્ય બધાવનારી શુભ આશ્રવ રૂપ ક્રિયા છે ” આમ ન સમજવું અલબત્ત, એકદર બાળ જીવો માટે તે શુભ કરણીરૂપ ઘણે અશે છે પરતુ એમ એકાત નથી કેમકે તેનું પરપરાએ મુક્તિરૂપ ફળ આ સ્તવનમા જ બતાવ્યુ છે, અને છેલ્લી ગાથામા તેનું પુનરાવર્તન પણ બતાવ્યુ છે “ સિદ્ધશિલા પ્રાપ્ત કરશે, ” એમ કહી પણ કહ્યું છે, તેથી જિન પૂજા સવરરૂપ અને નિર્જરારૂપ ક્રિયા

પણ છે પ્રતિપત્તિ પૂજા તો બહુ જ ઉંચા પ્રકારની છે ભાવપૂજા પણ અનેક પ્રકારની કહી છે તે પણ સવર અને નિર્જરાના હેતુ બને છે

એટલે પ્રભુની પૂજાથી પુણ્ય બધાય છે સવર થાય છે નિર્જરા પણ થાય છે અને અતે મોક્ષ પણ મળે છે કેમકે—દેવ ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વમા દેવ એ પ્રધાન તત્ત્વ છે બીજા બેનો સભવ અને આધાર પણ એ તત્ત્વ ઉપર જ છે હરપ્રકારે દેવતત્ત્વની આરાધના એ પણ ધર્મનો એક ઉચ્ચ પ્રકાર છે પ્રતિમા-પૂજા વિરૂદ્ધ પ્રચાર કે ભાષા બોલવી તે દેવ તત્ત્વની મહા આશાતના છે-મહા વિરાધના છે આ વાત સૂક્ષ્મબુદ્ધિગમ્ય છે

સઘ (શ્વેતામ્બર મૂ૦)નું માન્ય શાસ્ત્રોક્ત જિન પૂજાનો વિધિ જૈન તત્ત્વજ્ઞાનના મહત્ત્વના સિદ્ધાતોને આધારે સાગોપાંગ છે તીર્થંકર પરમાત્માના ત્રણ કાળના સર્વ ક્ષેત્રોના ચાર નિક્ષેપા તેમનો લોકોત્તર વિશ્વોપકાર, તેમની ત્રિભુવન પૂજ્યતા પ્રીતિ અનુષ્ઠાનને યોગ્ય જીવોથી [illegible] ઠેઠ, અસગ અનુષ્ઠાન સુધીના જીવોની પાત્રતા [illegible] પૂજા ભક્તિના વિધવિધ પ્રકાર તીર્થંકર પરમા[illegible] કલ્યાણકોની અપેક્ષાએ સર્વ અવસ્થાઓની [illegible] ભાર ચિત્તથી ત્રણ ભુવનની સિદ્ધિના સમર્પ[illegible] પ્રભુ ભક્તિના સેકડો પ્રકારો અને તેની [illegible] ક્ષેત્ર, કાળ ભાવ અને પાત્રની [illegible] વ્યવસ્થિત છે

---

# ૧૦. શ્રી-શીતલ-નાથ-જિન-સ્તવન

## સ્યાદ્વાદની ખુબી

[ અહીથી વિરતિને લગતા આત્મગુણોનું વર્ણન શરુ થતું જાય છે તેમા પ્રથમ તીર્થંકર પરમાત્મા અને પરમાત્મ ભાવમા ઘટતા વિરુદ્ધ ધર્મો સ્યાદ્વાદથી સમજવાની ધીરતા પ્રાપ્ત થાય છે શ્રુત સામાયિક-જૈનશાસ્ત્રની ખુબી સમજાવે છે ]

( રાગ-ધનાશ્રી-ગૌ॰ 'મંગલીક માના ગુણહિ વિમ ના એ દેશી )

શીતલ-જિન-પતિ-લલિત-ત્રિભંગી,
વિવિધ-ભંગી મન મોહે રે,
કરુણા-કોમલતા તીક્ષ્ણતા;
ઉદાસીનતા સોહે રે શીતલ ૧

લલિત=મનોહર ત્રિભંગી=ત્રણ ભાગાવાળી વિવિધ-ભંગી=જુદા જુદા ભાગાઓ વાળી ભંગ=ભાગા, ભેદ, વિકલ્પ કરુણા=દયા કોમલતા=નરમાશ, સુવાળાપણું, દયાળુપણું તીક્ષ્ણતા=આકરાપણુ, તીખાપણુ, તીવ્રતા. ઉદાસીનતા=બેપરવાઈ, તટસ્થતા સોહે=શોભે છે ]

લલિત-સુંદર વિવિધ ભાગાઓવાળી શ્રી શીતલનાથ જિનેશ્વર પ્રભુ સબધી મનોહર-ત્રિભંગી મનને મોહ પમાડે છે—આશ્ચર્ય ઉત્પન્ન કરે છે

૧ કરુણા, કોમળતા ૨ તિક્ષણતા અને ૩ ઉદાસીનતા,

પર-દુઃખ-છેદન-ઇચ્છા કરુણા'
તીક્ષ્ણ પર-દુઃખ રીઝે રે,
ઉદાસીનતા ઉભય-વિલક્ષણ,
એક ઠામે કેમ સીઝે? રે   શીતલ. ૩

[ છેદન=નાશ કરવાની રીઝે=રાજી થવું ઉભય-વિલક્ષણ=બન્નેયથી જુદી સીઝે=સિદ્ધ થાય સાબિત થાય ]

બીજી રીતે એજ ત્રિભંગી ઘટાવી બતાવે છે —

લોકમાં-(૧) બીજાના દુઃખો દૂર કરવાની ઇચ્છાને કરુણા કહેવાય છે (૨) બીજાના દુઃખો જોઇ રાજી થવાને તીક્ષ્ણતા કહેવાય છે

( ) કરુણા અને તીક્ષ્ણતા એ ઉભય-બન્નેય કરતા જુદી મનોવૃત્તિને તે ઉદાસીનતા કહેવાય છે

પરતુ, "તે ત્રણેય એક ઠેકાણે કેમ સિદ્ધ થઇ શકે?" આ પ્રશ્ન અહીં થાય છે, કેમકે-પરસ્પર વિરુદ્ધ ગુણો એક જ વસ્તુમા એકી સાથે રહી કેવી રીતે શકે? ૩

અ-ભય-દાનઃ તે મલ-ક્ષય કરુણા,
તિક્ષ્ણતા ગુણ ભાવે રે,
પ્રેરક વિણ કૃતિ ઉદાસીનતા,
ઇમ વિરોધ મતિ નાવે રે   શીતલ. ૪.

[અ ભય-દાન=નિર્ભયતાનું દાન. મલ=અનાદિ કાળનો કર્મરૂપી મેલ મલ-ક્ષય=અનાદિ કાળના કર્મરૂપી મેલનો

નાશ ગુણભાવે=ગૌણ રીતે, ગર્ભિત રીતે ર-જ્ઞાનાદિક ભાવ ગુણોની અપેક્ષાએ. પ્રેરકવિણુ-કૃતિ=પ્રેરણા વગરની સહજ પ્રવૃત્તિ મતિ=બુદ્ધિમા નાવે=ન આવે, આવે નહી ]

ઉપરના પ્રશ્નના જવાબ રૂપે-ત્રીજી રીતે એજ ત્રિભગી ઘટાવી બતાવે છે —

૨ (૧) કર્મરૂપીઅનાદિ કાળનોમળ જીવને ચોટેલો છે તેનો નાશ થવાથી ઉત્પન્ન થયેલી સસારના ભયથી બચાવ વાની અભયદાનનીવૃત્તિ તે પોતાના આત્માની ભાવ કરૂણા પરમાત્મામા હોય છે

(૨) ત્યારે, મળનો ક્ષય કરવાની વૃત્તિ-તીક્ષ્ણતા પણ ગૌણભાવે તેમા સમાયેલી છે અથવા ગુણો પ્રાપ્ત કરવાની ઉગ્રતા લાવેલી રૂપી તીક્ષ્ણતા હોય છે

(૩) અને એ બન્નેય કામ કોઇ પણ જાતના પ્રેરકભાવ વિના સિદ્ધ સાધકદશામા સહેજ રીતે થતા હોવાથી, ઉદાસીનતા પણ તેમા સાબિત થાય છે

એ રીતે વિચારતા, વિચારમા-બુદ્ધિમા કોઇ પણ જાતનો પરસ્પર વિરોધ આવે તેમ નથી

શકિત વ્યકિતઃ ત્રિ-ભુવન-પ્રભુતા,
નિર્ગ્રંથતા સયોગે રે,
યોગી, ભોગી વકતા મૌની
અનુપયોગી ઉપયોગે રે

[ શક્તિ=૫ર્વ સામાન્ય સ્વ સ્વભાવો તે શક્તિઓ વ્યક્તિ=પ્રત્યેક આત્મદ્રવ્યના સ્વ સ્વભાવો જુદા જુદા છે ત્રિ-ભુવન-પૂજ્યતા=ત્રિલોકના સર્વ પ્રાણીઓને પૂજ્યપણુ નિર્ગ્રંથતા=કશીયે ગાંઠ વગરના, પોતાની ગાંઠમા-પોતાના કબજામા પોતાની માલીકીની કોઇપણ ચીજ રાખવાની નહી, તદ્દન નિસ્પૃહી, સર્વથા પરિગ્રહ રહિત, નિશ્ચય સાધુપણુ ઉભયોગે=બન્નેયના સયોગે ત્રીજો ભગ જાણવો યોગી= મોક્ષની સાથે જોડવાના સાધનોવાળા ભોગી=આત્મગુણોનો જાતે અનુભવ કરનારા વક્તા=ઉપદેશ આપવા વાણીનો વ્યાપાર કરનારા મોની=મુનિભાવમા રહેલા અનુપયોગી= ઉપયોગ રહિત, ઉપયોગ ન મૂકનારા ઉપયોગે=દર્શનના ઉપયોગમા વર્તતા, ઉપયોગ દેનારા

બીજી પણ, નીચે પ્રમાણે, બે ભાગાના સઞ્જોગનો ત્રીજો ભાગો મનનાથી ઘણા ભાગાઓવાળી ત્રિભગીઓ થાય છે જેમ કે —

૨ ૧ શક્તિ ૨ વ્યક્તિ ૩ શક્તિવ્યક્તિ રહિત ૩ ૧ ત્રિભુવન પ્રભુ ૨ નિર્ગ્રન્થ ૩ ત્રિભુવનપ્રભુતા અને નિર્ગ્રન્થતા રહિત ૪ ૧ત્યાગી ૨ભોગી ૩ ત્યાગભોગ રહિત ૫ ૧ વક્તા ૨ મૌની ૩ વક્તૃત્વ અને મૌન રહિત ૬ ૧ અનુપયોગવત ૨ ઉપયોગવત ૩ ઉપયોગ અને અનુપયોગ રહિત -

સયોગી ભાગાઓની સમજ નીચે પ્રમાણે —

શક્તિ ૫૫ આત્મપદાર્થનો ગુણ છે જ્ઞાનાદિક ગુણું

ગુણી આત્મા કરતા જુદા રહેતા નથી તેથી આત્મા કરતા ગકિત પદાર્થ જુદો નથી

પ્રત્યેક આત્મા વ્યક્તિ રૂપે છે છતા એકાંત એમ જ નથી સઘળા પદાર્થોની સાથે સામાન્યતા પણ આત્મામા છે એટલે "વ્યક્તિ રૂપે જ છે " એમ પણ નથી

આત્માના સઘળા ગુણો સંપૂર્ણ ખીલવેલા હોવાથી ત્રણ ભુવનના જીવોને પૂજ્ય છે છતા અભવ્યો તથા મિથ્યાત્વિ જીવો પૂજ્ય માનતા નથી સિદ્ધના જીવો પણ સૌ પરસ્પર સમાન છે તેમની વચ્ચે પૂજ્ય પૂજક ભાવ નથી માટે ત્રિભુવન–પ્રભુતા રહિત નિર્ગ્રંથતા રહિત એટલે સાધુનો વેશ ધારણ કરીને કાયમ ફરતા નથી અથવા સ્વગુણોમા રમણતા રૂપી ગાંઠ તો પ્રભુને પણ છે માટે નિર્ગ્રંથતા રહિત છે

મન વચન કાયાના યોગો રહિત થએલા હોવાથી યોગ રહિત અને દુનિયાદારીના બાહ્ય ભોગોનો ત્યાગ કરેલ હોવાથી ભોગ રહિત

જગતમા જે છે તેના કરતા કાંઇપણ નવી વાત કહેનારા ન હોવાથી વક્તાપણા રહિત છે, અને તીર્થંકર નામકર્મના યોગે દેશના આપતા હોવાથી મૌન રહિત પણ છે

જ્ઞાન અને દર્શન એ બેના ઉપયોગ મૂકવાની શકિત હોવાથી અનુપયોગ રહિત એટલે કે ઉપયોગ શકિત સહિત ઉપયોગ મૂકવાની શકિત છતા ઉપયોગમય પરમાત્મા છે તેમને

પાચમી ગાથામા બીજી કેટલીક એવી ત્રિભગીઓ બનાવી છે આ રીતે આવા વિરોધિ વિકલ્પોના વિરોધ યથાર્થ રીતે દૂર કરતા આવડવાથી સ્યાદ્વાદના જ્ઞાનની તાલીમ મળે છે અને જ્ઞાન વિશાળ થાય છે અન્તે પર પરાયે મોક્ષ મળે છે

શક્તિ=પરમાત્મા વિશ્વની એક પ્રકારની અનત શક્તિ રૂપ છે તેના સામર્થ્યથી અનેક જીવો મોક્ષ મેળવે છે, અથવા આત્મા પોતે એક શક્તિના ભડારરૂપ છે

વ્યક્તિ=પરમાત્મા અથવા તો કોઈપણ આત્મા એક એક સ્વતત્ર વ્યક્તિત્વવાળા સ્વતત્ર વ્યક્તિરૂપ પણ હોય છે

ત્રિભુવન-પ્રભુતા=એક એક સ્વતત્ર વ્યક્તિ હોવા છતા અનત ગુણો અને અનત વીર્યને લીધે ત્રણેય ભુવનની પ્રભુતા પણ તેમા હોય છે

નિર્ગ્રન્થતા=સકળ પરિગ્રહ અને સગના ત્યાગી હોવાથી તેમા નિર્ગ્રન્થતા હોય છે

સયોગ=એ ઉપરના તથા પછીના બન્ને ભાગાના સયોગરૂપ ત્રીજો ભાગો થવાથી ત્રિભગીઓ થશે

યોગી=મોક્ષ સાથે જોડાવાથી અથવા સામર્થ્ય યોગથી યોગી હોય છે અથવા આત્મા મન વચન કાયાના યોગો વાળો હોય છે

ભોગી=આત્મગુણનો આનદ ભોગ લેતો હોવાથી ભોગી કહેવાય છે

વક્તા=દેશના આપે છે ત્યારે વક્તા હોય છે

મૌની-દેશના નથી આપતા હોતા ત્યારે મૌની કહેવાય છે અથવા વચન યોગ રુધાય ત્યારે અથવા નિરવદ્ય ભાષાદ્વારા હિતકારી ઉપદેશ આપવા છતા મૌની કહેવાય છે

અનુપયોગવત=અન્ય ક્ષણે દર્શનોપયોગ સમયે જ્ઞાનોપયોગ રહિત અને જ્ઞાનોપયોગ સમયે દર્શનોપયોગ રહિત એમ અનુપયોગવત પણ પરમાત્મા હોય છે અથવા આત્મા બાર ઉપયોગમાના એક ઉપયોગ સમયે બીજા ઉપયોગ રહિત હોય છે

ઉપયોગવત=જ્ઞાન કે દર્શન એમાથી એક ઉપયોગ તો સદા હોય જ છે

આમ જુદી જુદી રીતે શાસ્ત્રને આધારે વિકલ્પો-ભાગા ઘટાવી શકાય છે આવા અનેક ભાગાઓવાળી ત્રિભગીઓ, હોઇ શકે છે અહી તો માત્ર સક્ષેપમા સૂચન કરવામા આવેલ છે



# ૧૧ શ્રી–શ્રેયાંસ–નાથ–જિન–સ્તવન

## અધ્યાત્મનુ સ્વરૂપ દેશવિરતિ–સર્વવિરતિરૂપ ભાવ અધ્યાત્મની અભિલાષા

[ સ્યાદ્વાદમા શ્રદ્ધાળુ અથવા નિપુણ આત્મલક્ષી દેશવિરત–શ્રાવક કે જૈનમુનિ અધ્યાત્મના જુદા જુદા ભેદો સમજીને આધ્યાત્મિક પ્રગતિમા આગળ વધી શકે છે તેથી સૌથી પહેલા ચાર પ્રકારના અધ્યાત્મનું સ્વરૂપ બતાવેલ છે ત્યાગાત્મક ભાવઅધ્યાત્મની દેશવિરતિથી શરૂઆત થાય છે અને સમ્યક્ત્વરૂપ અધ્યાત્મની તો ચોથે ગુણસ્થાનકેથી શરૂઆત થાય છે ]

[ રાગ–ગૌડ 'અહો મતવાને સાજના' એ દેશી. ]

શ્રી–શ્રેયાસ–જિન ! અંતર–જામી,
આતમ–રામી નામી રે,
અધ્યાતમ–મત–પૂરણ પામી,
સહજ–મુગતિ–ગતિ–ગામી રે શ્રી શ્રે ૧

[ અતરજામી=અદરની વાત જાણનાર, સર્વજ્ઞ આતમ રામી=આત્મામા રમણતા કરનારા નામી=પ્રસિદ્ધ જગજાહેર અધ્યાત્મ મત=આત્મવિકાસનુ જ્ઞાન સહજ=સર ળતાથી મુક્તિ–ગતિ–ગામી=મોક્ષગતિ તરફ જઇ શકેલા

હે શ્રેયાસ નાથ ! જિનેશ્વર દેવ ! આપ તો અદરનીયે વાત જાણનારા–સર્વજ્ઞ છો આપ પોતાના આત્માના આરામમ

આનદમા મશગુલ છો આપ જગતમાં પ્રસિદ્ધ નામવાળા છો આપ પૂર્ણ આધ્યાત્મિક જ્ઞાનને પૂર્ણપણે પામેલા છો અને આપ સહજ રીતેજ મુક્તિગતિમા જઇ પહોંચેલાછો ૧

શ્રેય.=એટલે કલ્યાણ-મોક્ષ તેથી સહજ-મુગતિ-ગતિ-ગામી પદ આપીને શ્લેષથી શ્રેયાસ નામ સાર્થક કરી બતા યું છે

સયલ-સ સારી ઇંદ્રિય રામી
મુનિ-ગણ આતમ-રામી રે
મુખ્યપણે જે આતમરામી,
તે કેવલ નિઃકામી રે શ્રી શ્રે૦ ૨

સયલ=સર્વ ઇન્દ્રિય-રામી=ઇંદ્રિયોના વિષયોમાં લુબ્ધ, તેના લાલચુ ગણ=સમૂહ આતમ રામી=આત્મ-ધ્યાનમા રમણતા કરનારા કેવળ=ફક્ત નિ કામી=નિષ્કામી, નિષ્કામયોગી ]

સઘળાયે સ સારી જીવો ઈન્દ્રિયોના વિષયોમા લુબ્ધ હોવાથી ઇન્દ્રિયોનો આરામ શોધનારા છે, માટે તેઓ ઇન્દ્રિ-યરામી કહેવાય છે માત્ર મુનિગણ-મુનિયોનો સમુદાય-આત્મામાં રમણતા કરનારો છે, મુખ્યપણે જેઓ આત્મામાં રમણતા કરનારા હોય છે, તે જ ફક્ત ખરેખર નિષ્કામી-નિષ્કામયોગી હોઈ શકે છે ૨

નિજ-સ્વ રૂપ જે કિરિયા સાધે,
તે અધ્યાતમ લહિયે રે

જે કિરિયા કરી ચઉ-ગતિ સાધે,
તે ન અધ્યાતમ કહિયે. રે શ્રી શ્રે૦ ૩

[ નિજ સ્વ રૂપ=પોતાનું-આત્માનું સ્વરૂપ-લહિયે=જાણવું ]

પોતાના-આત્મ-સ્વરૂપને લક્ષ્યમા રાખીને જે ક્રિયા સાધવામા આવે છે તેનુ નામ અધ્યાત્મ કહેવાય છે અને તે ભાવ નિક્ષેપે-ભાવ અધ્યાત્મ છે

आत्मानमधिकृत्य या शुद्धा क्रिया प्रवर्तते, तदध्यात्मम्।
અર્થ=આત્મવિકાસને ઉદ્દેશીને જે જે શુદ્ધ પ્રવૃત્તિ કરવામાં આવે, તે અધ્યાત્મ

કેટલાકની ધાર્મિક ગણાતી કેટલીક વિષ ગરલ અને અનુષ્ઠાન રૂપ ક્રિયા એવી હોય છે, કે-જે કરવાથી ઉલટાના ચાર ગતિમા ભમવુ પડે છે તેવી ક્રિયાનુ નામ અધ્યાત્મ ન કહી શકાય ૩

નામ-અધ્યાતમ ઠવણ-અધ્યાતમ
દ્રવ્ય-અધ્યાતમ છડો રે
ભાવ-અધ્યાતમ નિજ ગુણ સાધે,
તો તેહશુ રઢ મંડો રે શ્રી શ્રે૦ ૪

[ નામ=નામ માત્રથી ઠવણ=સ્થાપનાથી દ્રવ્ય અધ્યાતમ=ભાવ-અધ્યાત્મનુ કારણ કે કાર્ય રઢ=દઢતાથી મંડો=મચો ]

માટે, નામ-અધ્યાત્મ સ્થાપના અધ્યાત્મ અને દ્રવ્ય-અધ્યાત્મને છોડી દો, અને જે ભાવ-અધ્યાત્મ પોતાના આત્માના ગુણને નવારનારુ હોય, તેની જ પાછળ દઢ રીતે

મડી પડો–મચી પડો ભાવ–અધ્યાત્માભાસની પાછળ પડવાનુ નથી પરતુ આત્માના ગુણોને વધારે, તે સાચુ ભાવ અધ્યાત્મ છે તેની પાછળ જરૂર પડો

નામ–અધ્યાત્મ સ્થાપના–અ યાત્મ અને દ્રવ્ય અ યાત્મ. એ ત્રણેય ભાવ–અધ્યાત્મના કારણ છે–તેમા મદદગાર છે પણ તે સર્વની મદદ લઇને સાધવાનુ તો છેવટે ભાવ–અ યાત્મ જ હોય છે ભાવ–અધ્યાત્મના લક્ષ્ય વિના એકલા નામાદિકને વળગી રહેવાથી ખાસ ફાયદો થતો જ નથી આખર તો તે છોડી દેવાના જ હોય છે માટે, ભાવ–અધ્યાત્મના લક્ષ્યને ધ્યાનમ । ખીને તેને પ્રાપ્ત કરવા માટ તેની સાધના પાછળ લાગી પડવુ જોઇએ

ભાવ અધ્યાત્મના પણ ચડતા ઉતરતા ઘણા દરજ્જા હોય છે, ઉચ્ચ ઉચ્ચ દરજ્જા પર ગયા પછી નીચે નીચેના દરજ્જા છોડી દેવાના હોય છે ઉચો ઉચો દરજ્જો પ્રાપ્ત ન થયો હોય, ત્યા સુધી તેની પહેલાના દરજ્જાને ઉચો દરજ્જો પ્રાપ્ત કરવા દઢ રીતે આરાધવાનો–સાધવાનો હોય છે ભાવ અધ્યાત્મની ભ્રમણામા ન પડી જવાય, તેની સાવચેતી માટે "નિજ ગુણ સાધે, તો " એ શબ્દો ખાસ મૂકયા છે ૪

શબ્દ–અધ્યાતમ અર્થ સુણીને,
નિર્વિકલ્પ આદરજો. રે
શબ્દ–અધ્યાતમ ભજના જાણી,
હાન–ગ્રહણ–મતિ ધરજો રે શ્રી શ્રે

[શબ્દ અધ્યાતમ=અધ્યાત્મ શાસ્ત્ર. નિર્વિકલ્પ=મન. વચન કાયા ની ગુપ્તિ અને કષાય રોધ. ભજના=હોય કે ન હોય હાન=ત્યાગ ગ્રહણ=સ્વીકાર. મતિ=વિચાર હાન-ગ્રહણ-મતિ=ત્યાગ અને સ્વીકારની બુદ્ધિ ધરજો=રાખજો કેળવજો ]

આધ્યાત્મિક શાસ્ત્રો રૂપ શબ્દ-અધ્યાતમ મારફત ચાર-નિપેક્ષા રૂપ અર્થ બરાબર સાભળીને પણ ઉંમટે, તો નિર્વિકલ્પ દશાનો આદર કરજો

પરંતુ, શબ્દ અધ્યાત્મમા પણ, દુનિયામા રહેલા દરેક અધ્યાત્મના ગણાતા શાસ્ત્રોમા તો અધ્યાત્મની ભજના હોય છે, એટલે કે " અધ્યાત્મના ગણાતા દરેક શાસ્ત્રોમા અધ્યાત્મ નક્કી હોય જ" એમ માની ન લેવુ તેથી નયોની મદદથી બરાબર સમજ મેળવીને તેમાથી છોડવા જેવુ છોડી દેવાનો, અને લેવા જેવુ લેવાનો, સાવધ-વિચાર રાખજો. એ શાસ્ત્રોમા બધુય છોડવા જેવુ કે બધુય લેવા જેવુ નથી હોતુ પરંતુ નયની મદદથી એ સમજવાની-તારવવાની-એ તમારામા તાકાત નહી હોય, તો, તમો ભૂલાવામા પડી જશો સાચા અધ્યાત્મી તો લેવા જેવુ હોય, તે લઈ જ લે છે ૫

અધ્યાતમી' જે વસ્તુ વિચારી,
બીજા જાણ લબાસી, રે
વસ્તુ-ગતે જે વસ્તુ પ્રકાશે,
આનંદ ઘન-મત-વાસી રે શ્રી શ્રે૦ ૬

[લબાસી=લેબાસી-લેબાસી, માત્ર અધ્યાત્મનો-આધ્યાત્મિક જીવનનો-મુનિજીવનનો-લેબાસ-વેશ-દેખાવ ધારણ કરનારા આનંદઘન-મત=અધ્યાત્મના મોક્ષના વાસી-મોક્ષના વાસી ]

જે વસ્તુ સ્થિતિનો ખરેખરો વિચાર કરનારા હોય, તે ખરા અધ્યાત્મીઓ છે બીજા તો લેબાસી-વેશધારી અધ્યાત્મીઓ જાણવા કેમકે વસ્તુ ગતે વસ્તુ જેમ હોય તેમજ જેઓ વસ્તુનો યથાર્થ પ્રકાશ કરે, તેજ આનંદઘન-મત, અધ્યાત્મ-મતમા અથવા મોક્ષમા વાસ કરી શકે છે બીજાની તાકાત નથી ૬

ભાવાર્થ—આધ્યાત્મિકોએ પણ પોતાને માર્ગદર્શક આદર્શ તરીકે શ્રી જિનેશ્વર ભગવંતને રાખવા જોઇએ કેમકે-તેઓ જ અધ્યાત્મના ઉત્પાદક છે અને જાતે અધ્યાત્મની છેવટની હદે પહોંચીને મોક્ષમા પહોંચી ગયેલા હોય છે તેમનુ આલંબન છોડવુ ન જોઇએ તેઓ પૂરેપૂરા અધ્યાત્મમત પામ્યા હોય છે

મુનિઓને મુખ્યપણે આત્મરામી અને અધ્યાત્મી કહ્યા છે અને તેને જ ખરેખરા નિષ્કામ યોગી કહ્યા છે સ્તવનકાર કહે છે, કે—" ખરા નિષ્કામ યોગી તે છે, કે "જેઓ અધ્યાત્મને પામીને આત્મરમણતા કરે છે"

"આત્માને લક્ષ્યીને જે જે બાહ્ય આચારરૂપ ઉચિત ધાર્મિક ક્રિયા પ્રવર્તાવાય, તેનું નામ અધ્યાત્મ છે" અને તે ભાવ અધ્યાત્મ છે એકલું આત્માનુ લક્ષ્ય પણ દ્રવ્ય-અધ્યાત્મ છે, અને તે વિનાની એકલી ક્રિયા પણ દ્રવ્ય અધ્યાત્મ છે, બન્નેય સાથે જોઇએ જ ઉચિત ક્રિયા

આત્મલક્ષ્યની મુખ્યતા અથવા આત્મલક્ષ્ય સાપેક્ષ ક્રિયાની મુખ્યતા ભાવ અધ્યાત્મ છે એક બીજાને નિરપેક્ષ રહીને એક બીજાના વિરોધ કરનાર દ્રવ્ય અધ્યાત્મી છે

શુષ્ક અધ્યાત્મીઓ અને શુષ્ક ક્રિયાવાદીઓ ભાવ અધ્યાત્મીઓ નથી પરંતુ, ક્રિયા સાપેક્ષ એકનુ આત્મજ્ઞાન અને આત્મજ્ઞાન સાપેક્ષ એકલી ક્રિયા એ બન્નેય મુખ્ય હોય, તોપણ ભાવ-અધ્યાત્મ હોઈ શકે છે

એટલે-કેટલીક ક્રિયાઓ તો એવી છે, કે-જે કરવાથી ઉલટા સંસારમા ભમવાનુ થાય છે તેમા તો દ્રવ્ય-અધ્યાત્મ પણ નથી તે તો ભવાભિનંદીપણુ કહી શકાય વળી કેટલીક ક્રિયાઓ બહારથી અધ્યાત્મની ક્રિયા સાથે મળતી આવતી હોય, પરંતુ વાસ્તવિક રીતે તે અધ્યાત્મના માર્ગને જ હણનારી હોય, તો તેને પણ દ્રવ્ય-અધ્યાત્માભાસ માત્ર કહી શકાય પરંતુ દ્રવ્ય અધ્યાત્મ પણ ન કહેવાય

જેમ એકાંત શુષ્ક ક્રિયાવાદીઓ હોય છે, તેજ પ્રમાણે એકાંત શુષ્ક ભાવ અધ્યાત્મીઓ પણ હોય છે તે બન્નેય આદરપાત્ર નથી પણ ત્યાજ્ય છે

જેની લાયકાત ઊંચા પ્રકારની થઈ હોય છે, તેવા સાધકે મુખ્યપણે તો ભાવ-અધ્યાત્મનો જ આશ્રય લઈ -આદર્શ રાખી તેમાં જ મચી પડવાનુ હોય છે બાકીના બધા ઉપાયોને છોડતા જવુ જોઈએ'

અધ્યાત્મને લગતા શાસ્ત્રો ઉપરથી અનુભવ લઈને-શબ્દ-બ્રહ્મમાં શબ્દ અધ્યાત્મમા નિષ્ણાત થઈને-છેવટે, નિર્વિ-

કલ્પ દશારૂપ પરમબ્રહ્મ—પરમાત્મભાવનો—પરમ ભાવ અધ્યાત્મનો આદર કરવાનો છે શાબ્દિક ચુથણા અને ચર્ચામાં ત્યાં ને ત્યાં કાયમ પડયા રહેવુ, તે આધ્યાત્મિકને પાલવે નહી

ક્ષપક શ્રેણિમાં જે નિર્વિકલ્પ દશાનો આરંભ થાય છે તેનો સ્વાદ પ્રાપ્ત કરવા જ અધ્યાત્મનો આશ્રય લેવાની જરૂર છે તેનુ એ ધ્યેય છે

અહી એક ખાસ ભલામણ કર્યા વિના સ્તવનકાર રહી શકતા નથી "આધ્યાત્મિક વિચારનુ વર્ણન કરનારા ઘણા શાસ્ત્રો અને ગ્રન્થો જગતમાથી તમને મળશે, પરંતુ તે દરેકમાથી "સાચુ અધ્યાત્મ મળે જ" એમ માની ન લેવુ. તેમા પણ અધ્યાત્મની ભજના જાણવી એટલે કે-કોઈકમા સાચુ અધ્યાત્મ હશે, અને કોઈકમા નહિ પણ હોય તમે જેમા સાચુ અધ્યાત્મ ન હોય, તેને છોડવાની, અને સાચુ અધ્યાત્મ હોય, તે શાસ્ત્ર લેવાની બુદ્ધિ કેળવજો

ઉપરના ગુણ સ્થાનકોમા ધર્મધ્યાન તથા શુક્લ ધ્યાન રૂપ ક્રિયા હોય છે પ્રથમ પ્રથમની આધ્યાત્મિક અવસ્થા કારણ—એટલે કે દ્રવ્ય અધ્યાત્મ, અને પછી પછીની આધ્યાત્મિક અવસ્થા તે કાર્ય એટલે ભાવ અધ્યાત્મ. ભાવ અધ્યાત્મમા તથા દ્રવ્ય અધ્યાત્મમા પણ અનુક્રમે દ્રવ્યપણું અને ભાવ પણું નયોની અપેક્ષાએ ઘટે છે

આખર તો આત્મ વસ્તુને સમજનાર અધ્યાત્મી છે આત્માનો ખ્યાલ પણ ન રાખનારા બીજા બધા લેબાસી-વેશધારી-અધ્યાત્મીઓ છે એ રીતે આત્મ-વસ્તુનો ખરેખરો પ્રકાશ કરનાર જ મોક્ષમા વાસ કરી શકે છે, બીજા ત્યા પહોચી શકતા નથી

# ૧૨ શ્રી વાસુ-પૂજ્ય-જિન-સ્તવન

## આત્મના સ્વરૂપનુ જ્ઞાન :- આત્માની વિવિધ ચેતના આત્મજ્ઞાની :

[ આત્માના ગુણોના વિકાસ કરવાના ઉદ્દેશથી જે જે યેગ્ય પ્રયત્નો કરવામાં આવે, તે અધ્યાત્મ કહેવાય છે એટલે આત્મા વિના અધ્યાત્મનો સભવ જ નથી તેથી આધ્યાત્મિક પ્રગતિના ઇચ્છુકે આત્મ સ્વરૂપને ધ્યાનમા રાખીને ક્રિયા કરવાની છે " નિજ સ્વરૂપ જે કિરિયા સાધે તે અધ્યાતમી કહિયેજી " તેમા નિજ એટલે આત્માનું સ્વરૂપ લક્ષ્યમા રાખવાનું કહ્યુ છે તો આત્માનું સ્વરૂપ કેવું છે ? " તેનો વિચાર અહીં આપેલો છે સર્વ વિરતિ મુનિ રૂપ આધ્યાત્મિકોએ આત્માનું-સ્વ-સ્વરૂપનું-જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ તેથી સામાન્ય આત્મ સ્વરૂપ બતાવ્યું છે ]

[ રાગ-ગોડી તથા પરજ 'તુગીયા ગિરિ શિખર સોહે" એ દેશી]

વાસુ પૂજ્ય જિન ! ત્રિ-ભુવન-સ્વામી,
ઘન-નામી : પરનામી રે.
નિરા ઽઽકાર સા-ઽઽકાર સ-ચેતન,
કરમ કરમ-ફલ-કામી રે વાસુ૦ ૧

[ ત્રિભુવન સ્વામી=ત્રણ લોકને પૂજ્ય હોવાથી ત્રણ લોકનાં-સુર, અસુર અને માનવોના-સ્વામિઓને—ઋષિ મુનિયોને પણ પૂજ્ય હોવાથી-ત્રણ લોકનાં સ્વામી છે ઘન-નામી=તેનું ખરૂ નામ 'આત્મા' ઘનનામી-નિત્ય છે

પરનામી=પરિણામી છે અથવા પર એટલે પુદ્‌ગલ શરીરના સબંધથી પરંતુ નામ વાસુપૂજ્ય હોવાથી પરનામી છે નિગડડકાર=આકાર રહિત. માડડકાર=આકાર સહિત સચેતન=ચેતના સહિત કરમ=કર્મ કરનાર હોવાથી ક્રમરૂપ કરમફલકામી=કર્મના ફળો ભોગવવા ઈચ્છનાર ભોક્તા ]

ત્રણ ભુવનના સ્વામી શ્રી વાસુ–પૂજ્ય–સ્વામિ ! આપ નિશ્ચયથી ઘનનામી-પરમ આત્મા–એવુ નામ ધારણ કરનારા, અને વ્યવહારથી–પરનામી ગરીરરૂપ પુદ્‌ગલ સબંધથી વાસુ–પૂજ્ય–એવુ નામ ધારણ કરનારા છો અથવા આત્મા ઈંદ્રોને પૂજ્ય છે, જિન છે, ત્રણ ભુવનનો સ્વામી છે, ઘનનામી નિત્ય છે, પરનામી પરિણામી છે. "નિરાકાર છે, સાકાર છે, સચેતન છે, કર્મરૂપ છે, પોતાનાં કર્મોના ફળો પોતાને ભોગવવાના હોય છે, તેથી કર્મના ફળરૂપ પણ છે અને તેથી જ નારક, દેવ, સ્ત્રી, પુરુષ વિગેરે આત્માના નામો વ્યવહારમા લેવાય છે કેમકે–વાસ્તવિક રીતે તો તે કર્મનાં ફળ છે ૧

વાસુપૂજ્ય એટલે ઇન્દ્રોને પૂજ્ય ત્રણ જગતને પૂજ્ય હોય, તે વાસવોને–ઈન્દ્રોને પૂજ્ય હોયજ, એમ, વાસુપૂજ્ય નામ અને ઈન્દ્રોની પૂજ્યતા બતાવીને, વાસુપૂજ્ય શબ્દની શ્લેષથી સાર્થકતા બતાવી છે.

નિરા–ડડકાર અ ભેદ–મ ગ્રાહક
ભેદ-ગ્રાહક મા ડડકારો રે

દર્શન જ્ઞાન દુ-ભેદ-ચેતના
વસ્તુ-ગ્રહણ-વ્યાપારો રે વાસુ૦ ૨

[ અભેદ=પદાર્થનો સામાન્ય ધર્મ, સગ્રાહક=જાણનાર, ભે=પદાર્થનો વિશેષ ધર્મ, ભેદ-ગ્રાહક=વિશેષ ધર્મ જાણનાર દુ ભેદ=બે ભેદવાળી વસ્તુ ગ્રહણવ્યાપાર=વસ્તુનું જ્ઞાન કરવાનો પ્રયત્ન ઉપયોગ ]

૧ દરેક પદાર્થના સામાન્ય અને વિશેષ એમ બે ધર્મ હોય છે તેમાથી "આ કોઈ માણસ છે" એવી રીતના સામાન્ય ધર્મને અભેદથી-નામવાર ભેદવિના-જાણનાર જ્ઞાનશક્તિ, ને નિરાકાર આત્મા ૨ ભેદ એટલે, "આ વિમળસેન નામનો માણસ છે" એવી રીતે વિશેષ ધર્મને જાણનાર જ્ઞાનશક્તિ, તે સાકાર આત્મા. ૩ વસ્તુનુ જ્ઞાન કરવાના પ્રયત્નમા શક્તિરૂપ દર્શન અને જ્ઞાન એ બે પ્રકારે ચેતનાવાળો આત્મા હોવાથી, આત્મા સચેતન પણ કહેવાય છે ૨

કર્તા પરિણામી પરિણામો-
કર્મ જે જીવે કરિયે. રે
એક અનેક રૂપ નય વાદે
નિયતે નર અનુસરિયે રે વાસુ૦ ૩

[ કર્તા=કરનાર પરિણામી=પરિણમનાર, પરિણામ પામનાર, પરિણામો=પરિણામ-રૂપાતરો કર્મ=જીવથી જે કરાય તે નિયતે=ચોક્કસ, નિયતે-નયવાદે=ચોક્કસ નય વાદની અપેક્ષાઓને નર=આત્મા અનુસરિયે=પદ્ધતિસર જ્ઞાન કરીયે ]

જીવ પરિણામી કર્તા છે પરિણામી કર્તાના જ પરિણામો
જીવથી કરાય છે, તે કર્મ છે માટે જીવ કર્મ પણ-કર્મરૂપ
પણ-કહેવાય છે પોતાના પરિણામો-પર્યાયો પ્રમાણે પરિ-
ણામ પામતો હોવાથી, પોતાના અનેક પરિણામોને
લીધે-નયવાદની ચોકકસ અપેક્ષાઓને અનુસરીને, એક તર
-આત્માને અનેકરૂપે પણ કહી શકાય છે પોતે એક છે,
છતા અનેક પરિણામોમય-અનેક ગુણોમય-હોનાથી અનેક
પણ કહી શકાય છે

દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મદ્રવ્ય એક જ હોય
છે તેથી તે એક કહેવાય છે પર્યાયાર્થિક નયની અપેક્ષાએ
એકજ આત્માના અનત પર્યાયો થતા હોવાથી, એક જ
આત્મા અનેક પણ કહેવાય છે અથવા સગ્રહ નયની અપે-
ક્ષાએ સઘળા આત્માઓ એક આત્મારૂપે પણ કહેવાય છે
અને વ્યવહાર નયની અપેક્ષાએ દરેક આત્મા અલગ અલગ
હોવાથી અનેક પણ કહેવાય છે પોતાના સર્વ ગુણોનો
ઉત્પાદક હોવાથી આત્મા-નર પણ કહેવાય છે અને તેથી
આત્મા જ નારાયણ પણ કહેવાય છે ૩

દુ ખ-સુખ-રૂપ-કર્મ-ફલ જાણો,
નિશ્ચય એક આનદો રે
"ચેતનતા-પરિણામ ન ચુકે
ચેતન" કહે જિન-ચદો રે

[ નિશ્ચય=નિશ્ચય નયથી ચેતનતા-પરિણામ= ચેતના પરિણામ, જ્ઞાનાદિ ગુણ રૂપ ચૂકે=છોડે. ચેતન= આત્મા, જિન ચંદો=જિનેશ્વર દેવરૂપી ચંદ્રમા ]

"દુઃખ અને સુખ રૂપે જે ભોગવાય છે, તે સઘળા કર્મના ફળો છે ' એમ સમજો તેથી, વ્યવહાર નયથી, તે ફળોનો તે આત્મા ભોગવનાર છે અને નિશ્ચય નયથી તો એક અપૂર્વ જે પોતાના આત્માનો આનંદ છે, તેનો જ ભોક્તા આત્મા છે કેમકે-શ્રી જિનેશ્વર દેવોએ કહ્યુ છે, કે "ચેતન-આત્મા પોતાનો ચેતના-પરિણામ કદીયે છોડતો નથી." તેથી તે ચેતનારૂપ-જ્ઞાનિક ગુણોના આનંદમા ત્રણેય કાળમા ઓછે વત્તે અંગે હમેશા લીન રહે છે ૪

પરિણામી ચેતન પરિણામો-
જ્ઞાન કર્મ ફલ ભાવિ રે
જ્ઞાનઃ કર્મ ફલ ચેતન કહીએ
લેજો તેહ મનાવી રે. વાસુ૦ ૫

[ ભાવિ=ભવિષ્યમા થનારૂ મનાવી=સમજી લો ]

ચેતન-આત્મા તે દ્રવ્ય હોવાથી પરિણામી છે જ્ઞાન કર્મ અને તેના ભાવિ ફલ તે સર્વ પરિણામો છે એ પરિણામો રૂપે આત્મા પરિણામ પામે છે, માટે જ્ઞાનઃ કર્મ અને તેના ફળ ને પણ, (ચેતન-આત્મા) કહેવામા હરકત નથી એમ બરાબર સમજી લેજો ગુણ-ગુણિનો અભેદ ઉપચાર કરવામ

આવે, તો એમ કહી શકાય છે અથવા વ્યવહાર નયના ઉપચરિતાદિ ભેદોની અપેક્ષાએ પર્યાયોમા દ્રવ્યનો ઉપચાર કરીને પણ એમ કહી શકાય છે ૫

આતમ જ્ઞાની શ્રમણ કહાવે
બીજા તો દ્રવ્ય-લિંગી, રે
વસ્તુગતે જે વસ્તુ પ્રકારો,
આનંદ-ઘન-મત-સંગી રે વાસુ૦ ૬

[ શ્રમણ=મુનિ, દ્રવ્ય-લિંગી=વેષધારી, આનંદઘન-મત-સંગી=આત્માના સ્વરૂપની વિચારણામાં આસક્ત-મોક્ષમા લીન. ]

આ રીતે આત્માનુ જ્ઞાન ધરાવતા હોય, તે જ સાચા શ્રમણો-સાધુઓ છે બીજા તો બહારથી સાધુનો વેશ-સાધુની નિશાની ધારણ કરનારા સમજવા આ રીતે, આત્મારૂપ વસ્તુને વસ્તુગતે-ખરેખરી રીતે જાણે છે, તે જ આનંદઘન-મતમા આત્મા સ્વરૂપની વિચારણામાં આસક્ત રહી શકે છે, અથવા તેઓ જ મોક્ષ માર્ગમાં લીન થઇ પ્રગતિ કરી શકે છે અને છેવટે મોક્ષમાં જઈ શકે છે ૬

ભાવાર્થ નિશ્ચય અને વ્યવહાર નયથી આત્માનું સ્વરૂપ કહ્યું છે આત્મા નિશ્ચય નયથી એક છતા, વ્યવહારથી સાકાર નિરાકાર સચેતન કર્મરૂપ કર્તા પરિણામી કર્મના ફળ રૂપ એમ અનેક રૂપે પણ છે.

"નિ મહાત્માઓ કે જેઓ ભાવ અ

છે, તેઓએ આત્મ દ્રવ્યનું, તેના ગુણ અને પર્યાયોનું સ્વરૂપ ખુબ વિસ્તારથી જુદા જુદા નયની અપેક્ષાએ દર્શાવેલ છે, તે જાણવુ જોઈએ આ વાતની મજબૂત સૂચના આ સ્તવનમાથી મળે છે તો જ વસ્તુગતે વસ્તુનો પ્રકાશ કરી શકાય-સમજી શકાય-સમજાવી શકાય અને અધ્યાત્મ માર્ગમા પ્રગતિ કરી શકાય

સ્યાદ્વાદની મદદ વિના, નિશ્ચય અને વ્યવહારને લગતી સમજ અને આચરણામાં ઘટતો આશ્રય એ બે લઇ શકાય નહી એટલા માટે શ્રી શીતળનાથ પ્રભુના સ્તવનમા સ્યાદ્વાદથી અનેક વિધ ત્રિભગી સમજાવી બતાવી અધ્યાત્મનુ સ્વરૂપ સમજાવ્યું અને તે પ્રસગને અનુસરીને આ સ્તવનમા આત્માના કેટલાક પ્રસિદ્ધ ગુણો બતાવીને તેનું સ્વરૂપ સમજાવ્યું છે.

૧ પાચમા સ્તવનમા-ત્રણ પ્રકારના આત્માનું સ્વરૂપ પ્રાથમિક જીવને સમકિત પ્રાપ્ત થતા પહેલા-પરમાત્મા શું? અને પરમાત્મા થવાને અતરાત્મ-ભાવ પ્રાપ્ત કરવો જોઇએ અને બહિરાત્મ ભાવનો ત્યાગ કરવાથી અતરાત્મા થવાય આમ પ્રાથમિક જીજ્ઞાસા શાંત કરવા વિકાસની શકયતા સક્ષેપમા સમજાવી

૨ ૧૧મા સ્તવનમા-"અતરાત્મપણાનો વિકાસ અધ્યાત્મની મદદથી થાય છે" તે બતાવેલ છે

૩ ૧૨મા સ્તવનમા-આત્મા પદાર્થ આત્મ દ્રવ્ય તેનું સ્વરૂપ બતાવ્યું છે આત્મા પદાર્થનુ સ્વરૂપ સામાન્ય રીતે

બતાવવાની શરૂઆત અહી કરી છે આત્મા સાકાર નિરા કાર સચેતન પરિણામી કર્તા કર્મનો કર્તા નિજઆનંદનો કર્તા છે એક રૂપ છે અનેક રૂપ છે આત્માના પરિણામો- જ્ઞાન દર્શન કર્મ કર્મના ફળ વિગેરે આત્માના પરિણામો છે આ રીતે જેની ઇચ્છા આત્માનો કર્મોથી મોક્ષ કરવાની હોય તેણે પોતાનો આત્મા કેવો છે? તેના ગુણો કેવા કેવા છે? વિગેરે જાણવુ જ જોઈએ

૪ ૧૮ મા શ્રીઅરનાથ પ્રભુના સ્તવનમા ૧૨મા ગુણ સ્થાનકવર્તી ક્ષીણમોહ મહાત્માઓ આત્માના સ્વસ્વરૂપમાં લીન થાય છે લેશ માત્ર પણ પરનો લેશ માત્ર પણ [illegible] હોય, તેને પર સમય સમજે છે એમા શુદ્ધ [illegible] આધારના શુદ્ધ નિશ્ચય નયની અપેક્ષાએ [illegible] સ્વરૂપ સમજાવ્યું છે

૫ ૨૦મા શ્રી મુનિસુવ્રત સ્વામિના સ્તવન આત્માનો મોક્ષ થાય છે તો આત્માનું કેવું સ્વરૂપ [illegible] આવે તો મોક્ષ ઘટી શકે? આ [illegible] દર્શન કારો આત્માના સ બધમા અપૂર્ણ [illegible] પૂરી પાડતા હોવાથી "જૈન દર્શનમા જે રીતે [illegible] સ્વરૂપ બતા વેલુ છે તે સ્વરૂપના આત્માને જ બધ મોક્ષ સુખ દુ ખ વિગેરે ઘટી શકે છે" એમ યુક્તિની સિદ્ધિ કરવાની દૃષ્ટિથી આત્માનું સ્વરૂપ સમજાવ્યુ ?

માટે જુદા જુદા સ્તવનેમા આત્માનુ સ્વરૂપ ? જુદી રીતે સમજાવાયેલુ હોવાથી " [illegible] વિસ્તર"

સ-મલ અ-સ્થિર-પદ પરિહરે રે
પંકજ પામર પેખ વિ૦ દી૦ ૨

[ચરણ-કમળ=ચરણરૂપી કમલમા, કમલા=લક્ષ્મીજી સ્થિર=નિશ્ચલ. પદ=સ્થાન, નિવાસસ્થાન. દેખ=જોઇને. સ-મલ=મેલું, મેલવાળુ અ-સ્થિર=અનિશ્ચળ પદ=સ્થાન. પરિહરે=છોડી દે પંક-જ=કાદવમા થતુ-કમળ. પંક= કાદવ, પામર=ગરીબડું, પેખ=જોઇને. ]

શ્રી વિમળનાથ પ્રભુના ચરણરૂપી કમળ રહેવા માટેનુ નિર્મળ અને સ્થિર સ્થાનક નજરે ચડ્યા પછી, કાદવમાં ઉત્પન્ન થયેલુ હોવાથી—પામર બિચારા કમળને પંકજને રહેવા માટેનુ મેલુ અને અસ્થિર નિવાસસ્થાન ગણીને કમળા-લક્ષ્મીજી શ્રી વિમળનાથ પ્રભુના ચરણકમળમા રહેવાને ચાલી આવી છે તેથી કમળ કરતા પણ તેમના ચરણની શોભા વધી ગઈ છે કારણ એ કે કમળા દેવી પંકજ કમળ છોડીને વિમળનાથ પ્રભુના ચરણરૂપી કમળમા કાયમી વાસ કરવા માટે આવી ગયા છે

વિમળનાથ પ્રભુ ગુણે કરીને નિર્મળ છે, પોતાના આત્મામા કેવળજ્ઞાનરૂપી લક્ષ્મીનો કાયમી વાસ પામ્યા છે તેથી તેમના ચરણકમળ પણ નિર્મળ છે, અને તેના આશ્રયથી દુઃખ અને દુર્ભાગ્ય દૂર ટળી જાય, અને સુખ તેમજ સંપત્તિની ભેટ મળે, તેમા શી નવાઈ છે? ૨

આ કડીમાં શ્રી આનંદઘનજી મહારાજશ્રીએ કવિ તરીકે બહુજ સુંદર કલ્પના કરીને કાવ્ય-ચમત્કારથી ભરપૂર ઉત્તમ પ્રકારની કવિતાનો સુંદર નમૂનો પૂરો પાડ્યો છે કમળ, કમલા, પામર, પંકજ, નિર્મળ, સમળ, સ્થિરપદ, અસ્થિરપદ,-વિગેરે શબ્દોની પસંદગી પણ બહુજ રસ ઉમેરે છે

મુજ મન તુજ પદ-પંકજે રે
લીનો ગુણ-મકરંદ
રંક ગણે મંદર-ધરા રે
ઇન્દ્ર ચંદ્ર નાગેન્દ્ર વિ૦ દી૦ ૩

[ પદ-પંકજે=ચરણ કમળમાં. લીનો=આસકત. ગુણ-મકરંદ=ગુણરૂપી, સુગંધી, પરાગ રંક=રાંકડા, મંદર=મેરુપર્વત ધરા=પૃથ્વી નાગેંદ્ર=ભવનપતિના ઇન્દ્ર, ધરણેન્દ્ર ]

આવા તમારા ચરણરૂપી કમળમાં ગુણરૂપી મકરન્દ-પુષ્પનો રસ-પીવા માટે મારા મનરૂપી ભમરો લીન-તલ્લીન-આસકત થઇ ગયો છે તેથી કરીને તમારા ચરણ મળવાથી મારું મન મેરુ પર્વત પૃથ્વી અથવા મેરુપર્વતની સુવર્ણમય પૃથ્વી ઇન્દ્ર ચંદ્ર અને ધરણેન્દ્ર દેવ ને પણ પોતાની આગળ એક રાંકડા જેવા તુચ્છ માને છે હે પ્રભો! આવો તમારા ચરણનો મહિમા છે ૩

ભક્તિરસમાં લીન આત્મજ્ઞાની શ્રમણ હજુ આગળ વધે છે —

સાહિબ ! સમરથ તું ધણીઃ રે
પામ્યો પરમ-ઉદાર'
મન-વિશરામી વાલહો રે
આતમચો આધારઃ વિ૦ દી૦ ૪

[પરમ-ઉદાર=બહુજ ઉદાર, મોટા મનવાળો, ત્રિભુવન પૂજ્ય ધણીજ મોટાઇ વાળો મન-વિશરામી=મનના વિસામા રૂપ વાલહો=વહાલો આતમચો=આત્માનો, મારો આધાર=આશરો. ]

હે સ્વામિ ! તારા જેવો સમર્થ પરમ ઉદાર મનના વિસામારૂપ આત્માના આધારરૂપ અને વહાલામાં વહાલો ધણી હુ પામ્યો છુ, હવે મારે બીજુ શુ જોઈએ ? મને જગતમા જે કાંઈ મેળવવા જેવુ હોય, કે છે, તે બધુ, તુ મળ્યે, મળી ગયુ છે, નાથ ! ૪

દરિસણ દીઠે જિનતણુ રે
સશય ન રહે વેધ
દિન કર-કર-ભર પસરતા રે
અ ધ કાર-પ્રતિષેધ વિ૦ દી૦ ૫

[ વેધ=આડ, આતરુ, વિઘ્ન દિન કર-કર ભર= દિવસનો કર્તા સૂર્ય, તેના કિરણોનો સમૂહ , પસર તા=

ફેલાતા અંધેકાર-પ્રતિષેધ=અંધકારને રહેવાની મનાઇ
અંધકારનો નાશ ]

આવા જિનેશ્વર દેવના સાક્ષાત્-આત્મભાવનાથી
દર્શન-પરમાત્માના સાચા સ્વરૂપનો સાક્ષાત્કાર-થાય, ત્ય
પછી, સંશય-શંકારૂપી વિઘ્ન-સાવ મનમાં જરા પણ
રહી શકે જેમ સૂર્યના જથાબંધ કિરણો ફેલાતા જ અંધક
નાસી જાય છે, તેમ બધાયે સંશયો નાશ પામી જાય
વિઘ્નો ઉપર વિજય મેળવાય છે અને નિર્મળ સમ્યક્ત્વ ત
વિચિકિત્સા-રહિત ધર્મ માર્ગમાં પ્રવૃત્તિ થાય છે —

અમિય-ભરી મુરતિ રચી રે
ઉપમા ન ઘટે કોય
શાંત-સુધારસ ઝીલતી રે
નિરખત તૃપ્તિ ન હોય વિ૦ દી૦

[ અમિય-ભરી=અમૃતથી ભરેલી, શાંત-સુધા-રસ
ઝીલતી=શાંત રસ રૂપી અમૃત રસમાં ન્હાતી, નિરખત
જોતાં. તૃપ્તિ=સંતોષ ]

હે પ્રભો ! તારી મૂર્તિ અમૃત રસથી ભરપૂર, એક
શાંત રસમાં ન્હાતી એવી તો રચી છે, કે-જેની સાથે જગત્
કોઈપણ વસ્તુની ઉપમા જ ઘટાવી શકાતી નથી અહાહ
તેને નિરખતાં નિરખતાં સંતોષ જ થતો નથી ધરપત
થતી નથી

આ કડીમાં ગોઠવાયેલા એકએક શબ્દ ભક્ત હૃદયને હચમચાવનાને પૂરેપૂરા સમર્થ છે તેમાયે નિરખત અને તૃપ્તિ એ બે શબ્દો બોલતાં તો હૃદય ઉછળ્યા વિના રહે જ નહી. એવી ખુબીથી શબ્દો વાપર્યા છે. અને શબ્દો પણ બરાબર કવિને મળી ગયા છે ! એજ ખુબી છે ૬

એ-અરજ સેવકતણી રે, અવધારો જિન દેવ!
કૃપા કરી મુજ દીજિયે રે, આનંદ ઘન-પદસેવ વિ૦ ૭

[ અરજ=વિજ્ઞપ્તિ અવધારો=સાંભળો, સ્વીકારો. આનંદ ઘન-પદ સેવ=આપ પરમાત્માપદની સેવા, મોક્ષ પદની સેવા, પ્રાપ્તિ ]

પરંતુ, હે જિનેશ્વરદેવ! આ સેવકની અરજ આપ જરા સ્વીકારીને ! કે—" કૃપા કરીને મને આનંદ ઘન એવા આપ પરમાત્માના ચરણની—મોક્ષ પદની સેવા આપો ૭

**ભાવાર્થ**—સમ્યગ્ દર્શન પ્રાપ્ત થયું પ્રભુની દ્રવ્ય પૂજા કરવાની તક પ્રાપ્ત થઈ, શ્રુત સામાયિકની મદદથી સ્યાદ્વાદ સિદ્ધાંતનો રસ ચાખવા મળ્યો, દેશ-વિરતિ અને સર્વ વિરતિ રૂપ ત્યાગમય ભાવ અધ્યાત્મમાં પ્રગતિ થઈ, અને શ્રમણભાવ મા—આત્મ પદાર્થનું પણ સ્વરૂપજ્ઞાન થયું ૭મા સ્તવનમા પરમાત્માને અનેક નામે ભજ્યા હતા, તે પરમાત્મ-ભાવની નજીક આવતા આ સ્તવનમા, પરમાત્મા પ્રત્યે પૂરતો ઉમળકો વ્યક્ત થાય છે બીજી ગાથામા—લક્ષ્મીજી કમળમાથી કેમ ચાલી ગઈ ? અને પ્રભુના ચર-

५ १८ मा स्तवनमा-क्षपक श्रेणि पूरी करी क्षीण मोह नामना १२ गुण स्थानकनी दशानु वर्णन छे

६ १९ मा स्तवनमा- क्षपक श्रेणिना क्रमना वर्णन साथे १३ मा गुणस्थाकनुं, सयोगि वीतराग सर्वज्ञ तीर्थ कर भावनुं वर्णन छे

७ पछीना स्तवनोमा मोक्षने मुख्यपणे लक्ष्यमा राखीने चर्चवा जेवा विषयो चर्चवामा आवेला छे



## १४-श्री अनंतनाथ जिन स्तवन

### आत्म विकासनी प्रगतिमा प्रमत्तभावने लीधे पडती विविध मुश्केलीओ तेमाथी बचवा वचनानुष्ठान· तेनो आश्रय लेवानी भलामण

[ परमात्मानु अतरङ्ग दर्शन थवा छता पण, ११ मे गुणस्थानके पहोचेला मोहना उपशामक अप्रमत्त आत्माओ त्याथी पडीने ठेठ चोथा अने बीजे थईने पहेला गुणठाणा सुधी पण पहोची जायछे एटले परमात्मानी सेवा जेम तेम करी शकाय एवी सहेली नथी सहलवा ते करवानो मार्ग चूकी जाय छे, अने अनेक मुश्केलीओमां अटवाई जाय छे तो पछी अध्यात्मना साधक आत्मज्ञानी त्यागी प्रमत्त अप्रमत्त भावमां परावर्तन पामता श्रमण मुनिनु तो पूछवुं ज शु ? तेनी आ स्तवनमा चेतवणी सूचवे छे पछी, आगळ वधवानो मार्ग बतावशे वचमा

જરા મુશ્કેલીઓ બનાવીને ચિતવણી આપવા દોડી જાય છે, પરમાત્માની સેવામા આવી પડતી મુશ્કેલીઓ બતાવી સેવાની દુર્લભતા તરફ લક્ષ ખેંચે છે, અને આગમના વચન અનુસાર વર્તવાનો આગ્રહ કરી વચનાનુષ્ઠાન ઉપર ભાર મૂકે છે )

[ રાગ-રામગિરિ કડખા પ્રભાતી ]

ધાર તરવારની સોહિલી, દોહિલી
 ચઉદમા જિનતણી ચરણ-સેવા
ધાર પર નાચતા દેખ બાજીગરા
 સેવના-ધાર-પર રહે ન દેવા  ધા૦ ૧

( ધાર=અણી, ધાર સોહિલી=સહેલી દોહિલી=દુર્લભ, કઠણ બાજીગરા=નટલોકો, જાદુગર લોકો. સેવના ધાર-પર=સેવા રૂપી ધાર ઉપર )

તરવારની ધાર સહેલી સહેલી છે પરન્તુ ચૌદમા તીર્થંકર દેવનાં ચરણની સેવા કરવી દોહિલી-અઘરી આકરી છે. જુઓને, તલવારની ધાર ઉપર તો બાજીગર લોકો પણ નાચતા દેખાય છે પણ સેવા રૂપી ધાર ઉપર ભલભલા દેવો પણ રહી શકતા નથી. ૧

એક કહે "સેવિયે વિવિધ કિરિયા કરી,"
 ફલ અનેકાંત લોચન ન દેખે,
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા
 રડવડે ચાર ગતિમાંહે લેખે  ધા૦ ૨

[ अनेकान्त=अचोकस, विसवादी, फळ=नरिज्ञा
फळ-अनेकान्त-किरियात=सदिग्ध फळवाळी क्रिया, विपरी
जुदुज फळ आपनारी क्रिया बापडा=बिचारा रडवडे
अयगय छे लेखे=हिसाबमा ]

१ एकान्त क्रियावादी गेक कहे छे, के — "
विभिन्न क्रियाओ करीने परमात्मानी सेवा करीशु" प
बिचारा, एवी क्रियानु अनेकान्त-व्यभिचारी—अनिश्चि
विपरीत फळ मळे छे, ते जोई शकताज नथी

तेथी अनेकान्त अनिश्चित फळवाळी विष गरल
अननुष्ठान रूप क्रिया करीने, ते बापडा नारकादिक चार गि
लेखामा-हिसाबमा रखडे छे परतु, तेने मोक्ष तर
हिसाबनु फळ मळी शकतुं नथी २

गच्छना भेद बहु नयणु निहाळता.
तत्त्वनी वात करता न लाजे
उदर भरणादि निज काज करता थका,
मोह-नडिया कलि काल राजे धा

[गच्छना भेद=घणा सप्रदाय उदर भरणादि
पेट भरवु विगेरे मोह-नडिया=मोहने वश पडेला क
काल-राजे=कलियुगना राज्यमा ]

कलिकाळना राज्यमा मोहना नडतरने लीधे—

२ विश्वना एक महान् धर्मना मुख्य प्रवाहथी

પડેલા ગચ્છો જોતા ૩ જુદા જુદા તત્ત્વોની વાત કરતા ન શરમાતા કેટલાક લોકોને જોતા, ૪ પેટ ભરવા રૂપ પોતાના ધર્મના કામો કરનારાઓને જોતા, ચૌદમા જિનેશ્વર દેવની સેવા કેટલી મુશ્કેલ છે ? તે સમજાશે

જો ચૌદમા જિનેશ્વર દેવની સેવા કરવી મુશ્કેલીથી ભરેલી ન હોત, તો મતિભ્રમના દોષથી જુદા જુદા ગચ્છો નીકળ વાનો પ્રસંગજ જગતમાં ઉભો ન થાત તથા જુદા જુદા દર્શનકારો જુદી જુદી તત્ત્વની વ્યવસ્થા જણાવે છે, તે પણ ન જણાવત કોઇ એક તત્ત્વ કહે છે, કોઈ બે તત્ત્વ કહે છે, કોઇ સાત કહે છે, અને કોઇ સોળ કહે છે. એ વિગેરે ન હોત

કેટલાક સંસાર વ્યવહાર છોડીને ત્યાગી થઇ જવા છતા, છેવટે પેટ ભરવામા અને માનપાન મેળવવામા ફસાઇ જાય છે, દુન્યવી રંગરાગ તરફ ખેચાઈ જાય છે આ બધુ સાબિત કરે છે, કે-પરમાત્માની સેવા ઘણી કઠણ છે નહી તર, પરમા ત્માની સેવા કરવાના ઉદ્દેશથી સંસાર-વ્યવહારમાથી કુટુબ કબીલો છોડીને નીકળી જનારાઓ તરફથી આવા પરિણામ કેમ આવે ? ખરી વાત એ છે, કે-સેવાનો-આત્મ-વિકાસ તરફનો રસ્તો ઘણો કઠણ છે કોઈક વિરલા જ તેનો પાર પામી શકે છે પ્રમત્તભાવમા રહેવાઓને મોહ પછાડે છે ૩

"વચન-નિરપેક્ષ-વ્યવહાર જુઠો" કહ્યો
"વચન-સાપેક્ષ વ્યવહાર સાચો "

"વચન-નિરપેક્ષ-વ્યવહાર સંસાર ફલ"
સાંભળી, આદરી કાંઈ રાચો ॥૦ ૪

[ વચન-નિરપેક્ષ=આગમની આજ્ઞાને ન અનુસરતો વ્યવહાર=વ્યવહાર ધર્મ વચન-સાપેક્ષ=આગમની આજ્ઞાને અનુસરતો સંસાર ફળ=સંસારફળવાળો રાચો= આનંદમાં આવો, ખુશી થાઓ આત્મ વિકાસ પ્રાપ્ત કરી આનંદ પામો ]

૫ આગમની આજ્ઞા સાથે સંબંધ ન ધરાવતો હોય, તેવો વ્યવહાર ધર્મમાર્ગ ગમે તેવો ઉંચો દેખાતો હોય, તો પણ તે જુઠો છે અને આગમનાવચનો સાથે સંબંધ ધરાવતો વ્યવહાર થોડો હોય, તો પણ તે સાચો છે આગમનાં વચનો સાથે સંબંધ ન ધરાવતો વ્યવહાર સંસારમાં રખડવા રૂપ-સંસાર રૂપ-ફળ આપે છે પરંતુ મોક્ષરૂપ ફળ ન આપતાં, ઉલટો તેનાથી આત્માને દૂર લઈ જાય છે માટે આગમ-વચન સાંભળી તેનો આદર કરનો, તે પ્રમાણે જીવનમાં-આચારમાં વર્તવું, અને પછી આત્મવિકાસમાં પ્રગતિ કરી આનંદ પામો એકાંત વ્યવહારમાં કે એકાંત નિશ્ચયમાં, અથવા વચન નિરપેક્ષએ બન્નેયમાં જેમને આગ્રહ બંધાયો હોય છે, તેઓ પણ આ રીતે સેવાનો માર્ગ ચૂકી જાય છે માટે જિનવચન વિધિપૂર્વક સાંભળવા સમજવા અને તેનો આદર કરવામાં ખાસ ભાર મૂક્યો છે કેમકે-પ્રમત્તદશામાં તેના તરફનો આદરજ આધારરૂપ બની શકે છે ૪

દેવ-ગુરુ-ધર્મની શુદ્ધિ કહો કેમ રહે ?
કેમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો ?
શુદ્ધ-શ્રદ્ધાન-વિણુ સર્વ-કિરિયા કરી,
છાર પર લીપણુ તેહ જાણો ધા૦ ૫

[ શુદ્ધ-શ્રદ્ધાન=શુદ્ધ શ્રદ્ધા, શુદ્ધ સમકિત આણો=આણ્યો લવાયેલો, છાર=ખાર. રાખ ]

જો તે પ્રમાણે જિનવચનને સાપેક્ષ વ્યવહારનો આશ્રય કરવામાં નહીં આવે, તો ૬ દેવ ગુરુ અને ધર્મની શુદ્ધિ-શુદ્ધ આરાધના કઈ રીતે ટકી શકે? તથા ૭ આણેલી શુદ્ધ શ્રદ્ધા શી રીતે ટકી શકે? તે કહો.

જો તે ટકે નહિ, તો પછી ૮ શુદ્ધ-શ્રદ્ધાન-વિનાની સર્વ ક્રિયા કરી હોય, તો તે ખાર-રાખ ઉપર કરેલા લીંપણા જેવી થાય છે તે લીંપણને તુરત ઉખડી જતાં શી વાર લાગે છે? તે ટકી શકતું જ નથી તે પ્રમાણે તે ક્રિયા પણ સફળ થશે નહીં બાણાવળી લક્ષ્યવેધી બાણ ફેંકે કે-બરાબર તે લક્ષ્ય વીંધે જ તે પ્રમાણે આગમમાં બતાવેલી દરેક ક્રિયાઓ તો લક્ષ્યવેધી બાણ જેવી સફળ હોય છે પરંતુ તે સમ્યક્ત્વ પૂર્વક આગમની આજ્ઞા અનુસાર તીર્થંકર દેવોને આદર્શ પુરૂષો તરીકે સામે રાખીને ગીતાર્થ ગુરુના માર્ગ દર્શન અનુસાર કરવામાં આવે, તો બરાબર લક્ષ્યવેધી-સફળ-જે ક્રિયાનું જે આત્મવિકાસની ઉચ્ચ ભૂમિકા રૂપ ફળ બતાવ્યું હોય છે, તે મ

કે નહી તર નથી મળતુ, અને મહેનત નકામી જાય છે, પાર ઉપર લીપણા જેવી થાય છે પાછે કાળે આત્મવિકાસની ભૂમિકાના ઉપયોગી થાય છે પણ તેનુ જે મુખ્ય ફળ હોય, તે તો તુરત મળતું નથી તેથી તે ફળની મુખ્યતાની અપેક્ષાએ તેને નિષ્ફળ કહી છે તે ઋજુસૂત્રાદિક નયથી બરાબર છે ૫

પાપ નહી કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો,
ધર્મ નહી કોઈ જગ સૂત્ર સરિખો
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનુ શુદ્ધ-ચારિત્ર પરીખો ધા૦ ૬

[ ઉત્સૂત્ર ભાષણ=વીતરાગ દેવ ભાષિત પવિત્ર આગમ શાસ્ત્રથી વિરુદ્ધ બોલવું જિસ્યો=જેવું જગ-સૂત્ર=વિશ્વ પૂજ્ય સૂત્ર, આગમ વાકય ભવિક=ભવ્ય જીવ. સરિખો=જેવો. પરીખો=પરીક્ષા કરીને જાણો. ]

૬ માન્ય એવા જૈન શાસ્ત્રોથી-સૂત્રથી-વિરુદ્ધ બોલવુ, તે ઉત્સૂત્ર ભાષણ તે બોલવામા આવે, તો તેના જેવુ બીજુ કો પાપ જગત્મા નથી જગત્સૂત્ર-પ્રવચન-વીતરાગ પ્રભુનાં ઉપદેશ-આજ્ઞા-સમાન જગત્મા બીજો કોઈ ધર્મ નથી, માટે જે ભવ્ય પ્રાણી સૂત્ર પ્રભુની આજ્ઞા-વચન-અનુસાર ક્રિય કરે, " તેનુ ચારિત્ર શુદ્ધ છે " એમ નકકી જાણો શુદ્ધ ચારિત્રની એ પરીક્ષા છે

આ કડી વચનાનુષ્ઠાનનો સ્પષ્ટ નિર્દેશ કરે છે વચના

નુષ્ઠાન એટલે પ્રભુની આજ્ઞા પ્રમાણે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ચારિત્રનુ-અનુષ્ઠાનનુ પાનન કરવુ, તે ૬

એહ ઉપદેશનો સાર સંક્ષેપથી
જે નરા ચિત્તમા નિત્ય ધ્યાવે,
તે નગ દિવ્ય બહુ-કાલ સુખ અનુભવી,
નયત આન દ-ઘન-રાજ પાવે ધા ૭

[ સક્ષેપથી=ટુકામાં ધ્યાવે=યાદ રાખે દિવ્ય સુખ દેવના સુખ અનુભવી=ભોગવી નિયત=ચોકકસ આન દ-ઘન રાજ=આત્માના આનદના ભડાર-મોક્ષનું રાજ્ય પાવે=પામે ]

"જગત્સૂત્ર અનુસાર ક્રિયા કરવી" ટુકામાં જણાવેલો શાસ્ત્રના ઉપદેશનો સાર જે માણસો હમ્મેશા મનમા યાદ રાખશે, સ્મરણમા રાખશે અને અનુસરશે, તે મનુષ્યો ઘણા કાળ સુધી દિવ્ય સુખોનો અનુભવ કરી આનદઘનનુ રાજ્ય-મોક્ષ-ચોકકસ પામશે જ ૭

ભાવાર્થ —સામાન્ય જીવોને તો શું ? પરતુ આત્મ ગવેષક આત્માર્થી જીવોને પણ મોહનીય કર્મ નડવાથી જિનેશ્વર દેવની સેવામા ધર્મ માર્ગમાં-શુદ્ધ માર્ગમા સ્થિર રહેવુ મુશ્કેલ થઇ પડે છે

કેટલાક લોકો માત્ર ક્રિયાવાદીઓ ભિન્ન ભિન્ન પ્રિયે વિષ ગરલ અને અનનુષ્ઠાન રૂપ ક્રિયાઓથી જ પરમાત્માની સેવા કરવાની ધારણા રાખે છે પણ તેથી પરમાત્મા

મળવાને બદલે ચાર ગતિમા રખડવું પડે છે એટલે કે—
માયા મિથ્યાત્વ તથા નિયાણા ને યોગે વિષ ગરલ
અને અનનુષ્ઠાન રૂપ ક્રિયા કરવાથી તેઓને પણ રખડવું પડે
છે સસારમા ભ્રમવા રૂપ વિપરીત ફળ મળે છે

વિશેષે-સ્વદર્શનમા પણ જૈન શાસનના મૂળ પ્રવાહની
ટાળુમાળુ ટાળુ ગચ્છો જોવામાં આવે છે, કેટલાક વિદ્વાને।
તે વળી સ્વતત્ર રીતે તત્વની વ્યવસ્થાઓ જાહેર કરે છે, કેટ
લાક તો ધર્મના બ્હાના નીચે પેટ ભરવાના તથા બીજા મોજ
શોખો પૂરા કરવાના પોતાના અગત કામમા પડી જાય છે,
આ બધી મોહે ઉભી કરેલી મુશ્કેલીઓ છે કળિ કાળમાં પાચમા
આરામા તો વળી મોહની વધુ પ્રબળ અસર છે વ્યવહાર
ધર્મ પણ ખોટો નથી શાસ્ત્રાજ્ઞા મુજબ તે પણ સાચો છે
પણ શાસ્ત્રાજ્ઞાથી વિરુદ્ધ આચરવામા આવે, તો તે મોક્ષના
માર્ગથી દૂર લઈ જઈને ઉલટાનો સસાર તરફ લઈ જાય
છે માટે પોતાની મતિ લડાવીને ઉભા કરેલા ખોટા વ્ય
વહારથી-માત્ર બાહ્ય વ્યવહારથી દેવ ગુરુ ધર્મ ની શુદ્ધિ
સાચા વ્યવહાર વિના શુદ્ધ આરાધના અથવા આરાધના
જન્ય સમકિત વિગેરે ગુણો ટકી શકે નહી. આ રીતના
આચાર વિનાની અન્ય કોઇ પણ ક્રિયા કે પ્રવૃત્તિ બરાબર
સફળ ન થાય એ સ્વાભાવિક છે આ ઉપરથી ચારિત્રના
સાચા ખપી જીવોએ ઉત્સૂત્ર પ્રરૂપણાથી બચી, શુદ્ધ પ્રરૂ
પણા કરવી, અને આગમની આજ્ઞા અનુસાર ચારિત્ર-વચ
નાનુષ્ઠાન પાળવુ-અને તેજ પુરુષ શુદ્ધ ચારિત્રપાત્ર ગણાય

ઉપર જણાવ્યા તે બધા વિઘ્નો છે તેથી ચેતવુ માટે

ટુકમા આ ઉપદેશ આપવામા આવેલો છે તે અનુસાર વર્તનાર અનુક્રમે દેવલોકના સુખ ભોગવી મોક્ષ પામશેજ

૧ નિષ્ફળ અથવા વિપરીત ફળ આપનારી વિવિધ ક્રિયાઓ કરવાનો આગ્રહ, ૨ ગચ્છના ભેદો પાડવાની પ્રવૃત્તિ, ૩ મનમાની રીતે તત્વ નિરૂપણ કરવુ, ૪ ઉદરભર ક્ષુદ્રિક કરવા ધર્મના અગોનો ઉપયોગ, ૫ આજ્ઞા નિરપેક્ષ વ્યવહાર કે નિશ્ચયનું પ્રતિપાદન, અને પાલન, ૬ દેવ ગુરુ ધર્મ ની શુદ્ધિ ન રાખવી, ૭ શુદ્ધ સમકિત ન ટકાવવુ, ૮ ધર્મ ક્રિયા સાથે સમક્તિ લાવવા કે ટકાવવા પ્રયત્ન ન કરવો ૯ ઉત્સૂત્ર ભાષણ કરવુ

આવી આવી બધી ઘણી મુશ્કેલીઓ સેવામા આવી પડતી હોય છે કારણ કે એ માર્ગ ઘણોજ ગહન છે જેમ જેમ સાધક આગળ વધતો જાય છે, તેમ તેમ મુશ્કેલીઓ ઘેરાતી જણાય છે, અને તેમાથી માર્ગ કાઢવો મુશ્કેલ થઈ પડે છે ત્યારે જ આગમનો ઉપદેશ માર્ગદર્શક થાય છે તેમા બતાવેલો અનુભવ, બતાવેલા માર્ગ, દર્શાવેલા ઉપાયો, એજ શરણ રૂપ બને છે ઉત્સર્ગ અપવાદ વિધિ નિષેધ ને અનુસરવુ પડે છે એ ગભરામણની પરિસ્થિતિમાં બીજુ કોઇ ઔષધજ નથી સર્વજ્ઞ પ્રભુના શાસ્ત્રોજ માર્ગદર્શક થાય છે પણ તેના ઉપર વિશ્વાસ ટકાવવો અથવા તેની સાચી સમજ દુર્લભ છે, અથવા વચ્ચે મોહનીય કર્મ પણ પોતાનો પ્રભાવ બતાવવા લાગી જાય છે અનેક રીતે નચાવી દે છે આથી સેવા ઘણી મુશ્કેલીઓથી ભરેલી છે

ગ્નુનો માર્ગ કંટક-બહુલ છે મુશ્કેલીઓથી ભરેલો છે માટે ચેતીને આગળ વધવુ આથી કરીને ગચ્છો અને સંપ્રદાયોના ભેદો અયોગ્ય રીતે ભાગવાની આજે જરૂર નથી પરંતુ આજે તો સૌ વચ્ચે એક સંપી સ્થાપવા અને તેને ટકાવવાની જરૂર છે

આજે એક સંપીને બદલે એકતા સ્થાપવાની વાત ચાલી છે, તે તો સંપ્રદાયોનું એક એકમ ને ધર્મોનું એકમ કરવુ તે છે અને ધર્મનું એકમ કરીને, ખ્રીસ્તી ધર્મ જેવા કોઇ નવા ચોગઠામાં દરેકને સામેલ કરવાની વિશ્વવ્યાપક પ્રચારવામા આવેલી સંક્રમણુ ક્રિયાનું એક અંગ છે જે માનવજાતને હાનિકારક છે તેજ પ્રમાણે માનવ જાતને એક ગોરી પ્રજાની છાયામા સમાવી દેવા માટે એક એકમ કરવાની પ્રાથમિક ભૂમિકા રૂપે મોટા સંપ્રદાયો અને ધર્મોના ભેદો ભાંગીને એકમ કરવાની વાત આગળ આવી છે પરંતુ સમગ્ર માનવ જાતનુ એકમ કરીને પછી તેમાથી ગોરી માનવ જાતને જુદી પાડવાના ધ્યેયની સિદ્ધિની પ્રાથમિક તૈયારીઓ છે એક સંપી સાધીને વિશ્વ વ્યવસ્થા ચલાવી શકાય છે પણ આજે કુસંપ પ્રચારાય છે અને એકમની તૈયારી આ રીતે કરાય છે જે પરિણામે ખુબ અનિષ્ટ છે આજની વિશ્વ શાંતિ પણ આજ ધાર્મિક સંક્રમણ-ઉથલપાથલ સાથે સંકળાયેલ છે

---

# ૧૫ શ્રી ધર્મનાથ જિન સ્તવન

## પ્રીતિ જોડવાનું અનન્ય સ્થાન શ્રી વીતરાગદેવ :

### વચનાનુષ્ઠાની-અપ્રમત્ત મુનિના ઉચ્ચ ધર્મનું સ્વરૂપ

[ પ્રભુના પ્રથમ તથા દર્શન વિગેરે બીજા તથા ચોથા, વિગેરે જિનેશ્વર પ્રભુઓના સ્તવનમા બતાવ્યા છે પરંતુ "ધર્મ" એટલે શું ? તેની વ્યાખ્યા કોઈપણ સ્તવનમા કરી નથી તેનું કારણ એ છે, કે-ધર્મનાથ પ્રભુના સ્તવન પ્રસંગે શબ્દની સમાનતાથી તેનો વિચાર કરવાનો તેમના સ્તવનમા મુનિના-ઉચ્ચ ધર્મનું સ્વરૂપ બતાવવા માટે બાકી રાખેલો હતો. તે હવે વર્ણવે છે, અને ક્ષીમોહીના નિશ્ચય ધર્મનું વર્ણન ૧૮મા અરનાથ પ્રભુના સ્તવનમાં કરશે.

[ રાગ-ગોડી સારંગ રસિયાની દેશી ]

ધર્મ જિનેશ્વર ! ગાઉં રંગશુ<br>
ભંગ મ પડશો હો પ્રીત. જિનેશ્વર !<br>
બીજો મન મન્દિર આણુ નહી.<br>
એ અમ કુલવટ રીત જિનેશ્વર ! ધર્મ૦ ૧.

[ રંગશું=રસ પૂર્વક પ્રીત=પ્રીતિમા મન મંદિર= મનરૂપી મંદિરમાં કુલવટ-રીત=કુળની ખાનદાની વાળી મર્યાદા-ટેક-જાળવવાની રીત ]

હે ધર્મનાથ જિનેશ્વર દેવ ! હું આપના ગુણ હવે તો રસપૂર્વક ગાવા તૈયાર થયો છું અથવા હે જિનેશ્વરદેવ !

હુ ધર્મ વિષેનુ ગાન સ્પષ્ટીકરણ–રસ–પૂર્વક કરુ છુ, તે
જિનેશ્વર દેવ! આપની સાથેની પ્રીતિમા હવે કદી ભ:
પડે, તેમ કરશો કેમકે–હવે હુ બહુજ આપની નજીક આ
પહોચી રહ્યો છુ, તેથી આપના ધર્મ સિવાય બીજો
ધર્મ મનરૂપી ઘરમા હવે લાવતો જ નથી એટલા મા
એ અમારા ખાનદાન કુળની ખાનદાની ભરી રીત છે
જાળવવાની રીત છે ૧

ધર્મ અને ધર્મનાથ પ્રભુના નામની શ્લેષથી સ
રીતેજ સાર્થકતા બતાવી છે

"ધરમ' ધરમઃ" કરતો જગ સહુ ફિરે,
ધરમ ન જાણે હો મર્મ જિનેશ્વર!
ધરમ જિનેશ્વર–ચરણ ગ્રહ્યા પછી,
કોઇ ન બાંધે હો કર્મ જિનેશ્વર! ધર્મ૦

[ મર્મ=રહસ્ય ગ્રહ્યા–પકડયા, સેવ્યા ]

ધર્મ એટલે શુ ? "ધર્મ" "ધર્મ" એમ બોલતુ
જગત્ કર્યા કરે છે પરતુ ધર્મનુ રહસ્ય તો કોઇ જ
નથી ધર્મ જિનેશ્વર પ્રભુના ચરણ સેવારૂપ ધર્મનો આ
લીધા પછી (૧) કોઈપણ જીવ આકરાં નવા કર્મ
શકેજ નહી

જે ગુણોનો આશ્રય લેવાથી પછી પાપકારી આકર
બધાય નહી, પણ જેમ બને તેમ નવા કર્મો બધાતા ર

જુના કર્મો નબળા પડીને દૂર થાય અને કદાચ કર્મો થોડા ઘણા બધાય, તો પુણ્યાનુબધિ પુણ્યના બધાય, અને પરિણામે મોક્ષ મળે, તેવી મનની, વચનની અને કાયાની પ્રવૃત્તિ થાય આત્માનુ સતત જાગ્રત્ ભાન, તેનુ નામ ધર્મ. તેનુ પાલન, તેજ શ્રી ધર્મનાથ પ્રભુના ચરણની સેવા ધર્મ અને ધર્મનાથ પ્રભુના ચરણની સેવા એકજ વસ્તુ છે

ધર્મની આ વ્યાખ્યાનો વિરોધ જગત્મા કોઇપણ કરી શકે તેમ નથી. ૨

પ્રવચન-અજન જો સદ્ગુરુ કરે
દેખે પરમ-નિધાન જિનેશ્વર !
હૃદય-નયણ નિહાલે જગ-ધણી
મહિમા મેરુ-સમાન, જિનેશ્વર ! ધર્મ૦ ૩

[ પ્રવચન=શુદ્ધ બોધ, વીતરાગ પ્રભુની વાણી અજન =આજણ પરમ-નિધાન=મોટા ભડાર. આત્મિક ધનના ખજાના હૃદય-નયણ=હૃદય રૂપી ચક્ષુથી મહિમા=મોટાઇ મેરુ-સમાન=મેરુ પર્વતની જેમ ]

(૨) ઉપરાત, જો સદ્ગુરુ જૈન પ્રવચનના પારમાર્થિક ઉપદેશ રૂપ આજણ આજે, તો આત્મધનના મોટા મોટા ભડાર દેખવામા આવે છે, અને (-) તે વખતે જ હૃદયરૂપી આખોથી મેરુ સમાન મહિમાવાળા જગત્ના ધણી આપ ખરેખરી રીતે જોવામાં આવો છો ધર્મરૂપ આપના ચરણની સેવાના એ ફાયદા મળે છે ૩

હોડત દોડત દોડત દોડિયો,
　　જેતી મનનીરે દોડ　જિનેશ્વર !
પ્રેમ-પ્રતીત વિચારો ઢુકડી,
　　ગુરુ-ગમ લેજો રે જોડ જિનેશ્વર ! ધર્મ૦ ૪

[ દોડિયો=દોડજો-દોડ્યા કરજો જેતી=જેટલી પ્રેમ-પ્રતીત=પ્રેમની ખાત્રી ઢૂકડી=નજીક ગુરુ ગમ-ગુરુનુ માર્ગ દર્શન જોડ=જોડે, સાથે ]

(૪) પ્રવચન-અંજન પ્રાપ્ત થયા પછી, પરમ નિધાન દેખ્યા પછી, અને મેરુ જેના મહિમાવાળા જગવણીને નિહાળ્યા પછી, જેટલો મનનો વેગ હોય, જેટલી મનની દોડ હોય, જેટલી આત્મશકિત હોય, તેટલુ દોડ્યા જ કરજો ખૂબ આગળ વધવા પ્રયત્ન કરજો એમ કરવા સાથે,(૫) જો સદ્ગુરુ મહારાજનુ માર્ગદર્શન હશે તો સમજી લ્યો કે-"પ્રભુસાથેનો પ્રેમ થવાની ખાત્રીબંધ નિશાનીઓ ઢુકડી જ છે, દૂર નથીજ ૬

એક પખી કિમ પ્રીતિ પરવડે ?
　　ઉભય મિલ્યા હોય સંધિ !　જિનેશ્વર
હુ રાગી, હુ મોહે ફંદિયો,
　　તુ નીરાગી, નિરબંધ જિનેશ્વર ! ધર્મ૦ ૫

[ એક પખી=એક તરફી પરવડે=નભી શકે ઉભય =અન્નેય સંધિ=સાંધો, મેળ, સબધ નીરાગી=રાગ રહિત નિરબંધ=બંધન રહિત સ્વતંત્ર ]

પરંતુ, તેમા એક વાંધો તો એ દેખાય છે, કે, ગમે

તેટલી પ્રીતિ કરવા જવા છતા એક પક્ષી—એક તરફી પ્રીતિ શી રીતે નભી શકે ? કેમકે ખરખરો સબધ તો બેઉ મળે, તો જ બધાઈ શકે છે

ત્યારે હુ રાગી છુ, અને મોહમા ફસેલો છુ અને આપ તો વીતરાગ તથા નિર્બંધ કર્મના બધ રહિત-હોવાથી તેના કારણભૂત મોહ તો આપમા હોયજ કયાથી ? એટલે આપ તદ્દન સ્વતત્ર છો તેથી બન્નેયની પ્રીતિ શી રીતે બધાય ? આ વાધો ઉભો થાય છે

આનુ સમાધાન એમ થાય છે, કે—કા તો આપે રાગી મોહી બનવુ જોઈએ અગર તો મારે તે છોડવા જોઇએ. આપને તો એમ કરવાનુ સેવકથી કેમ કહેવાય ? માટે, મારે જ આપના જેવા થવાનો પ્રયત્ન કરવો જોઈએ રાગ અને મોહની આસક્તિ ધમ સાથે પ્રીતિ થવા જ ન દે તેથી રાગ અને મોહ જાય તો જ ધર્મ સાથે પ્રીતિ થાય, અને તો જ ભગવાન્ જેવા નિરાગી અને નિર્બંધ સાથે સબધ બાંધી સ્વતંત્ર થવાય આ રીતે જ બન્નેયમો ખરેખરો સાચો સાંધો—સબધ બધાય આ ભાવનુ સૂચન પ્રભુ સાથેના ભક્તિ રસથી આ કડીમા વર્ણવ્યુ છે ૫

પરમ નિધાન પ્રગટ મુખ આગલે
જગત ઉલ્લઘી હો જાય જિનેશ્વર !
જ્યોતિ વિના જુઓ જગદીશની
અધો અધ પુલાય જિનેશ્વર ! ધર્મ૦

[પરમ-નિધાન=ઊચામા ઊચા આત્મ ગુણના ભડાર પ્રગટ=પ્રત્યક્ષ ખુલા, જ્યોતિ=પ્રકાશ સાચુ જ્ઞાન પુઠાય=પાછળ-પાછળ ચાલે ]

પોતાની સામેજ મોટા મોટા આત્મ ધનથી ભરેલા આત્મધર્મ રૂપી ખુલ્ના સ્પષ્ટ દેખાય-તેવા ભડારો મ્હો આગળજ હોના છતા, મોહમા ફસેના-મોહાધ જગત્ના લોકો તેને છોડીને-ઓળગીને-પાસે થઈને-આગળ ચાલ્યા જાય છે ખરેખર ! આપ જગદીશની દિવ્ય જ્યોતિરૂપ સમ્યગ્ દર્શન વિના પ્રભો ! જુઓ તો આગળાની પાછળ આવળો જાય, તેમ સૌ એકમેકની પાછળ પરમ નિધાનો છોડીને ચાલ્યા જાય છે આથી તેઓના હાથમા ખરો ધર્મ આવી શકતો જ નથી કેમકે-તેઓ પાસે શુદ્ધ પ્રકાશ નથી, તેમજ મોહ રૂપી અધકારમા ફસેલા હોય છે

ધર્મ મેળવવાની ઇચ્છાવાળા જિજ્ઞાસુ લોકોની સામે સાચો ધર્મ મહા ભડાર પડ્યો છે પણ અજ્ઞાન અને મોહાન્ધ લોકો સાચા પ્રકાશ વિના તે ધર્મ ભડાર જોઈ શકતા નથી અને "ધર્મ, ધર્મ" કરતા બધેય ફર્યા કરે છે ૬

નિર્મલ-ગુણ મણિ-રોહણ ભૂધરા-
મુનિ જન માનસ હસ જિનેશ્વર !
ધન્ય તે નગરી, ધન્ય વેલા વડી
માતા પિતા કુલ વશ જિનેશ્વર ! ધર્મ૦ ૭

[નિર્મળ-ગુણ-મણિ-રોહણ-ભૂધરા=નિર્મળ ગુણો રૂપી મણિઓ પાકવાના રોહણાચળ નામના પર્વત જેવા

મુનિ-જન-મુનિઓનો વર્ગ માનસહંસ=માનસ સરોવરના હંસ જેવા રોહણાચળ પર્વતમાં રત્નો પાકે છે માન સરોવરમાં હંસો વિલસે છે ]

નિર્મળ ગુણોરૂપી રત્નોના રોહણાચળ પર્વત જેવા અને માનસ સરોવરના હંસ જેવા મુનિગણ છે તેઓની સાથે સંબંધ ધરાવતી નગરી વેળા ઘડી માતા પિતા કુળ અને વંશ એ સર્વને ધન્યવાદ છે જેઓ આત્માના પરમ નિધાનરૂપ સાચા ધર્મને વરેલા છે, એટલી હદ સુધીની પવિત્રતાને પણ વરેલા છે, અને આપના ચરણકમળની સેવાને પામેલા છે તથા આપની સાથે એક તાન પ્રીતિ જોડી રહ્યા હોય છે તેઓ ખરા ધાર્મિક છે, તેઓજ ધર્મ રૂપી રત્નના ખરા ઝવેરી અને વેપારી છે તે ઉત્તમ ખજાના સમાન છે, માટે તેઓને ધન્ય! ધન્ય!! ૭

મન મધુકર વર કરજોડી કહે—
 પદ કજ નિકટ નિવાસ જિનેશ્વર!
ઘનનામિ આનંદ ઘન! સાંભળો
 એ સેવક અરદાસ જિનેશ્વર! ધર્મ૦ ૮

[ મન મધુકર વર= શ્રેષ્ઠ મનરૂપી ભમરો પદ કજ-ચરણરૂપી કમળ ક=પાણી જ=ઉત્પન્ન થાય ક-જ= પાણીમાં ઉત્પન્ન થતું કમળ નિકટ-પાસે, નિવાસ=વસવાટ ઘનનામિ=પરમાત્મરૂપ નામધારી. અરદાસ-અરજી,વિનતિ ]

હે ઘનનામી! આનંદઘન!—આનંદના ભંડારરૂપી

પરમાત્મા ત્રમે જાહેર ! હે પ્રભો ! હું હાથ જોડીને કહું છુ, કે–" હુ હજુ અપ્રમત્ત મુનિહંસ નથી કેમકે હું રાગમાં અને મોહમા ફસેલો છુ તેથી મારી સેવકની વિનતિ સાંભળીને, આપ આપનાં ચરણકમળની પાસેજ મારા સુંદર મનરૂપી ભમરાને રહેવાની જગ્યા આપો, મને આપમાં તન્મય બનાવો બસ, એટલીજ વિજ્ઞપ્તિ છે

મારા મનરૂપી ભમરો આપના ચરણકમળની સેવામાં લીન થશે, તો પછી મારે માટે આપ સાથેની એકરગી પ્રીતિ મુશ્કેલ નથી ૮

ભાવાર્થ —આ સ્તવનનો ભાવાર્થ કંઈક અટપટો જણાય છે ધર્મ અને ધર્મનાથ પ્રભુ એ બન્નેયના વર્ણનનુ મિશ્રણ એવુ કરવામા આવેલુ છે, કે જરા વધુ ઊંડા ઉતર્યા વિના તેનો ભેદ સમજવામાં આવશે નહી ધર્મ અને ધર્મનાથ ભગવાનનો અભેદ કરીને બધુ વર્ણન કરવામા આવેલું છે ગાથાઓના અર્થ ઉપરથી ઘણો ખરો ભાવાર્થ સમજાય તેમ છે સદ્‌ગુરુની મદદથી ધર્મનાથ પ્રભુનુ સ્વરૂપ સમજાય–સાચા ધર્મનું સ્વરૂપ સમજાય–તેમ છે સાચા ધર્મીજીવો ગુણાલંકૃત અપ્રમત્ત મુનિ–મહાત્માઓ જગતમા છે એટલે, આ રીતે ધર્મ પ્રાપ્ત થયા પછી નવાં પાપ કર્મ ન બંધાય, આત્મગુણના ભંડારો સામે દેખાય, અને પરમાત્માના મહાન્ સ્વરૂપનું પણ ભાન થાય છે

છેવટે, ધર્મનાથ પ્રભુના ચરણ કમળ પાસે મન રૂપી ભમરાનુ રહેઠાણ માગવામાં "ધર્મનાથમા–મારૂ મન સ્થિર

રહે." તેવી માગણી કરવામાં આવી છે આ રીતે બાકી રહેલુ ધર્મનું સ્વરૂપ પ્રસંગ આવ્યો એટલે સમજાવ્યું છે અહી ઉચ્ચ અપ્રમત્ત મુનિધર્મનુ સ્વરૂપ મુખ્ય પક્ષે ધર્મ તરીકે સમજાવ્યું

વિપરીત રીતે—જેઓ ખરા રગથી પ્રભુનું ગ્રહણ કરતા નથી અને મન મંદિરમા બીજાને સ્થાન આપે છે સમકિતરહિત જીવની કુલવટની રીત સાચવતા નથી પ્રવચન અજન સદ્ગુરુ તરફથી મેળવતા નથી તેથી તેઓ ગુરુ વગર માર્ગ દર્શન વિના ગમે તેમ દોડાદોડી કરી મૂકે અને દેરાસર મતના ઘોડા દોડાવે, છતાં પ્રભુ સાથે પ્રીતિ જોડી શકતા નથી પરમ નિધાન-આત્મ ગુણનો ભંડાર તેમના જોવામા આવતો નથી એટલુ જ નહી, પરતુ [illegible] લાધી હોય,છતા તેને ઓળગીને ચાલ્યે જાય છે અને તે જગત જેવા મહિમાવાળા જગન્નાથને હૃદયથી નિહાળી શકતા નથી. ગુરુ ગમ વિના પ્રેમની પ્રતીત કરી શકતા નથી, છત્ર રામ તથા મોહમા ફસાઈ રહે છે અને જેમ એક અપ્રમાની પાછળ બીજો આખળો જાય, તેમ "ધર્મ ધર્મ" કરતા ભટકયા કરે છે અને ધર્મનો મર્મ-રહસ્ય પામી શકતા નથી. જેથી નવા નવા કર્મ અને પાપ કર્મ પણ નિવારી બાધ્યા કરે છે આ મતે ધર્મને અ-પ્રાપ્ત-છીએ ધર્મવાદને પાત્ર તો નહી પરતુ દયા પાત્ર બને છે છેવટે, બીજું તો કાંઇ નહી, પરતુ એવા પોતાના મન રૂપી ભમરાને પ્રભુના ચરણરૂપી કમળમાં પૂરી શકેને, તોયે ઘણુ છે તો પણ તેનો આત્મવિશ્વ

[illegible]

ફરીથી અહી ઘનનામી વિશેષણ વાપરવામા આવ્યુ છે પરંતુ પરિણામી વિશેષણની અહી ગૌણતા છે

કદી ઉત્પન્ન ન થયેલો અને કદી નાશ ન પામતો, એટલે કે અનાદિ અનત કાળનો આત્મા નામનો નિત્ય પદાર્થ–ઘન નામી–છે છતા પરિણામી છે એટલે કે આત્મા સ્વસ્વરૂપમા રહીને જુદા જુદા અનેક રૂપાતરો–પરિણામો પામે છે માટે પરિણામી છે અનિત્ય પણ છે

તેથી જૈન દર્શનની માન્યતા પ્રમાણે–ઘન આત્મા નિત્ય અને પરિણામી એટલે અનિત્ય પણ છે

જો એકાતથી નિત્યજ માનવામા આવે, તો નિત્યમા કશોયે ફેરફાર ન થઇ શકે, માટે તેમા બધ અને મોક્ષ રૂપ જુદી જુદી અવસ્થાઓ ન ઘટે અને જો એકાતથી પરિણામીજ માનવામા આવે તો બધ અવસ્થાનો અને મોક્ષ અવસ્થાનો આત્મા જુદો જુદો હોવાથી એકમા એ બન્ને ભાવો ન ઘટી શકે માટે ઘનનામી અને પરિણામી એમ બન્નેય રીતે છે

અહી અપ્રમત્ત ભાવના મુનિ જીવનમા ધ્યાનની પ્રબળતા હોવાથી આત્મા સ્થિર–ઘન–બનતો જતો હોવાથી મુખ્ય પણે ઘન–નામી વિશેષણ સાર્થક છે



# ૧૬ શ્રી શાંતિનાથ જિન સ્તવન

## શ્રેણિ–આરોહણની પૂર્વ તૈયારી પરમ–આત્મ શાંતિ : અસંગાનુષ્ઠાન• સમતા યોગની પરાકાષ્ઠા•

[ જેમ ધર્મનાથ પ્રભુના સ્તવનમા ધર્મનાથ પ્રભુના નામમા રહેલા ધર્મ શબ્દના વર્ણન પ્રસંગે સર્વ વિરતિ અને અપ્રમત્ત મુનિ મહારાજાઓના ધર્મનુ વર્ણન કર્યું છે તેજ પ્રમાણે શ્રી શાંતિનાથ પ્રભુના આ સ્તવન પ્રસંગે આત્મ–શાંતિ નામની પરમ–શાંતિનું વર્ણન કરવામા આવેલુ છે ઉત્તરોત્તર આધ્યાત્મિક વિકાસ. એ ઉત્તરોત્તર આત્મ શાંતિના મુખ્ય સ્થાનકો છે આ સ્તવનમા સાતમા અપ્રમત્ત ગુણ સ્થાનક પછી આઠમા અપૂર્વ કરણ ગુણસ્થાન કથી ઉપશમ અને ક્ષપક એ બેમાથી કોઈ પણ એક શ્રેણિનુ આરોહણ કરવાની ભૂમિકાની શરૂઆત કરાય છે, અને તેની પૂરી સફળતા અનુક્રમે ૧૧: મા અથવા ૧૨ મા ગુણ સ્થાનક સુધીમા થાય છે તે વખતના આત્મ ભાવનુ શાંતિ સ્વરૂપે વર્ણન કરવામા આવેલુ છે મોહનીય કર્મનો સર્વથા ઉપશમ થવાથી અથવા ક્ષય થવાથી પરમ સમતા રૂપી શાંતિની પ્રાપ્તિ થાય છે શાંતરસમા ઝીલવા ઇચ્છતા ધન્યવાદ પાત્ર અપ્રમત્ત મહામુનિ મહાત્માઓ આગળ પરમ સમભાવ રૂપી પરમ શાંતિમા મગ્ન થવાના હોય છે તે પરમ આત્મ શાંતિનું સ્વરૂપ આ સ્તવનમા બતાવ વામા આવેલુ છે ]

[ રાગ-મ લ્હાર "ચતુર ચોમાસુ પડિકમી એ દેશી ]

શાંતિ જિન ! એક મુજ વિનતિ—
સુણો ત્રિ-ભુવન-રાય ! રે
"શાંતિ-સ્વ-રૂપ કેમ જાણીએ ? "
કહો—"મન કેમ પરખાય ? " રે શાંતિ૦ ૧

[ ત્રિ-ભુવન-રાય=ત્રણ ભુવનના રાજા, વિશ્વશાંતિના પ્રચારક, દાતા માલિક, સ્વામી મન=મનમાં, મનથી પરખાય=ઓળખાય ]

આતમરામ કહે છે ત્રણ લોકના સ્વામિ ! હે શ્રી શાંતિનાથ જિનેશ્વર દેવ ! આપ મારી એક વિજ્ઞપ્તિ સાંભળો "(૧)શાંતિનું સ્વરૂપ કેવી રીતે સમજી શકાય ? અને શાંતિનું સ્વરૂપ શું ? (૨) અને મનમાં શાંતિ પ્રાપ્ત થઇ છે, તેની પરીક્ષા પોતાના મનથી શી રીતે કરી શકાય ? " એ બે વાત કહો ૧

શાંતિનાથ નામમાંનો શાંતિ શબ્દ અને શાંતિના સ્વરૂપમાંનો શાંતિ શબ્દ એ બન્નેયની શ્લેષથી સાર્થકતા સ્પષ્ટ શબ્દોથીજ કરી બતાવી છે

ધન્ય તું આતમ ! જેહને,
એહવો પ્રશ્ન અવકાશ, રે
ધીરજ મન ધરી સાંભળો
કહું શાંતિ પ્રતિભાસ. રે શાંતિ૦ ૨

[ પ્રશ્ન-અવકાશ=પ્રશ્ન પૂછવાનો વખત મળ્યો,

ઇચ્છા રૂપ શાંતિ=પ્રતિભાસ=શાંતિની ઝાંખી શાંતિના સ્વરૂપનો ખ્યાલ ]

શાંતિનાથ પ્રભુ કહે છે હે આતમરામ ! જે તે આવો પ્રશ્ન પૂછવાની ઈચ્છા થઈ છે, એવા તને પણ ધન્યવાદ છે જે તે જીવને આવો પ્રશ્ન પૂછવાની ઈચ્છા થતીજ નથી જેનો આત્મવિકાસ આગળ વધ્યો હોય, તે જ આવો પ્રશ્ન પૂછી શકે છે, તો હવે તમે મનમા ધીરજ રાખીને હું શાંતિનુ સ્વરૂપ કહુ છુ તે, બરાબર સાભળો

આવી રીતે, ધર્મ જાણવાની અને આદરવાની ઇચ્છા થવી, તે પણ એક જાતનો આત્મવિકાસ સૂચવનાર યોગ છે અને તેનુ નામ ઇચ્છાયોગ કહેવાય છે, ઈચ્છાયોગ પણ મોક્ષનુ અવન્ધ્ય બીજ છે ૨

ભાવ અ-વિશુદ્ધ સુ-વિશુદ્ધ જે,
કહ્યા જિનવર દેવ રે
તે તેમ અ વિતત્થ સદ્દહે,
પ્રથમ એ શાંતિ-પદ-સેવ રે શાંતિ૦ ૩

[ અ વિશુદ્ધ=વૈભાવિક, આત્માના વિભાવ પરિણામો સુ વિશુદ્ધ=સ્વાભાવિક, આત્માના સ્વભાવ પરિણામો અ-વિતત્થ=સાચે સાચા છે સદ્દહે=સ્વીકારે, સાચા માની તેની ઉપર શ્રદ્ધા રાખે શાંતિ પદ સેવ=શાંતિના સ્થાનકની સેવા, શાંતિના સ્થાનકની આરાધના-પ્રાપ્તિ ]

"શ્રી જિનેશ્વર દેવોએ આત્માના વૈભાવિક અને સ્વાભા-વિ જે જે પરિણામો કહ્યા છે, તે, તે પ્રકારે જ હોય છે અ વિતથ–સાચે સાચા–હોય છે" એ પ્રકારની જે શ્રદ્ધા કરવી, તે શાંતિના પહેલા સ્થાનકની સેવા-આરાધના સમજવી આત્મ નિશ્ચયાત્મક-સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ થતાજ શાંતિની પાકી માર્મિક શરૂઆત થઇ જાય છે

અહી આત્માના સ્વાભાવિક અને વૈભાવિક પરિણામોની શ્રદ્ધા વિષેનો નિર્દેશ છે કેમકે-સ્પષ્ટ સમજપૂર્વક અવિશુદ્ધ અને સુવિશુદ્ધ શબ્દો એવો અર્થ કરવાની ફરજ પાડે છે. ૩

સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પછી યોગા ડ-વ ચક ક્રિયા ડ વ ચક અને ફળા ડ-વ ચક એ ત્રણ યોગની પ્રાપ્તિ હવે પછીની ત્રણ ગાથાથી જણાવે છે [જુઓ સ્તવન ૮ મુ ગાથા છ ઠ્ઠી] ત્યા નામ માત્ર જણાવેલ છે, અહી તેનું સ્વરૂપ બતાવે છે

આગમ-ધર' ગુરુ સમકિતી'
ક્રિરિયા–સ વર સાર રે
સ પ્રદાયી અ વ ચક સદા'
શુચિ–અનુભવા-ડડધાર રે– શાતિ૦ ૪

[ આગમ ધર =આગમના સારા અભ્યાસી સ વર-સાર=ઉત્તમ પ્રકારનો સ વર કરાવે, તેવી ક્રિયાના કરનાર

સપ્રદાયી=ગુરુ પરપરા મુજબ અધિકાર ઉપર આવેલ અ-વચક=નિર્દંભી, સરળ સ્વભાવી, સાચા આત્માર્થી શુચિ અનુભવા-ઽઽધાર=પવિત્ર અનુભવના-શાસ્ત્ર જ્ઞાનના રહસ્યના આધાર ભૂત, ગીતાર્થ ]

આગમના જ્ઞાની નિર્ગ્રંથ ઉત્પન્ન કરી શકે, તે સાથે છેવટે સવરનો ઉત્પન્ન થાયજ, તે રીતે ધાર્મિક અનુષ્ઠાનોનુ આચરણ કરનારા શુદ્ધ ગુરુ પરપરાના સપ્રદાયને અનુસારે અધિકાર પર આવેલા, નિર્દભી-સરળ સાચા આત્માર્થી અને પવિત્ર અનુભવના આધારભૂત ગીતાર્થ એવા ગુરુ એ પણ શાતિનુ સ્થાનક છે એવા ગુરુની પ્રાપ્તિ એ યોગા-ઽવચકયોગ કહેવાય છે ૪

શુદ્ધ-આલબન આદરે,
તજી અવર-જજાળ. રે
તામસી-વૃત્તિ સવિ પરિહરી,
ભજે સાત્વિક સાલ રે શાતિ૰ ૫

[ શુદ્ધ-આલબન=આત્મ વિકાસમા મદદ કરે, તેવા શુદ્ધ અનુષ્ઠાનો-ધર્મ અને શુક્લ ધ્યાન અને તેના પ્રેરક અનુષ્ઠાનો વિગેરે, અવર=બીજી જજાળ=ખટપટ, લપ તામસી વૃત્તિ=કલુષિત-પાપભરી રીત ભાવ અને મનોવૃત્તિ પરિહરી=છોડી દઇને સાત્વિક સાલ=સાત્વિક, પવિત્ર મનોવૃત્તિ રૂપી કિલ્લો ભજે=આશ્રય લે ]

શુદ્ધ ગુરુ મહારાજનો યોગ પામીને તેમના આજ્ઞા

દર્શન અનુસાર શુદ્ધ ધાર્મિક અનુષ્ઠાનોનો પૂરેપૂરો આદર કરે,–આચરણ કરે, અને તન્મય મનોવૃત્તિ ધારણ કરે તે વખતે બાકીની બધી જ જાગ–ખટપટ–નપ છોડી દે, તામસી વૃત્તિનો પણ ત્યાગ કરી દે અને સાત્વિક વૃત્તિરૂપ કિલ્લાનો આશ્રય લે એ ક્રિયા ડવચ્યક યોગ નામની શાંતિ છે શુદ્ધ–આનબનશબ્દ નો ક્રિયા અનથક અર્થ કરવામા અહી મદદગાર છે ૫

ફલ-વિસવાદ જેહમા નહી,
શબ્દ તે અર્થ-સબધિ રે
સકલ નય વાદ વ્યાપી રહ્યો
તે શિવ–સાધન–સધિ. રે શાંતિ૦ ૬

[ વિસવાદ=વ્યભિચાર, મળવાની શકા ફલ-વિસવાદ=ફળનો વિસવાદ=ફળ મળવાની શકા નય વાદ=નયોના સાત અને સાતસો ભેદોના પ્રયોજનને લગતી વ્યવસ્થા શિવ=મોક્ષ. શિવ સાધન સધિ=મોક્ષ મેળવવાના ઉપાયોના સબંધો તે ]

જેમ, એવભુત નયને મતે–જેવો શબ્દ, તેવોજ અર્થ હોય છે તે પ્રમાણે જ ક્રિયા-અનુષ્ઠાનો સાથે તેના ફળનો વ્યભિચાર હોતો નથી, એટલે કે–જેવી ક્રિયા, તેવુ જ બરાબર ફળ મળેજ, તે સફળ ક્રિયાનુ આચરણ કરવાથી, આત્મવિકાસમા પ્રગતિરૂપ તરતનુ ફળ અને મોક્ષરૂપી છેલ્લુ ફળ મળ્યા વિના રહેજ નહી

આ રીતે, શુદ્ધ ક્રિયા અને તેનાં તેવાંજ અવિસંવાદી ફળો મળે, એટલે કે—પ્રથમની શુદ્ધ ક્રિયાનુ જે ફળ મળે, તેને તેને આધારે આગળની શુદ્ધ ક્રિયા થાય, તેનુ ફળ મળે, તેને આધારે નવી શુદ્ધ ક્રિયા થાય, એમ ઠેઠ સુધીનુ ફળ મળી જ જાય ૬

આ પ્રથમની ક્રિયા અને તેનુ ફળ પછીની ક્રિયા અને ફળ આમ કાર્ય-કારણ સબધોનો વિચાર નયવાદની મદદ સિવાય કરી શકાય તેમ નથી

નયવાદની વ્યવસ્થાની ખરી જરૂર આ સ્થળે જ પડે છે ગોથા ગુણસ્થાનકો કે આદિ ધાર્મિકથી માંડીને ઠેઠ મોક્ષ સુધીના અનેક અનુષ્ઠાનો અને વિકાસ માર્ગો જુદા જુદા પાત્ર જીવોરૂપી જુદા જુદા તથા પ્રકારના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ' ને ઉદ્દેશીને અસખ્ય છે, તેની સ્પષ્ટ સમજુતી નય વાદની મદદ સિવાય આપી શકાય તેમ નથી એટલે આ પ્રસ-ગમાં જ જૈન શાસ્ત્રોક્ત સઘળા નયવાદનો ખરેખરો ઉપયોગ થાય છે નયવાદનુ મુખ્ય પ્રયોજન પણ તે જ—આત્મવિકાસની વિવિધતાની સમજ—કે કર્મક્ષય—મોક્ષની સાધના કરવાના વિવિધ સબધોની સમજુતિ તે વિના થઈ શકે તેમ નથી. આ ફળાવચક યોગ મોક્ષનુ મોટામા મોટુ સાધન છે અથવા મોક્ષ રૂપજ છે જેમ જેમ ઉત્તરોત્તર ફળ મળતુ જાય, તેમ તેમ ઉત્તરોત્તર આગળના પ્રયત્નો ઠેઠ મોક્ષ રૂપ ફળ મળતા સુધી લંબાતા જાય

બીજા દર્શનવાળાઓએ જુદી જુદી પરિભાષાથી કહેલા મોક્ષના સાચા ઉપાયોનો સમન્વય પણ આ નયવાદની મદદથી જ કરી શકાય છે જેમ- યોગબિન્દુ અને યોગ દૃષ્ટિ સમુચ્ચય વિગેર ગ્રન્થોમા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજએ કરેલ છે

આ કથા-ઽ-વચકયોગ રૂપ શાંતિ છે ૬

વિધિ પ્રતિષેધ કરી આતમા-
પદાઽરથ અવિરોધ. રે
ગ્રહણ-વિધિ મહા-જને પરિગ્રહ્યો.
ઇસ્યો આગમે બોધ રે શાંતિ૰ ૭

[ વિધિ=વિધાન કરવું, અન્વય પ્રતિષેધ=ન કારવું, નિષેધ કરવો, વ્યતિરેક આત્મા-પદારથ=આત્મા રૂપી પદાર્થ અ-વિરોધ વિરોધ વિના, ગ્રહણ-વિધિ=લેવાની રીત મહાજને=મોટા જ્ઞાની પુરુષોએ પરિગ્રહ્યો= સ્વીકાર્યો. ઇસ્યો=એવો આગમે=આગમમા, આગમ સબધી બોધ=જ્ઞાન. ]

"વિશ્વવદ્ય મહાપુરુષોએ અન્વય અને વ્યતિરેકે કરી અનુમાનથી નિર્ણય કરવાની સાચી રીતને આધારે જે રીત આત્મા પદાર્થ જાણ્યો છે, તે બરાબર છે, તેમા કોઇપણ જાતનો વિરોધ નથી " એવો આગમમાંથી આત્મા વિષેનો નિર્ણયાત્મક બોધ મેળવવો તે પણ શાંતિનુ સ્થાનક છે આ નામ શાસ્ત્રયોગ કહેવાય છે શાસ્રનુ જ્ઞાન આત્મવિકાસ માં

જરૂરી છે એટલે શાસ્ત્રમાથી આત્માનુ સાચુ સ્વરૂપ જાણવુ, એ પણ એક જાતનો યોગ છે; અને તેનુ નામ શાસ્ત્રયોગ કહેવાય છે

શાસ્ત્રોની મદદથી આત્માનુ યથાર્થ જ્ઞાન મેળવી લેવુ જોઇએ, શાસ્ત્રમા "આત્મા કેવો છે ? તેનુ સ્વરૂપ કેવુ છે ?" તે અન્વય–વ્યતિરેકથી નક્કી કરીને બતાવેલુ છે તેમજ તેનુ જ્ઞાન બીજી પણ જે જે રીતે કરી શકાય, તે તે રીતે કરીને તેનુ વર્ણન શાસ્ત્રોમા આપ્યુ છે અને પોતાના અનુભવથી પણ બરાબર સ્વસ વેદન પ્રત્યક્ષ પ્રમાણાદિક જ્ઞાન કરવાના ઉપાયોથી-અનુભવ કરી જોતા પણ વિરોધ આવતો નથી" એમ નક્કી કરી લેવુ જોઇએ

વિધિ=અન્વય —અમુક અમુક નિશાનીઓ–ચિહ્નો દેખાય છે, માટે આત્મામા અમુક જ્ઞાનાદિક ગુણો હોવાજ જોઇએ

પ્રતિષેધ=વ્યતિરેક —અમુક અમુક નિશાનીઓ આત્મામા દેખાતી નથી, માટે આત્મામા વર્ણ ગધ વિગેરે પુદ્ગલના ગુણો નથી હોતાજ એમ અમુક નિશાનીઓ હોવા ઉપરથી અમુક ગુણો હોવાનુ નક્કી કરવુ, તે વિધિ અન્વય અને અમુક નિશાનીઓ ન હોવા ઉપરથી, અમુક ગુણો ન હોવાનુ નક્કી કરવુ, તે વ્યતિરેક પ્રતિષેધ.

આત્માર્થી જીવને શાસ્ત્રોનુ જ્ઞાન કરવાનુ મુખ્ય પ્રયોજન એ છે, કે–પોતાના આત્માના સ્વરૂપનો નિશ્ચય કરીને તેના વિકાસના ઉપાયો જાણવા, તેનુ નામ શાસ્ત્રયોગ કહેવાય છે

अन्वय-व्यतिरेकाभ्यां आत्म-तत्त्व-विनिश्चयम् ।
नयस्थोऽपि हि तत्त्वज्ञो कुर्याद्वै विचक्षणः ॥
उ० श्रीय० म० श्री अध्यात्म-सार ११—११०

અર્થ " નવતત્ત્વની વિધ વ્યવસ્થાની પદ્ધતિને આધારે વિચ ક્ષણ પુરુષે અન્વય અને વ્યતિરેક વડે કરીને આત્મતત્ત્વનો નિર્ણય કરવો જોઈએ. "

દુષ્ટ-જન-સંગતિ પરિહરી,
ભજે સુ-ગુરુ-સંતાન રે
જોગ સામર્થ્ય ચિત્ત-ભાવ જે,
ધરે મુગતિ નિદાન. રે શાંતિ૦ ૮

[દુષ્ટ જન સંગતિ=આત્મ શાંતિથી વિપરીત આચાર વિચાર રૂપ દોષોવાળા માણસોની સોબત સુ ગુરુ સંતાન =ઉત્તમ ગુરુ-પરંપરામાં આવેલા ગુરુ જોગ સામર્થ્ય= સામર્થ્ય યોગ નામનો યોગ ચિત્ત-ભાવ આત્માનો પરમ ભાવ મુગતિ-નિદાન=મોક્ષનું ખાસ કારણ ]

શાસ્ત્રયોગની મદદથી જ આત્માર્થી જીવે આત્માનો નિશ્ચય કર્યો હોય છે, તે આગળ વધીને મોક્ષના ખાસ કારણભૂત સામર્થ્યયોગ નામના આત્માના પરમ ભાવરૂપ શાંતિનો આશ્રય લે છે, તે પહેલા, ઉત્તમ ગુરુની મદદ તે લઈ ચૂક્યા હોય છે, અને તેમના સિવાય બીજા સર્વ દોષ યુક્ત લોકોની સોબતનો તેણે ત્યાગ કર્યો હોય છે, આ સામર્થ્ય યોગ મોક્ષનુ ખાસ નિદાન કારણભૂત છે

સામર્થ્યયોગ ૮મા અપૂર્વકરણ ગુણસ્થાનકથી પ્રાપ્ત થાય છે, તેના બે ભેદ છે — ધર્મસન્યાસ સામર્થ્યયોગ અને યોગસન્યાસ સામર્થ્યયોગ પહેલો ભેદ આઠમા ગુણસ્થાનકથી શરૂ થાય છે અને બીજો ૧૩મા ગુણસ્થાનકના અતથી ચૌદમાના અત સુધી હોય છે

ધર્મસન્યાસ એટલે ૭ મા ગુણઠાણા સુધી કરવાનાં ધાર્મિક ક્રિયા-અનુષ્ઠાનોનો ત્યાગ કેમકે—૫ ઠી આઠમે ગુણસ્થાનકે ઉપશમ કે ક્ષપક એ બેમાથી કોઇપણ એક શ્રેણિ માડવાની પૂર્વ તૈયારી કરવાની હોય છે તેથી બીજા અનુષ્ઠાનો કરવાના નથી હોતા

યોગસન્યાસ–યોગ નિરોધ-મન વચન કાયાના યોગોનો ત્યાગ કરવાની શરૂઆત, ૧૩મા ગુણસ્થાનકના અતથી થાય છે

| ૧ | ૨ |
|---|---|
| ૧ યોગાવચક યોગ | ૧ ઇચ્છા યોગ |
| ૨ ક્રિયા અવચક યોગ | ૨ શાસ્ત્રી યોગ |
| ૩ ફળ અવચક યોગ | ૩ સામર્થ્ય યોગ |

આ બન્નેય રીતે આત્માનો વિકાસ થાય છે જુદા જુદા જીવોની અપેક્ષાએ આ બન્નેય માર્ગની મુખ્યતાએ આત્મવિકાસ થાય છે એક રીતમા બીજીનો અને બીજીમા પહેલી રીતનો સમાવેશ થાય છે

કોઇ જીવ ગુરુ મહારાજની મદદથી સફળ ધર્માનુષ્ઠાનો

રીને મોક્ષ પ્રાપ્ત કરે છે તેનુ વર્ણન પહેલી રીતે ભેદ પાડીને કરવામા આવ્યુ છે ત્યારે બીજી રીતની વ્યવસ્થામા પોતાની આત્મવિકાસની તાલાવેલી શાસ્ત્રોની મદદ અને ઉત્કટ તૈયારી માટેના પ્રયત્નો તે અપેક્ષાએ બીજી રીતે વિકાસની વ્યવસ્થા બતાવી છે

૪થી ગાથામા ગુરુની મદદ લેવાનુ બતાવ્યુ છે અને વળી પાછુ, આ આઠમી ગાથામા પણ તેજ બતાવવામા આવેલ છે, તે પુનરુકિત નથી, પરતુ એક ઠેકાણે અવચકયોગના ક્રમથી આત્મવિકાસરૂપ શાતિનુ સ્વરૂપ બતાવતા યોગાવચકયોગને પ્રસગે બતાવેલ છે, અને બીજે ઠેકાણે, ઈચ્છાયોગાદિ રીતે શાતિનુ સ્વરૂપ બતાવતા સામર્થ્યયોગ સુધી પહોચતા પહેલા ગુરુની મદદ લેવાની ભલામણ કરવામા આવી છે તે ત્રણ ઇચ્છાદિયોગોમા પણ ગુરુની મદદ—યોગાવચક ક્રિયા અવચક અને ફલાવચકની જરૂર પડે જ છે તેજ પ્રમાણે ઇચ્છાદિ યોગની સાધના પણ ગર્ભિત રીતે ત્રણ અવચક યોગમા આવી જાય છે

એમ એ બન્નેય પ્રકારના યોગો, પાત્ર ભેદની અપેક્ષાએ પરિભાષાનો ભેદ પામેલા છે પરતુ વસ્તુતાએ પરસ્પર મળેલા છે એકબીજાનો એકબીજામા સમાવેશ પામે છે તે આ ઉપરથી સમજાય છે *

---

* મેઈલ ગાડીથી કે શીઘ્રગામી ફાસ્ટ ગાડીથી અમદાવાદથી દીલ્હી જતા એજ રસ્તો પસાર કરવો પડે છે

[ફળાવચકતાની પ્રાપ્તિ વખતે અને સામર્થ્ય યોગની પ્રાપ્તિ વખતે, આત્મા ગુણાતીત હોય છે-તમોગુણ રજો ગુણ અને સત્ત્વગુણ એ ત્રણેય ગુણોથી રહિત હોય છે પાપાનુબંધ પાપ તથા પાપાનુબંધિ પુણ્ય એ બેના બંધ તથા ઉદય કાળને તમો ગુણની અવસ્થા કહી શકાય, પુણ્યાનુબંધિ-પાપના બંધ તથા ઉદય કાળે આત્માની જે તેમા તન્મયતા, તે રજોગુણ કહી શકાય. અને પુણ્યાનુબંધી પુણ્યના બંધ તથા ઉદયકાળની અવસ્થાને સત્ત્વગુણની અવસ્થા કહી શકાય ત્યાર પછી સમભાવ અવસ્થા-ગુણાતીત અવસ્થા-વીતરાગ અવસ્થા-પ્રાપ્ત થાય છે તે નીચેની બે ગાથાઓમા બતાવે છે ]

માન અપમાન ચિત્ત સમ ગણે
સમ ગણે કનક 'પાષાણ' રે
વંદક : નિંદક સમ ગણે,
ઇસ્યો હોય, તુ જાણ રે શાંતિ૦ ૯

[કનક=સોનું પાષાણ=પત્થર વંદક—નમસ્કાર કરનાર નિંદક=નિંદા કરનાર ]

હે આતમરામ ! સામર્થ્યયોગને ભજનારો આત્મા જ્યારે ત્રિગુણાતીત થાય છે ઉપશામક કે ક્ષપક છદ્મસ્થ વીતરાગ સમભાવસ્થ થાય છે, ત્યારે માન તથા અપમાન ને સરખા ગણે છે, સોનુ અને પત્થર ને સરખા માને છે, વંદક અને નિંદક ને સરખા માને છે આવો પૂર્ણ સમભાવી હોય તે આત્મા તું સમજી લે ૯

સર્વ-જગ-જંતુને સમ ગણે
  ગણે તૃણ-મણિ-ભાવ રે
મુક્તિ - સંસાર - બેહુ સમ ગણે
  મુણે ભવ-જલ-નિધિ નાવ રે   શાંતિ૦ ૧૦

[ તૃણ=તરણલા, ઘાસ મણિ=રત્ન, ઝવેરાત મુણે=જાણે, માને ભવ જલ નિધિ નાવ=સંસાર રૂપી સમુદ્રમાં હોડી સમાન ]

સમભાવને સંસાર રૂપી સમુદ્રથી તરવાને માટે હોડી સમાન માનીને આત્માથી જીવ ઉપર પ્રમાણે જગતના સર્વ પ્રાણીઓ તરફ સમભાવ રાખે, ઘાસ તેમજ રત્નો-ઝવેરાત તરફ સમભાવ રાખે અને સંસાર તથા મોક્ષ એ બન્ને તરફ પણ સમભાવ રાખે   ૧૦

આપણો આતમ-ભાવ જે
  એક-ચેતના-આધાર રે,
અવર સવિ સાથ સંયોગથી
  એહ નિજ-પરિકર સાર" રે   શાંતિ૦ ૧૧

[ આપણો=પોતાનો આતમ ભાવ=આત્મસ્વભાવ ચેતના=જ્ઞાન,-દર્શન ધાર=૧ સમજવો ચેતના આધાર=ચેતનાના આધાર ભૂત છે અવર=બીજું સાવ=બધુ સર્વ સાથ-સંયોગથી=સાથે પહેલા કર્મના સંયોગથી અવર-સવિ-સાથ=બીજો સર્વ સાથ-પરિવાર એહ=ચેતના. નિજ પરિકર=પોતાનો આત્માનો પરિવાર સાર=ઉત્તમ.]

પ્રભુએ કરેલા શાંતિના સ્વરૂપનો ઉપસંહાર –

મારા પોતાના આત્માનો સ્વભાવ કેવળ એક ચેતનામય જ્ઞાનાદિક ચેતનાના—આધાર રૂપ છે બાકી બીજા બધા મારી સાથે જોડાયેલા પદાર્થો કર્માદિકના સંયોગથી આવીને મારી આજુબાજુ વીંટળાઈને મારા પરિવારરૂપે બની ગયા છે પણ મારો ખરો ઉત્તમ પરિવાર તો એ ચેતના જ્ઞાનાદિક જ છે અથવા કેવળ એક ચેતનાના આધારભૂત જ પદાર્થ છે, તે જ મારો આત્મા છે તે જ હું છું, એ જ મારો ઉત્તમ પરિવાર છે;બાકીના બધાય મારી સાથે જોડાયેલા પદાર્થો કર્માદિકના સંયોગથી મને ઘેરી વળ્યા છે પરંતુ વાસ્તવિક રીતે તે મારા નથી જ "

સામર્થ્ય યોગની પ્રાપ્તિ વખતે આત્માનો પોતાનો પરિવાર બધો આવીને મળે છે, અને બીજા બધા તત્ત્વો હટવા માંડે છે. અહીં શાંતિનાથ પ્રભુ શાંતિનું સ્વરૂપ પૂર્ણ કરે છે ૧૧

પ્રભુ મુખથી એમ સાંભળી,
  કહે આતમ-રામ રે—
" તાહરે દરિશણે નિસ્તર્યો
  મુજ સિધ્યા સવિ-કામ રે—" શાંતિ૰ ૧૨

[ આતમ રામ=આત્મા રૂપી રામ આત્મામાં રમણ કરનાર સાધક નિસ્તર્યો=પાર ઉતર્યો. ]

શાંતિનાથ પ્રભુના મુખથી એ પ્રમાણે શાંતિનું સ્વરૂપ

સાભળીને આત્મા ડડરામ કહે છે કે —"હે પ્રભો ! મને શાતિનુ સ્વરૂપ સાભળવા મળ્યુ, તેથી માનુ છુ કે (૧) તમારા દર્શન માત્રથી ભવરૂપ સમુદ્રથી મારો નિસ્તાર થઇ ચુક્યો છે ભવ સમુદ્રનો પાર પામવાની મારી હવે તૈયારી છે, એવો ભાસ થાય છે અને (૨) મારા બધા કામ હવે સફળ થઇ ગયા " એમ માનુ છુ

શાતિના સ્વરૂપની વાત સાભળવાની રુચિજ સસાર સમુદ્રથી તરવાનુ અજબ સામર્થ્ય આપે છે

અહો ! અહો ! હુ મુજને કહુ –
"નમો મુજ નમો મુજ " રે
અ મીત-ફલ-દાન-દાતારની
જેહને ભેટ થઇ તુજ રે શાતિ૦ ૧૩

[ અમિત-ફલ-દાન-દાતારની=અગણિત ફળનું દાન આપનાર દાનેશ્વરી દેવની ]

પ્રભુ પ્રત્યેની કૃતજ્ઞતા અને પ્રશ્નકાર આત્મરામનો ઉપસહાર

(૩) અને તેથી શાતિના સ્વરૂપના જ્ઞાનના શ્રવણથી થયેલા આનદના ઉછાળાથી " અહો ! અહો ! હુ મારી જાતને માટે જ કહુ છુ કે-"મને નમસ્કાર કહો ! મને નમસ્કાર હો ! " કેમકે–મારા જેવો ભાગ્યશાળી આ જગત્મા કોણ ? કે જેને આપના જેવા અમાપ ફળનુ દાન આપનાર દાતાર

પ્રભુનો મેળાપ થયો "જેહને અમીત-ફળ-દાન-દાતાર
પ્રભુજની ભેટ થઈ" અહી અસાધારણ ભક્તિનો ઉમળકો
વ્યક્ત થાય છે ૧૩

શાંતિ-સ્વ-રૂપ સંક્ષેપથી
કહ્યો નિજ-પર-રૂપ રે
આગમમાહે વિસ્તાર ઘણો
કહ્યો શાંતિ-જિન-ભૂપ રે શાંતિ૦ ૧૪

[ નિજ પર રૂપ=સ્વ અને પર સ્વરૂપે, ]

સંવાદનો ઉપસંહાર—આ પ્રમાણે સ્વ અને પર
રૂપે-સ્વ અને પરની ઓળખાણ કરાવીને શાંતિનું સ્વરૂપ
ટૂંકામા કહ્યું પરંતુ શ્રીશાંતિનાથ પ્રભુના આગમમા તો ઘણો
વિસ્તાર શ્રી શાંતિનાથ પ્રભુએ કહ્યો છે

આગમો સર્વ તીર્થંકર ભગવંતોના અર્થથી સમાન જ
હોય છે સમાન જ હોય તેથી એ અપેક્ષાએ સર્વ તીર્થંકર
ભગવંતોના તીર્થમાના આગમો સર્વ તીર્થંકર ભગવંતોના
કહેવામાં હરકત નથી

અહી સાધક આતમરામ અને શાંતિનાથ પ્રભુનો શાંતિ
વિષેનો સ્તવનકારે યોજેલો સંવાદ પૂરો થાય છે શાંતિ એટલે
શમ-ઉપશમ એટલે કષાયો મોહ વિગેરેનો નાશ કે ઉપશમ
સમજવાનો છે તેથી આત્માનો ગુણ સમતા પ્રગટે છે ઉપા
ધ્યાયજી મહારાજ શ્રી યશોવિજયજી મહારાજના અષ્ટ-
કોમાનું શમાષ્ટક છઠ્ઠું આ પ્રસંગે જોવું

આત્મગુણ સમતા પ્રગટે, એટલે કષાયોનો નાશ કે ઉપ શમઃ રૂપ શમ થાય છે, અને જેમ જેમ શમ થાય, તેમ તેમ સમતા પ્રગટે પૂર્વનો શમ ઉત્તર સમતાનુ કારણ થાય, તે શમ તેની પછીની સમતાનુ કારણ, એમ છેવટે પણ સમતા પ્રાપ્ત થાય છે ૧૪

શાંતિ સ્વ રૂપ એમ ભાવશે
ધરી શુદ્ધ પ્રણિધાન. રે,
આનંદ ઘન પદ પામશે
તે લહેશે બહુ-માન રે શાંતિ૦ ૧૫

[ શુદ્ધ-પ્રણિધાન=શુદ્ધ મન વચન કાયાની શુદ્ધ એકાગ્રતા ]

ઉપસંહાર —એ પ્રમાણે શુદ્ધરીતની મન વચન કાયાની એકાગ્રતા કરીને જેઓ શાંતિનુ સ્વરૂપ વિચારશે-એટલે કે ઉપલક્ષણથી-અમલમા પણ મુકશે, તે આનંદઘન પદ-મોક્ષ પામશે અને જગતમા ત્રિજગત્પૂજ્યતા તીર્થંકરતા રૂપ બહુમાન-સન્માન-માન પણ પામશે ૧૫

ભાવાર્થ સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ ગુરુનો યોગ -સત્ત્વગુણ ભાવનો આશ્રય વિવિધ નયની અપેક્ષાએ વિવિધ ધાર્મિક અનુષ્ઠાનોઃ અને તેના ફળોની અચૂક પ્રાપ્તિ એ રીતે યોગાવચક ક્રિયાવચક અને ફળા વચક યોગની પ્રાપ્તિ તથા શાંતિ સ્વરૂપ જાણવાના પ્રશ્નથી ઇચ્છા યોગ શરૂ થય છે શાસ્ત્ર યોગથી આગમમાથી આત્મ સ્વરૂપનું ભાન થાય છે પછી, સામર્થ્ય યોગની પ્રાપ્તિ-

સમભાવ આત્માના જ્ઞાનાદિક પરિવાર અને કર્મના સયોગથી ઘેરાઈ વળેલા શારીર દિ બીજો પર પરિવાર: એ બન્ને મના ભેદનુ સ્પષ્ટ ભાન રૂપ અનુભવ જ્ઞાન-પ્રાતિભ જ્ઞાન, શ્રેણિની પ્રાપ્તિ પરિણામે ક્ષીણ મોહ સયોગી અને અયોગી પણ અને પોતાના આત્મામા પરમ રમણુતા એ સાચી શાન્તિ છે

આ સ્તવનમા પરમ શાતિના બીજ રૂપ શાતિનું સ્વરૂપ જાણવાની ઈચ્છા શરૂઆત કરીને સમ્યક્ત્વની પ્રાપ્તિથી માંડીને સામર્થ્ય યોગની પ્રાપ્તિ સુધી ઉત્તરોત્તર વધતી જતી શાતિનુ સ્વરૂપ ટુકામા બતાવ્યુ છે આગમમા તેનો વિસ્તાર ઘણો છે જિનેશ્વરદેવે એ વિસ્તાર કહ્યો છે સર્વ તીર્થંકર ભગવતોના આગમોમા અર્થથી પદાર્થ નિરૂપણ એક જાતનું હોય છે માટે દરેક આગમો-પ્રવાહથી દરેક તીર્થંકર પરમાત્માના કહેવાય છે

શ્રી શાતિનાથ પ્રભુના સમકાલીન શાતિના જિજ્ઞાસુ કોઈ આત્મ વિકાસના ઈચ્છુક આતમ રામ સાધકના અને પરમાત્મા શ્રી શાંતિનાથ પ્રભુના સવાદનો પ્રસગ આ સ્ત વનમા યોજ્યો છે "એમ પ્રભુ-મુખથી એમ સાભળી, કહે આતમ-રામ રે (૧૨)" એ વાકયથી સમજાય છે ત્યાર પછી ૧૨-૧૩ ગાથામા આત્મારામ શાતિનુ સ્વરૂપ સાભળીને-તેમજ મોક્ષ મેળવવાનો સુદર માર્ગ પ્રભુ પાસેથી સાભળીને પોતાની જાતને ધન્ય માનીને પોતાને જ નમસ્કાર કરે છે અને પ્રભુ તરફ ઉછળતી ભક્તિથી કૃતજ્ઞતા બતાવે છે ૧૪ ગાથામાં સવાદનો ઉપ સહાર છે ૧૫મી ગાથામા સ્તવનકાર પ્રભુની સ્તવનાનો ત્રિકરણ શુદ્ધિથી શાતિ પ્રાપ્ત કરવાની ભલામણ રૂપે ઉપસહાર કરે છે

# ૧૭ શ્રી-કુંથુનાથ-જિન-સ્તવન

## મનને વશ કરવુ મુશ્કેલ આત્મ વિકાસમા વેગથી દોડવામા એક મોટુ ભયસ્થાન ઉપશમ શ્રેણિથી પતનનુ મુખ્ય કારણ

[ શાતિનુ સ્વરૂપ જાણ્યા છતા અને શાતિની પ્રાપ્તિ કરવાનો માર્ગ લેવા છતા, વચ્ચે એક વિઘ્ન એટલુ બધુ મોટામા મોટુ આવે છે, કે તે દૂર કરવા તરફ આ સ્તવનમા ખાસ ધ્યાન ખેચવામા આવે છે જ્ઞાન અને ધ્યાનનો અભ્યાસ કરી મોક્ષના અભિલાષી ઘણાયે મહાત્માઓને પણ એ વિઘ્ન નડયા વિના રહેતુ નથી તે વિઘ્ન તે મનની ચચળતા સત્તામા રહેલા અવિરતિ મિથ્યાત્વ કષાયો વિગેરે નિમિત્ત મળતા જ કયારે ઉભરાઇ આવી મનને ચચળ બનાવી અશાતિ ઊભી કરે ? તે કહી શકાય નહી કેમકે-ઉપશમ શ્રેણિ ઉપર ચડેલા ઠેઠ અગિયારમે ગુણ સ્થાનકે વર્તતા મોહનીય કર્મનો સર્વથા ઉપશમ કરી ચૂકેલા મહાત્માઓ પણ ઠેઠ ૪થા અને બીજે થઈને પહેલા ગુણ સ્થાનક સુધી આવી પહોચે છે માટે મન વશ કરવાની મજબૂત ભલામણ આ સ્તવનમા છે ]

( રાગ ગુર્જરી રામકલીઃ અબર દેદે ! મુરારિ ! હમારો એ દેશી)

કુંથુ-જિન ! મનડુ કિમ હિ
   ન બાઝે? હો ! કુંથુ જિન !
જિમ જિમ જતન કરીને રાખુ,
   તિમ તિમ અલગુ ભાજે હો ! કુ૦ ૧

[ મનડુ=તુચ્છ-હલકટ એવું મન. કિમહુ=કોઇ પણ રીતે બાઝે=બાદ્ય થાય હાથમા આવે, દબાણમા આવે, વશમ આવે જતન=પ્રયત્ન અલગુ=દૂર દૂર ભાજે=ભાગે.]

હે કુંથુનાથભગવન્ ! મારુ મન કોઇ રીતે દાબમા રહેતું નથી શુ કરુ ? જેમ જેમ મહેનત કરીને તેને દાબમા રાખવા મથુ છુ, તેમ તેમ તે નીચ તો દૂર દૂર નાસે છે

અહીં મનને વશ કરવાની વાત કરીને-મનદ્વારા પ્રગટ થતા કષાયોને-મોહને-જીતવામા મુશ્કેલીની વાત સૂચિત કરી છે ભાવ જીવો તે સર્વને 'મન'થી ઓળખે છે માટે મન શબ્દનો ઉપાય કર્યો છે મન એટલે મોહ ૧

જો કે, જૈન દર્શનમા શરીરમાં રહેલા આત્મા સાથે જોડાયેલુ શરીરમા સર્વવ્યાપી મન માનેલુ છે-હૃદય અને મગજ તેના મુખ્ય આશયો છે તો પણ લોકમાં ન્યાય દર્શન વિગેરેમા મનને અણુ-પરિમાણ એટલે એક અણુ જેટલુ માનેલુ છે જગતમા જંતુઓમાં સામાન્ય રીતે બારીક જીવ કુંથુ ગણાય છે ત્યારે કુંથુ જેવુ બારીક અદૃશ્ય મન આટલી બધી ઉથલ પાથલ કરે છે અને તેને વશ કરવુ ઘણું મુશ્કેલ પડે છે આમ છતા પણ આપે તેને વશ કરી લીધુ છે એમ કુંથુ જેવુ નાનું મન અને કુંથુ પ્રભુનુ નામ આમ ગર્ભિત રીતે શ્લેષથી નામની સફળતાયે જણાવી જણાય છે ]

રજની વાસર' વસતિ' ઉજડ'
ગયણ પાયાલે, જાય

"સાપ ખાયે ને મુખડુ થોથુ"
એહ ઉખાણો ન્યાય હો! ૬૦ ૨

[ રજની=રાત્રિ વાસર=દિવસ વસતિ=મનુષ્યોના
રહેઠાણવાળા સ્થળો ઉજ્જડ=વેરાન નિર્જન પ્રદેશો ગયણ=
ગગન, આકાશ પાયાલે=પાતાળમા, અધોલોકમા થોથુ=
ખાલી, ફીકુ ઉખાણો=કહેવત ન્યાય=ઘટના, યોગ્ય તોડ ]

તે એટલે મન, ક્યા ક્યા ? કેવી કેવી રીતે ? અને ક્યારે
ક્યારે નાસે છે ? તે તો જુઓ–અરે ! તે રાત કે દિવસ,
વસતિ કે ઉજ્જડ, ગગન કે પાતાળ એમ બધેય ગમે ત્યા અને
ગમે ત્યારે નકામુ ભટકયા કરે છે "જેમ સાપ પોતાની ટેવ
મુજબ ગમે તે ચીજ ગળી જઈને ખાય છે ખરો, પણ તેના
મોઢામા કોઈ પણ જાતનો તેને સ્વાદ આવતો નથી એટલે
કે તેનુ મોઢુ તો કાયમી ખાલી–બેસ્વા૦–ફીકુ–થોથુ–રહે છે"
તેમ એ કહેવત અહીં પણ ઘટે છે કેમકે–ગમે તેમ ભટકવા
છતા મનને કયાય સતોષ તો થતો જ નથી

રાત કે દિવસનો વખત જોયા વગર ગમે ત્યારે નાસી
જઈને ભટકે છે

વસતિ કે ઉજ્જડ એવા કોઈ પણ સ્થળની યોગ્યતા કે
અયોગ્યતા જોયા વિના ગમે ત્યા જઇને ભટકે છે

ગગન કે પાતાળમા પોતાની શક્તિનો વિચાર કર્યા વિના
ઠેઠ ગગનમા અને ઠેઠ પાતાળ સુધીયે ચાલ્યુ જાય છે ૨

મુગતિતણા અભિલાષીઃ તપિયા
 જ્ઞાન'ને ધ્યાન અભ્યાસે
વયરીડુ કાંઈ એહવુ ચિંતે,
 નાખે અવળે પાસે હો ! કુ૦ ૩

[ મુગતિ તણા અભિલાષી=મોક્ષની ઇચ્છાવાળા તપિયા=તપસ્વીઓ જ્ઞાન ને ધ્યાન અભ્યાસે=જ્ઞાનાભ્યાસમા અને યોગારુઢ થઈ ધ્યાનના અભ્યાસમા પડેલા, વયરીડુ-ડુશ્કટ વૈરી, ચતુ ચિંતે=વિચારે નાખે=નાખી દે, પાડી નાખે લઈ જાય અવળે પાસે=ઊંધે પડખે, અવળી બાજુએ વિરુદ્ધ દિશામા ]

એ નીચ વૈરીડુ મન એવુ કાંઈ ચિંતવે છે, કે-મોક્ષ મેળવવાની આશાએ જ્ઞાન અને ધ્યાનના અભ્યાસમાં લાગેલાઓ તથા તપસ્વી એવા મહા મુનિઓને પણ અવળે પડખે પાડી નાખે છે—અવળે માર્ગે દોરવી જાય છે ઉપશમ શ્રેણિએ ચડેલા મહાત્માઓને પણ હેઠ અગિયારમે ગુણસ્થાનકથી પણ પાડી નાખે છે ૩

 આગમ આગમ ધરને હાથે
 ના'વે કિણ-વિધિ આંકુ,
કિહાં કણે જો હઠ કરી હટકુ,
 તો વ્યાલતણી પરે વાંકુ, હો ! કુ૦ ૪

[ આગમ-શાસ્ત્ર આગમ-ધર=આગમના જ્ઞાતા પૂર્વધરો વિગેરે ના'વે=ન આવે આંકુ=અંકુશમાં, કિહાં

કરો=કોઈક ઠેકાણે  હઠ-આગ્રહ, દબાણ, હટકુ=અટકાવુ
વ્યાલ=સાપ-સાપ પરે=પેઠે વાંકુ=વાંકુ થઈ, [વિઘ્ન]

આગમધર બહાનાની પુઠોને હાથે આગમની મદદથી ... ન ખાપ રીતે અંકુશમાં આવી શકતું નથી અને કદાચ [કોઈક ઠેકા] આગ્રહ પૂર્વક દબાણ કરીને તેને કયાંય જતું અટકાવી દેવાનો પ્રયત્ન કરવામાં આવે, તો ત્યાં પણ સીધુ ... હોતા, સાપની માફક તે આમતેમ વાંકુ ચુકુ થઈને પોતાની મરજી પ્રમાણે વર્તે છે, પણ અંકુશમાં આવતું નથી ઉલટું કદાચ સાપની માફક વધુ ભયંકર બની જાય છે એટલે આગમોનો અભ્યાસ માત્ર કરવાથી કે મોટા આગમ-ધર થવાથી પણ મન કાબુમાં આવી જાય, એમ કાંઈ નથી ૪

જો "ઠગ" કહું, તો ઠગતો ન દેખું.
શાહુકાર પણ નાહિ
"સર્વ માહે, ને સહુથી અલગું"
એ અચરિજ મનમાહિ હો ' કુ૦ ૫

[ ઠગ=લુચ્ચુ, છેતરનાર શાહુકાર=સજ્જન, શાહુકાર અલગુ=જુદુ, અચરિજ=આશ્ચર્ય ]

જો તેને "ઠગ" કહુ છુ, તો તે ઠગ પણ દેખાતું નથી. તથા તેની કેટલીક રીતભાત ઉપરથી તે શાહુકાર પણ દેખાતું નથી હું કામાં—ને "બધામાં માથુ મારે છે, ને બધાથી જુદુ રહે છે" મનની બાબતમા આ મોટામા મોટુ આશ્ચર્ય

છે અથવા આ પણ એક આશ્ચર્ય મારા મનમા છે, કે–
(૧) ઠગપણ દેખાતુ નથી (૨) ને શાહુકાર પણ નથી તથ
(૩) સૌમા છે ને સૌથી અનગુ છે. કોઇવાર આપણને છેત
રીને ઠગની માફક અવળે માર્ગે દોરી જાય છે, અને કો
વાર સાચુ ભાન કરાવીને શાહુકારની માફક બચાવી પણ લે
છે એટલે તે કેવુ છે ? તે કહી શકાતુ નથી પ

જે જે કહુ, તે કાન ન ધારે
આપ–મતે રહે કાલો
સુર નર: પંડિત–જન સમજાવે
સમજે ન માહરો સાલો હો ! કુ૦ ૬

[ કાન ન ધારે=સાભળે નહી, ધ્યાનમા ન લે, આપ–
મતે=પોતાની ઈચ્છાએ, સ્વચ્છદથી કાલો=મુગ્ધ, ભોળો
અને ઉદ્ધત સુર=દેવો, નર=મનુષ્યો પંડિત–જન=વિદ્વાન
લોકો, મારો સાલો=મારૂ સાળુ ]

હુ જે જે શિખામણ આપુ છું, તે તો તે સાભળતુ ન
નથી અને કાલાવેડા કરીને પોતાની મરજી પ્રમાણે સ્વચ્છ
રીતે જ વર્તે છે દેવો, મનુષ્યો અને પંડિત લોકો ગમે તેટલુ
સમજાવે, તો પણ એ મારુ સાળુ કાંઇ સમજતુંજ નથી કુ
કરવુ ! કાંઈ ઉપાય સુઝતોજ નથી કોઈનુ કહ્યુ તે માનતુ જ
નથી એટલુ બધુ તે ઉદ્ધત છે ૬

મે જાણ્યુ " એ લિંગ ન–પુસક "
સકલ–મરદને ઠેલે.

બીજી વાતે સમરથ છે ન૦
એહને કોઈ ન ઝેલે. હો ! કુ૦ ૭

[ લિંગ=નિશાનીએ પુરૂષ ઠેલે=હડસેલે, ધક્કો મારે, હઠાવે ઝેલે=જીતે, પકડી શકે ]

મે જાણ્યુ હતુ કે-"શબ્દકોશમા તેને નપુંસકલિંગ બતાવ્યુ છે માટે તે નિગે નપુંસક છે " તેથી તેનો શો ભા છે? તેને જલ્દી દબાવી દઈશુ પણ એ વાત ખોટી ઠરી; કેમકે તે તો દરેક દરેક મરદોને પણ ધક્કો મારીને હડસેલી દે છે અલબત્ત, પુરૂષ બીજી અનેક વાતે એક સમર્થ છે, પણ આ મનને કોઇ જીતી શકતા નથી-ઝીલી શકતા નથી ૭

"મન સાધ્યુ તેણે સઘલુ સાધ્યુ"
એહ વાત નહી ખોટી
એમ કહે "સાધ્યુ" તે નવિ માનુ૦
એક હિ વાત છે મોટી હો ! કુ૦ ૮

[ એક હિ=એક જ ]

માટે "મન સાધ્યુ, તેણે સઘનુ સાધ્યુ" આ વાત દુ યામા કહેવાય છે, તે વાત તો હવે જરાયે ખોટી લાગતી ન કોઈ, "મે મારુ મન સાધ્યુ છે," એમ કહે, તો એ વા માનવા હુ તૈયારજ નથી કેમકે-એ એકજ વાત જગત મોટામા મોટી છે મન સાધવુ એ કામ સહેલુ નથી, બહુ

છે મનને લગતી વાતો ગમત સાથે જ્ઞાન આપે એવા સાદા શબ્દો યોજીને આ સ્તવન યોજ્યુ છે આ સ્તવનમા કાઈક હાસ્ય રસની ઝળક છે

ઉપશમ શ્રેણિ પર ચડેલા મહાત્માઓ પણ અગિયારમે ગુણસ્થાનકેથી પડે છે તેઓ અનુક્રમે અથવા એકી સાથે પડતા પડતા ચોથે આવે છે, અને ત્યાથી મિથ્યાત્વનો ઉદય થાય તો સાસ્વાદન નામના બીજા ગુણઠાણે આવીને મિથ્યાત્વ ગુણસ્થાનક નામના ઠેઠ છેવટને નીચે પગથિયે પણ આવી પડે છે ઠેઠ ઉપશમશ્રેણિથી અગિઆર ગુણઠાણા સુધી ચડેલા પાછા ઠેઠ પહેલે પગથિયે આવીને તદ્દન નીચે પાટલે આવી પડે છે તદ્દન અવળે પાસે આવી જાય છે જ્યા ચદ્રની જ્યોત્સ્ના હતી ત્યા કાળી અધારી રાત છવાઈ જાય છે, ને જ્યા આત્મા આકાશમા ઉડતો હતો, ત્યા તે ઊડા પાતાળમા પેસી જાય છે

મન એટલે મોહ સમજવાનો છે મોહનીય કર્મને વિલાસ કરવાનું મુખ્ય વાહન મનછે એટલે તમામ મોહનીય કર્મનું પ્રતીક મનને બનાવીને તેને વશ કરવાની વાત કરી છે નહીતર મન તો પરમાણુઓનું બનેલુ જડ છે, પણ મોહને લીધે, તે નાચે છે, ને આત્માને નચાવે છે

---

ચન
તત્વ-
છદ્મસ્થ
ો હોય,
ાત્માઓ
ી વ્યવ
ચૂકેલા
આઠમે
રૂપ સ્વ
વ્યવહાર
ને બારમુ
મવસ્થાનુ
એ દેશી ]
ધ૦ ૧
અને પર-
મદદગાર
શિવાયના

# આનન્દ-ઘન-સોપાન-દશક

આનન્દ-ઘન-પદ-પ્રાપ્તિ

સિદ્ધ શિલા

૧૦ અયોગી અવસ્થા અનન્તવીર્યમય શૈલેશી કરણની પ્રાપ્તિ પરપરિણતિના સર્વથા ત્યાગની તૈયારી. વિશુદ્ધ અભેદભાવની રત્નત્રયી વીરતા-મહાવીરતા ૨૪ ૧૪ ગુ

| ૧૮ દોષ રહિત થવાથી | બંધ અને મોક્ષ મટી શકે | સર્વ દર્શનમય | વીતરાગ દશાનું | પારસમણિ જેવો આત્મા |
| --- | --- | --- | --- | --- |

જે કોઇ ધર્મ કે પદાર્થ, કે અન્ય આત્માઓ, તે સર્વ પરના ધર્મ તે પરધર્મ અહિમાવ ત=મહત્ત્વવાળો મહત =મોટો ।

હે અરનાથ પ્રભો! આપ ભગવતનો પરમ મહાધર્મ નિશ્ચય ધર્મ હુ કેવી રીતે સમજી શકુ ? મહત્ત્વવાળો એ મોટો ધર્મ સ્વ સમય અને પર સમયની અપેક્ષાએ અમને હે પ્રભો! આપ સમજાવો અથવા મહા પ્રભાવવાળા હે મહત પુરુષ! આપ સ્વ સમય અને પર સમયની અપેક્ષાએ એ પરમ ધર્મ અમને સમજાવો

સ્વ સમય –પોતાનાજ આત્માના ધર્મો, સ્વભાવો, ગુણો વિગેરે કે જે આત્માનો વિકાસ થવામાજ મદદગાર હોય

પર–સમય – પોતાના આત્મા સિવાયના બીજા આત્માઓ તથા બીજા કોઈ પણ પદાર્થોના ધર્મો, સ્વભાવો, ગુણો વિગેરે, તથા પોતાના આત્માના વૈભાવિ સ્વભાવો પણ પર સમય ૧

ધરમ પરમ અરનાથ પર વિગેરે શબ્દોમા આવતા અર શબ્દના અનુપ્રાસની મેળવણી જણાય છે

શુદ્ધા ડડતમ–અનુભવ સદા,
  સ્વ-સમય એહ વિલાસ રે
પર-પડિછાંયડી જે પડે,
  તે પર-સમય

[ શુદ્ધાઽઽતમ-અનુભવ=આત્માના શુદ્ધ સ્વરૂપનો અનુભવ પોતાને જ પોતાનો સાક્ષાત્કાર સ્વ-સમય=સ્વાત્મ સ્વરૂપ. વિલાસ=વિસ્તાર પર=પોતાથી બીજા-દેવ, ગુરુ, ધર્મ, શરીર કર્મ, વિભાવ વિગેરે પડિ છાયડી=પ્રતિછાયા, પડ છાયો પર-સમય-નિવાસ=પોતાના સ્વરૂપ સિવાયના સ્વ રૂપમા રહેઠાણ ]

તદ્દન શુદ્ધ સ્વ-આત્માનો અનુભવ તે સ્વ સમયનો સ્વ સ્વરૂપનો વિલાસ વિસ્તાર છે અને બીજાની પોતાના શુદ્ધ આત્મા સિવાયની બીજા કોઇ પણ પદાર્થનો કે પોતાના વૈભાવિક સ્વ ભાવની પણ આત્મા ઉપર જે કાઇ-જરી પણ પડછાયો—પ્રતિ છાયા —પડિછાયો— પ્રતિબિ મ—અસર—છાયા પડે, તે સર્વ પર સમય,પર સ્વરૂપનુ નિવાસસ્થાન સમજવુ ર

સ્વ સમય અને પર સમયનુ ટૂકામા સ્વરૂપ – માત્ર પોતાનો આત્મા, અને બીજા આત્મા કે બીજા પુદ્ગળ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય કે તેના કોઇ પણ ગુણ યા પર્યાયોની જરા પણ અસર કે નિમિત્ત વિના પોતાના આત્માના જે કોઈ સ્વભાવોનો કે સ્વ-પર્યાયોનો જે જે અનુભવ-સાક્ષાત્કાર પોતાના આત્માને થાય, તે સર્વ સ્વઆત્માનો શુદ્ધ અનુભવ તે સ્વ સમય અને તે સિવાયની સર્વ બાબતો તે પરસમય

દૃષ્ટાંત તરીકે-કર્મજન્ય પોતાના આત્માની વૈભાવિક પરિણતિઓ દેવ ગુરુ ધર્મ વિ૦ સામગ્રી, પોતાના શુભા શુભ કર્મો તથા બાહ્ય નિમિત્તો, એ સર્વ એ અપેક્ષાએ

પરસમય સમજવા સ્વાત્મા તેના શુદ્ધ સ્વાભાવિક જ્ઞાનાદિક ગુણો, તે સર્વ સ્વસમય સમજવા આથી આગળ વધીને આત્માનો શુદ્ધ દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિથી અનુભવ કરવો, તે સ્વ-સમય અને પોતાના આત્માનો પણ પર્યાયાર્થિક નયની દૃષ્ટિથી અનુભવ કરવો, તે પર સમય અર્થાત્ પરની જરા પણ છાયા પડે, કે તેને પર-સમયનો અનુભવ કહેવો અને તે વિનાનો શુદ્ધ દ્રવ્યાર્થિક નયથી સ્વ આત્માનો શુદ્ધ આત્મ અનુભવ, તે સ્વસમય જાણવો

તારા' નક્ષત્ર ગ્રહ ચંદની
જ્યોતિ દિનેશ મોઝાર રે
દર્શન જ્ઞાન ચરણ થકી
શકિત નિજાડડતમ-ધાર રે ધ૦ ૩

[ તારા-ધ્રુવ વિગેરેના તારાઓ નક્ષત્રો-રોહીણી વિગેરે નક્ષત્રો ગ્રહ = બુધ વિ ગ્રહો ચંદ=ચંદ્રમા જ્યોતિ=પ્રકાશ દિનેશ-મોઝાર=સૂર્યની મધ્યે, સૂર્યમા નિજાડડતમ= પોતાનો આત્માજ છે ધાર=માન, અથવા ધારણ કરે છે ]

તારા, નક્ષત્ર, ગ્રહ અને ચંદ્રનો પ્રકાશ જેમ સૂર્યમા સમાય છે, તેજ પ્રમાણે દર્શન, જ્ઞાન, ચારિત્ર એ સર્વ શકિતઓનો પણ પોતે આત્માજ ધારક છે તે સર્વ આત્મામા જ સમાય છે એટલે કે-એ સર્વમય એકજ આત્મા છે એ ઓમ જુદા નથી

શુદ્ધ દ્રવ્યાર્થિક નયનીજ મુખ્યતાએ, સ્વાત્માનો સ્વાનુભવ તે સ્વ સમય –તે અનુભવજ્ઞાન તે અપેક્ષાએ તારા વિગેરે અને તેના પ્રકાશો રૂપ છે એવો અનુભવ એ રીતે સ્વ આત્માના જ્ઞાનાદિક પર્યાયોનો પણ પર્યાયાર્થિક નયની દૃષ્ટિથી અનુભવ કરવો તે પણ પરસમય સમજવો ૩

તે વાતને નીચેની કડીમા સોનાનુ દષ્ટાંત આપીને વિશેષે સ્પષ્ટ કરી છે

ભારી· પીળોઃ ચીકણો·
કનક અનેક–તરંગ રે
પર્યાય–દૃષ્ટિ ન દીજીએ
એક જ કનક અભંગ રે          ધ્૦ ૪

[ ભારી=ભારે, ભારવાળો, ચીકણો=ન તૂટે તેવો. અનેક–તરંગ=અનેક સ્વરૂપ વાળુ, પર્યાય–દૃષ્ટિ=પર્યાયાર્થિક નયની આપેક્ષા અભંગ=અભેદ રૂપ ]

જેમ ભારે· પીળુ ચીકણુ એમ અનેક સ્વરૂપવાળુ સોનુ જણાય છે અને કહેવાય છે પરંતુ, પર્યાયાર્થિક નયની દૃષ્ટિ ગૌણ કરીને દૂર રાખીને–કેવળ દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિ મુખ્ય રાખીને જોઈએ, તો સોનુ અભેદરૂપે એક સ્વરૂપે જણાય છે તેનો કોઈપણ ગુણ જુદો જણાશે નહી

જ્ઞાન દર્શન ચારિત્ર તપ અરૂપીપણુ વીર્ય વિગેરે સ્વ આત્માના અનંત ગુણો જુદા નથી પણ તે સર્વ સ્વ-આત્મા જ છે આ પ્રકારનો અનુભવ કરવો, તે સ્વસમય

વ્યવહારે લખ દોહિલો
કાંઈ ન આવે હાથ રે
શુદ્ધ-નય-થાપના સેવતા,
નવિ રહે દુવિધા-સાથ રે ધ૦ ७

[ દોહિલો=દુર્લભ, મુશ્કેલ શુદ્ધ-નય-થાપના સેવના=નિશ્ચયથી નયથી નક્કી કરેલ રીતે આગળ વધવા પ્રયત્ન કરતા. દુવિધા=દ્વૈવિધ્ય, દ્વૈત, બેપણુ સાથ=સબધ ]

જેઓ કેવળ વ્યવહારથીજ લક્ષ્ય-આત્મા-સાધવો ધણો દુર્લભ છે તેથી કાંઈપણ તત્ત્વ-આત્મ વિકાસની તીવ્ર પ્રગતિ રૂપ મહા ફળ હાથમાં આવતુ નથી પરતુ શુદ્ધ નય-નિશ્ચ નય-ની સ્થાપનાપૂર્વક લક્ષ્ય કરેલ-સિદ્ધ કરેલ આત્માની પ્રમાણે સેવા કરવાથી લેશ પણ દ્વૈતનો સાથ-પરનો સબધ રહેતો નથી-આત્મા શુદ્ધ અદ્વૈત બની જાય છે

આત્માનો વિકાસ ક્રમિક થાય છે અનાદિ નિગોદમાથ વ્યવહાર રાશિમા અને ત્યાથી ચરમાવર્તમાં અને ત્યાર સમકિત દેશવિરતિ, સર્વવિરતિ, અપ્રમત્ત ભાવ વિગેરે ભા પામે છે, ત્યાસુધી નિશ્ચયને લક્ષ્યમા રાખીને વ્યવહાર ધર્મોન મદદથી તેનો વિકાસ થાય છે

પરતુ, અપ્રમત્ત ભાવ, પામ્યા પછી શ્રેણિ ઉપર ચડવે જીવ જ્યારે શુદ્ધ સ્વસમયનો અનુભવ કરે છે, ત્યારે તે અદ્વૈ બની જાય છે તે વખતે પ્રથમ કરતા અનત ગુણી નિજસ

કહે છે, અને ઝપાટા બંધ સ્વાત્મસ્થ બનતો જાય છે એ રીતે તે અવસ્થામા જેટલી સાધના કરે છે, તે હિસાબે પૂર્વની સાધનાઓ કાંઈ હિસાબમા નથી હોતી એ હિસાબે વ્યવહાર-સાધના બહુ સ્વલ્પ ગણાય છે, અને શુદ્ધ નયના અનુભવના વખતની સાધના ઘણી જ ઘણી હોય છે ૭

એક-પખી લખ પ્રીતની
તુમ સાથે જગન્નાથ ! રે
કૃપા કરીને રાખજો
ચરણ-તલે ગ્રહી હાથ રે ધ૦ ૮

[ એક પખી=એક તરફી લખ=લક્ષ્ય ]

જો કે, હે જગન્નાથ પ્રભો ! હાલમાં તો તમારી સાથે પ્રીતિનુ એક તરફી મારુ લક્ષ્ય છે, કેમકે-આપ સ્વ-સમયમા સ્થિત છો હુ પર સમયમા સ્થિત છુ જો આપ મારી સાથે પ્રીતિ જોડો, તો આપ પર સમયમા સ્થિત થઈ જાઓ એટલે મારી પ્રીતિ એક તરફી જ છે પરતુ, જ્યાં સુધી હુ પરમ-નિશ્ચય નયનો આશ્રય કરવાની શકિત ન પામુ, ત્યા સુધી, દયા કરીને, મારો હાથ પકડી આપના ચરણ-કમળના તળ ઉપર જ રહેવા દેજો-મને આપને તાબે જ રાખજો કેમકે-ત્યા સુધી મારે આપ જેવા પગને તાબે રહેવુ જરૂરી છે કારણ કે હુ હજુ સાધક દશામા છુ સિદ્ધ દશામા આવ્યો નથી ૮

વ્યવહારે લખ દોહિલો
કોઈ ન આવે હાથ રે
શુદ્ધ-નય-થાપના સેવતા,
નવિ રહે દુવિધા-સાથ રે ધ૦ ૭

[ દોહિલો=દુર્લભ, મુશ્કેલ શુદ્ધ-નય-થાપના સેવના=નિશ્ચયથી નયથી નક્કી કરેલ રીતે આગળ વધવા પ્રયત્ન કરતા દુવિધા=દ્વૈવિધ્ય, દ્વૈત, બેપણુ સાથ=સબધ ]

જોકે કેવળ વ્યવહારથીજ લક્ષ્ય—આત્મા—માધવો ઘણો જ દુર્લભ છે તેથી કાઇ પણ તત્ત્વ—આત્મ વિકાસની તીવ્ર પ્રગતિ-રૂપ મહા ફળ હાથમાં આવતુ નથી પરતુ શુદ્ધ નય-નિશ્ચય નયની સ્થાપનાપૂર્વક લક્ષ્ય કરેલ—સિદ્ધ કરેલ આત્માની તે પ્રમાણે સેવા કરવાથી લેશ પણ દ્વૈતનો સાથ-પરનો સબધ. રહેતો નથી આત્મા શુદ્ધ અદ્વૈત બની જાય છે

આત્માનો વિકાસ ક્રમિક થાય છે અનાદિ નિગોદમાંથી વ્યવહાર રાશિમા અને ત્યાથી ચરમાવર્તમા અને ત્યાથી સમકિત દેશવિરતિ, સર્વવિરતિ, અપ્રમત્ત ભાવ વિગેરે ભાવ પામે છે, ત્યાસુધી નિશ્ચયને લક્ષ્યમા રાખીને વ્યવહાર ધર્મોની મદદથી તેનો વિકાસ થાય છે

પરતુ, અપ્રમત્ત ભાવ પામ્યા પછી શ્રેણિ ઉપર ચડતો જીવ જ્યારે શુદ્ધ સ્વસમયનો અનુભવ કરે છે, ત્યારે તે અદ્વૈત બની જાય છે તે વખતે પ્રથમ કરતા અનત ગુણી નિર્જરા

સમય એટલે પોતાનાજ આત્માના વૈભાવિક પરિણામો-કર્મ સવર નિર્જરાની બાહ્ય ક્રિયા, શુદ્ધ-દેવ ગુરુ ધર્મ દર્શન જ્ઞાન ચારિત્ર વિગેરે જુદા જુદા ગુણોનું પોતાના આત્મામા જુદારૂપે પરરૂપે જે કાંઈ ભાન વિગેરે થાય, તે સર્વ પરની પ્રતિછાયા-પરભાવનું પ્રતિબિંબ છે એ પ્રતિછાયાનો સર્વથા અભાવ, તે નિર્વિકલ્પ દશા અને જ્યારે ક્ષપક શ્રેણિ ઉપર આરૂઢ થયેલા જ્ઞાનીઓ શુક્લ ધ્યાનના એકત્વ -વિતર્ક-અવિચાર નામના પાયાના ધ્યાનમાથી પસાર થાય છે, ત્યારે ફક્ત સ્વાત્મ ધ્યાનમા જ સ્થિર થાય છે દ્વૈત ભાવથી સર્વથા પર થઇ જાય છે અને પછી કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યા સુધી અતિ પરમનિશ્ચય નય નથી હોતો. કેમકે-સિદ્ધાવસ્થા પ્રાપ્ત થતા અતિ પરમ નિશ્ચય નયથી સ્વરૂપમા આત્મા સ્થિર થાય છે

પરતુ, જ્યા સુધી પોતાની દશા એવી નથી થઈ, ત્યા સુધી શ્રી આનદઘનજી મહારાજ પ્રભુરૂપી-પર સાથે એક પક્ષી પ્રીતિ બાધી રાખવા ઇચ્છે છે અને પોતાને પ્રભુના પગને તળે હાથ પકડીને રાખવા પ્રભુને વિનવે છે કેમકે-" કયાક નિશ્ચય નયની વાતો સાભળીને સ્વચ્છદ સેવવા માટે પ્રભુની આજ્ઞામાથી છટકી ન જવાય " કેમકે-નિશ્ચય નયની વિચારણા કરનારાઓ માટે આ મોટામા મોટુ ભયસ્થાન છે અકાળે અવ્યાપારે-વ્યાપાર થઈ જવાનો મોટો ભય છે

હજુ વિશેષ આગળ વધીને, એકાત નિશ્ચયવાદી સ્વચ્છદીઓ માટે બીજો પણ અકુશ મૂકે છે—

ચક્રી ધમ્મ-તીરથતણો
 તીરથ-ફલ તત્ત-સાર રે
તીરથ સેવે, તે લહે-
 આનંદ-ઘન નિરધાર રે ધ૦ ૯

[ ચક્રી=ચક્રવર્તિ ધમ્મ તીરથતણો=ધર્મ પ્રચારક તીર્થ રૂપ સંસ્થાનો, જૈન શાસનનો તીરથ-ફળ=તીર્થનું ફળ તત્ત-સાર=તત્ત્વરૂપ સાર લહે=પામે આનંદ-ઘન=મોક્ષ નિરધાર=નક્કી ]

આપ દુન્યની રાજ્ય શાસનના ચક્રવર્તિ રાજા તો છો, એ તો ઠીક પરંતુ ખાસ કરીને આપ ધર્મ-તીર્થના-ધર્મ શાસનના પણ ધર્મ ચક્રવર્તિ છો નિશ્ચય નયને પામેલા આપે પણ ધર્મ-તીર્થની સ્થાપના કરીને તેનો આધાર લેવાની સર્વ મુમુક્ષુઓને ભલામણ કરી છે

તીર્થનું ફળ-વિશ્વમાં ધર્મ તીર્થ હોવાનો ફાયદો-જગતને તત્ત્વ આત્મ તત્ત્વ પ્રાપ્ત થવું, તે છે. તેનો સાર પ્રાપ્ત થવો-તેનો પ્રચાર થવો અને તેની સરલ સમજ તથા સુલભ આચરણા ફેલાવી તે જ આત્મા, ભાવપૂર્વક ધર્મતીર્થની સેવા કરે છે, તે ચોક્કસ આનંદ ઘન-મોક્ષ મેળવેજ એમાં શંકા નથી ૯

**ભાવાર્થ** —આ સ્તવનમાં શુદ્ધ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ પરમ નિશ્ચય નયથી આત્માનું સ્વરૂપ સમજાવ્યું છે સ્વ સમય પોતાના જ આત્મનું સ્વાભાવિક સ્વરૂપ અને પર

મળવા દુર્લભ છે કેમકે-સહેજે એમ જેના તેનાથી આચા નિશ્ચયવાદી થઇ શકાતું નથી

આજ તો નિશ્ચયવાદના વિચારો લગભગ ૫૦-૭૫ વર્ષોથી તીર્થ નિરપેક્ષપણે કયાક કયાક પ્રવર્તેલા છે, તેથી તે આખી ભારતીય સસ્કૃતિના આધ્યાત્મિક આદર્શના વ્યાવ હારિક પ્રતીકોનો નાશ કરી, વિશ્વની આધ્યાત્મિક દોરવણીના મૂળ ઉપર ફટકો મારે છે

૫૦-૭૫ વર્ષની પહેલાના ભૂતકાળમા સ્વ અને પર સપ્રદાયોમા કેટલાક શુષ્ક અધ્યાત્મ વાદીઓ થયા છે, જેના કેટલાક વિચારોનુ સુવિહિત પુરુષોએ ખડન કર્યું છે છતા, તેઓ તદ્દન માર્ગવિમુખ નહોતા તેઆને શાસ્ત્રની સમજ વિષેની કેટલીક ખોટી સમજ તથા મતિભ્રમ થયેલા, તેનુ ખડન કરવામા આવેલુ છે. ત્યારે આજના કેટલાક અધ્યાત્મવાદીઓ તીર્થ નિરપેક્ષ અધ્યાત્મનો પ્રચાર કરી, ભૌતિકવાદના પ્રચારના અજાણતાં હથિયાર બની ગયેલા હોવાના દાખલા મળે છે તીર્થનિરપેક્ષ અને માર્ગાનુસારી ન હોય, તેવા ગમે તેવા આધ્યાત્મિકો પણ ત્યાજ્ય ગણવા જોઇએ,

મિથ્યાત્વિ હોવા છતા ભૌતિક વાદીની સામે આધ્યા ત્મિક વાદી તરીકે ખડા રહેવામા તીર્થની સેવા છે પરતુ પરપરાએ તીર્થ નિરપેક્ષ હોય, તેવા આધ્યાત્મિક વાદને વેગ આપવો, એ ભૌતિક વાદને ઉત્તેજન આપવા બરાબર છે કેમકે-ભૌતિકવાદીઓ તીર્થ નિરપેક્ષ આધ્યાત્મિક વાદનો પ્રચાર પોતાના હથિયાર તરીકે કરીને તીર્થને ધક્કો લગાડી ભૌતિક

આવા અદ્વૈત થયેલા તીર્થંકર પ્રભુ પણ ધર્મતીર્થની સ્થાપના કરે છે જે તીર્થની મદદથી સાધક જીવો પર પણ આત્મતત્ત્વનો સ્વ સમય સ્થિરતા રૂપ સાર પ્રાપ્ત કરી શકે ે આ સિવાય ધર્મતીર્થની સ્થાપના કરવાનું બીજુ કોઈ પણ પ્રયોજન પ્રભુને પોતાને માટે પણ નથી પરંતુ, એ સાર જેને તેને મળી શકતો નથી તીર્થની સેવા કરે, તીર્થને આધીન રહે, તેને એ સાર મળે છે અને જેને એ સાર મળે છે, તેને પછી ચોક્કસ મોક્ષ મળે જ છે

તીર્થની મહત્તા એટલી બધી છે, કે-સમવસરણમાં પધારેલા કેવળજ્ઞાની ભગવતો પણ સમવસરણમા તીર્થંકર ભગવતની સાથે અકેવળજ્ઞાની એવા ગણધર ભગવતોને પણ પ્રદક્ષિણા દઇને પોતાની પર્ષદામા બેસે છે કેમકે-ધર્મ-તીર્થના-ધર્મસસ્થાના-ચક્રવર્તિ તીર્થંકર ભગવત પછી તીર્થનુ સચાલન કરનારા મહા અધિકારીઓ ગણધર ભગવતો છે તીર્થની બધી લગામ તેના હાથમા હોય છે જૈન દર્શનમા વ્યવહારને પણ ક્યાં સુધી સ્થાન છે ? તે આ દાખલા ઉપરથી સમજાશે

આ સ્તવનની છેલ્લી કડી પોતાનો પથ તીર્થથી નિરપેક્ષિત પણે ચલાવે, તેના ઉપર કટકા રૂપ છે તીર્થથી નિરપેક્ષપણુ એ તીર્થના ઉચ્છેદનું મહા પાપ લગાડે છે તેથી તે મિથ્યાત્વ સ્વરૂપ બની જાય છે. તીર્થસાપેક્ષ નિશ્ચય નયના જ્ઞાનીની જૈનશાસનને સદા જરૂર હોય છે આજે પણ એવી જ જરૂર છે પરંતુ તેવા મહાપુરુષો આ કાળે

મળવા દુર્લભ છે કેમકે-સહેજે એમ જેના તેનાથી સાચા નિશ્ચયવાદી થઇ શકાતું નથી

આજ તો નિશ્ચયવાદના વિચારો લગભગ ૫૦-૭૫ વર્ષોથી તીર્થ નિરપેક્ષપણે ક્યાંક ક્યાંક પ્રવર્તેલા છે, તેથી તે આખી ભારતીય સસ્કૃતિના આધ્યાત્મિક આદર્શના વ્યાવહારિક પ્રતીકોનો નાશ કરી, વિશ્વની આધ્યાત્મિક દોરવણીના મૂળ ઉપર ફટકો મારે છે

૫૦-૭૫ વર્ષની પહેલાના ભૂતકાળમા સ્વ અને પર સપ્રદાયોમા કેટલાક શુષ્ક અધ્યાત્મ વાદીઓ થયા છે, જેના કેટલાક વિચારોનુ સુવિહિત પુરુષોએ ખડન કર્યું છે છતા, તેઓ તદ્દન માર્ગવિમુખ નહોતા તેઓને શાસ્ત્રની સમજ વિષેની કેટલીક ખોટી સમજ તથા મતિભ્રમ થયેલા, તેનુ ખડન કરવામા આવેલુ છે જ્યારે આજના કેટલાક અધ્યાત્મવાદીઓ તીર્થ નિરપેક્ષ અધ્યાત્મનો પ્રચાર કરી, ભૌતિકવાદના પ્રચારના અજાણતા હથિયાર બની ગયેલા હોવાના દાખલા મળે છે તીર્થનિરપેક્ષ અને માર્ગાનુસારી ન હોય, તેવા ગમે તેવા આધ્યાત્મિકો પણ ત્યાજ્ય ગણવા જોઇએ,

મિથ્યાત્વિ હોવા છતા ભૌતિક વાદીની સામે આધ્યાત્મિક વાદી તરીકે ખડા રહેવામા તીર્થની સેવા છે પરતુ પરપરાએ તીર્થ નિરપેક્ષ હોય, તેવા આધ્યાત્મિક વાદને વેગ આપવો, એ ભૌતિક વાદને ઉત્તેજન આપવા બરાબરછે કેમકે-ભૌતિકવાદીઓ તીર્થ નિરપેક્ષ આધ્યાત્મિક વાદનો પ્રચાર પોતાના હથિયાર તરીકે કરીને તીર્થને ધક્કો લગાડી ભૌતિક

આવા અર્હંત થયેલા તીર્થંકર પ્રભુ પણ ધર્મતીર્થની સ્થાપના કરે છે જે તીર્થની મદદથી સાધક જીવો પર પરાએ આત્મતત્ત્વનો સ્વ સમય સ્થિરતા રૂપ સાર પ્રાપ્ત કરી શકે છે આ સિવાય ધર્મતીર્થની સ્થાપના કરવાનું બીજુ કોઈ પણ પ્રયોજન પ્રભુને પોતાને માટે પણ નથી પરતુ, એ સાર જેને તેને મળી શકતો નથી તીર્થની સેવા કરે, તીર્થને આધીન રહે, તેને એ સાર મળે છે અને જેને એ સાર મળે છે, તેને પછી ચોક્કસ મોક્ષ મળે જ છે

તીર્થની મહત્તા એટલી બધી છે, કે–સમવસરણમાં પધારેલા કેવળજ્ઞાની ભગવતો પણ સમવસરણમા તીર્થંકર ભગવતની સાથે અકેવળજ્ઞાની એવા ગણધર ભગવતોને પણ પ્રદક્ષિણા દઈને પોતાની પર્ષદામા બેસે છે કેમકે–ધર્મ–તીર્થના–ધર્મસસ્થાના–ચક્રવર્તિ તીર્થંકર ભગવત પછી તીર્થનુ સંચાલન કરનારા મહા અધિકારીઓ ગણધર ભગવતો છે તીર્થની બધી લગામ તેના હાથમા હોય છે જૈન દર્શનમા વ્યવહારને પણ કયાં સુધી સ્થાન છે ? તે આ દાખલા ઉપરથી સમજાશે

આ સ્તવનની છેલ્લી કડી પોતાનો પથ તીર્થથી નિર-પેક્ષિત પણે ચલાવે, તેના ઉપર કટકા રૂપ છે તીર્થથી નિરપેક્ષપણુ એ તીર્થના ઉચ્છેદનુ મહા પાપ લગાડે છે તેથી તે મિથ્યાત્વ સ્વરૂપ બની જાય છે તીર્થસાપેક્ષ નિશ્ચય નયના જ્ઞાનીની જૈનશાસનને સદા જરૂર હોય છે આજે પણ એવી જ જરૂર છે પરતુ તેવા મહાપુરુષો આ કાળે

અભિપ્રાય સર્વ તીર્થંકરો, તેના આચાર્યો અને તેનાં શાસ્ત્રોથી પ્રાય જુદો નથી, જુદો હોઈ શકે નહિ છતા તે ત્રણે થને બીજાઓથી, ત્રણેય કાળમા નવા જ ઉત્પન્ન થયેલા કોઈ જુદા જ પ્રકારના નિશ્ચયવાદી પોતાને શ્રુતકેવલી ગણા વના આ વિદ્વાન્ જુદા પાડી બતાવે છે તેમા મહામોહનું વિજૃભિત સિવાય બીજુ શુ હોઈ શકે ? બીજુ કાઈ જણાતું નથી, જે ભવભ્રમણનું પરમ નિમિત્ત છે

આ રીતે, તીર્થની સેવાની વાત કરીને શ્રી આનદ ઘનજી મહારાજાએ સુંદર વ્યવસ્થા કરી છે તેમ કરીને નિશ્ચય નયના શુષ્ક આ યાત્મિકવાદીઓની નિરકુશતાને અકુશમા રાખવાની ચાવી બતાવી છે, અને " તે અકુશ વગરના અધ્યાત્મવાદીઓ ખોટા છે " એમ આડકતરી રીતે સત્ય સિદ્ધાંતથી બતાવી આપ્યું છે, " તીરથ સેવે, તે લહે આનદઘન નિરધાર રે" એ સ્પષ્ટ શબ્દો ઉચ્ચાર્યા છે

ક્રીસ્તી પાદરીઓ મારફત ભારતના ધર્મો નબળા પાડવાના હેતુથી પ્રથમ તે તે ધર્મોની આચરણાઓનો લોપ ક વા જ્ઞાનને નામે જે હવા ફેલાયેલી છે, તેની છાયામા આવી ગયેલા-તેની કેળવણી લીધેલા તત્ત્વના અણસમજુ કેટલાક વકીલો તથા તેમની વ્યાવહારિક વિગેરે જુદી જુદી અસર તળે આવેલા બીજા ભદ્ર સ્વભાવના-ભોળા જીવો વિગેરે બાળ જીવો, તેવા પથોના અનુયાયી થઈને સ્વ-પરને સાચા માર્ગથી ચ્યુત કરી રહ્યા છે, તે ખેદની વાત છે અતમા તે સર્વને પણ પ્રભુ શાસનની પુન પ્રાપ્તિ થાઓ અને અ

વાદનો વિજય કરવા ઇચ્છે છે તેથી તીર્થ નિરપેક્ષ આધ્યાત્મિક વાદનો પ્રચાર, એ લૌકિક વાદને ટેકા રૂપ હોવાથી મહા મિથ્યાત્વ રૂપ છે, એવી ખાત્રી થશે

તીર્થ એ બાળ વૃદ્ધ, સ્ત્રી રાગી દ્વેષી ભોગી અશક્ત, સશક્ત, એમ દરેકને યથાશક્તિ થોડી ઘણી પોતાના મન વચન કાયાની સુપ્રવૃત્તિ રૂપ કિંમત આપી, ધર્મની ખરીદી કરવાની વિશાળ દુકાન છે તેની સામેના વિરોધ-રૂપે ગમે તેવા શુદ્ધ નિશ્ચય નયનો પ્રચાર-એ જૈન દર્શનના મૂળમા કુહાડી મારવા બરાબર છે તે નિશ્ચય નય તો નથી, પરંતુ શુદ્ધ કે શુભ વ્યવહાર નય પણુ નથી માર્ગાનુસારિતા પણુ નથી ઉલટામા ઉન્માર્ગાનુસારિતારૂપ બની જાય છે

પરમ-નિશ્ચય માર્ગમા રહેલા તીર્થંકર ભગવંતો પણુ બાળજીવો માટેના વ્યવહાર માર્ગોને અટકાવતા નથી પણુ તેને સ્થાપે છે, અને ઉત્તેજે છે તીર્થંકર ભગ-વતો કરતા યે વધુ નિશ્ચય નયનુ જ્ઞાન કદાચ પ્રસિદ્ધ અને વિદ્વાન હોઇ પુરુષને પ્રાપ્ત થયુ હોય, તો જુદી વાત છે કેમકે-શ્રીકુંદકુંદાચાર્યનો મત પણુ એકંદર સર્વ તીર્થંકર ભગવતો અને સર્વ ગીતાર્થ પૂર્વાચાર્યોથી જુદો પડતો નથી, પડે પણુ નહી, પડવો પણુ ન જોઇએ છતા બીજા સર્વ તીર્થંકરોને, સર્વ ગીતાર્થ આચાર્યોને અને બીજા સર્વ શાસ્ત્રોને છોડીને માત્ર પોતાના મતના ટેકારૂપે માની લઈ શ્રી સીમંધરસ્વામી શ્રી કુંદ કુંદસ્વામી અને સમયસાર ગ્રન્થ એ ત્રણુનેજ માત્ર અવલંબનરૂપે પકડી રાખવામા આવે છે યદ્યપિ એ ત્રણેયનો

[ અવગણિએ=અપમાનિત કરીએ. ઉપેક્ષા કરીએ અબ=હવે, અવર=બીજા મૂળ=મૂળથી, નિવારી=નાશ કરવો, દૂર કરવો ]

હે મલ્લિનાથ! જિનેશ્વર દેવ! જેઓ પ્રથમ આપની શોભારૂપ હતા, તે બિચારા જુના સેવકોને અપમાન કરીને આપે હવે કેમ કાઢી મૂકયા છે? તેથી હવે આપની "શોભા વધે છે?" એમ શું આપ માનો છો? બીજા કેટલાક લોકો તો જેઓને ઘણો ઘણો આદર આપે છે, અને પોતાની પાસે બરાબર સાચવી રાખે છે, તેને જ આપે તો મૂળથી જ હડસેલીને કાઢી મૂકયા છે

વિરોધ પરિહાર—જુના સેવકોને ગમે તેટલા જુના હોય, તે જ્યારે દોષરૂપ-હરકત કરતા-થતા હોય, તો તેને કાઢી મૂકવામાંજ શોભા છે

[ મલ્લિ શબ્દની સામે હસ્તિ-મલ્લ શબ્દ [ कम द्रुन्मूल्ने हस्ति-मल्ल मल्लिममिष्टुम ।] ભક્તામરં ચૈત્ય વદનમા યોજાયેલો જોવાય છે. એટલે કે—મલ્લિનાથ પ્રભુ મલ્લ જેવા થઈને અઢાર દોષરૂપ પ્રતિમલ્લ સામે યુદ્ધમા ઝઝુમતા હોવાનું વર્ણન કરીને મલ્લિ-મલ્લ અને પ્રતિમલ્લ શબ્દોના શ્લેષો ગર્ભિત રીતે યોજી-બતાવી મલ્લિ નામની સાર્થકતા સૂચવી જણાય છે ]

જ્ઞાન-સ્વરૂપ અનાદિ તમારું
તે લીધું તમે તાણી.

વેચ્છિ ! પ્રભાવશાળી જૈનશાસનને તેમનાથી હાનિ ન પહોચો ' એમ ઇચ્છીએ છીએ વ્યક્તિગત રીતે ગમે તે વ્યક્તિ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તે એ જુદી વાત છે, અને તીર્થના પ્રતીકો સામેનો પ્રોટેસ્ટ તરીકે જે કાઈ પ્રવૃત્તિ કરે, તે દોષ રૂપ છે એમ કહેવાનો આશય છે ૮ મી ગાથાનો અર્થ બરાબર બ ધબેસતો લાગતો નથી વિદ્વાનો એ સ્વય વિચારવો

---

## ૧૯ શ્રી-મલ્લિ-નાથ-જિન-સ્તવન

ક્ષપક શ્રેણિની પૂર્ણતા' અઢાર દુષણ રહિત સર્વજ્ઞ વીતરાગ દેવપણુ

[પરમ નિશ્ચય નયની દૃષ્ટિથી આત્મધર્મની સ્વસમય સ્વરૂપે સિદ્ધિ પ્રાપ્ત કરવાથી આત્મા કેવળજ્ઞાન પામી સર્વજ્ઞ બને છે, ત્યારે અઢારેય દોષ દૂર થાય છે અને અઢાર દોષ વર્જિત વીતરાગ સર્વજ્ઞ આત્મા તીર્થંકર પણ થાય છે, તે આ સ્તવનમા બતાવેલ છે]

[રાગ-કાફી ' સેવક કિમ અવગણિયે ? હો ' -એ દેશી]

સેવક કિમ અવગણિયે ? હો !
મલ્લિ-જિન ' એ અબ શોભા સારી ?
અવર જેહને આદર અતિ દીયે,
તેહને મૂલ નિવારી, હો ! મલ્લિ૦ ૧

દશા જાગર=મોક્ષ માટેના સતત પ્રયત્નમા જાગ્રતી ઉજાગરતા=સાદિ અનત ભાગે આત્માની સદા સપૂર્ણ જાગ્રતી તુરિય=ચોથી અવસ્થા=આત્માની પરિસ્થિતિ રીસાણી-રીસાઇ ગઈ મનાવી=સમજાવી ]

૨ થી ૪ નિદ્રા' સ્વપ્ન જાગર અને ઉજાગર એ ચારમાથી ચોથી ઉજાગર અવસ્થા જ તમારી પાસે આવી, તેને તમે રાખી લીધી એટલે નિદ્રા અને સ્વપ્ન દશા અને ઉપલક્ષણથી જાગર દશા પણ રીસાઈ ગઈ એ વાત તમે જાણી છતા હે નાથ ! તમે તેને મનાવી જ નહી મનાવવા પ્રયત્ન પણ કર્યો જ નહી

ચાર શોકયમાથી એકને રાખી અને બીજી ત્રણનો ભાવ ન પૂછયો, એટલે જરૂર તે ત્રણને રીસ ચડે જ એવો સ્રોસ્વભાન લોક પ્રસિદ્ધ છે છતા તમે તેને મનાવવા પ્રયત્ન ન જ કર્યો જનારને જના દીધી આ પણ તમારી જૂના સેવકો માટેની કેટલી બેપરવાઈ ?

વિ૦ ૫૦ આથી, જાગર દશા આવી, એટલે ત્રણ દશાઓ ચાલી ગઈ ભલે ગઈ

૨ નિદ્રા ૩ સ્વપ્ન ૪ જાગ્રત એ ત્રણ દશા રૂપ ત્રણ દોષ ગયા

મમકિત સાથે સગાઇ કીધી,
સ-પરિવારશુ ગાઢી

જુઓ-અ જ્ઞાન-દશા રીસાવી
જાતા કાણ ન આણી હો ! મલ્લિ૦ ૨
[ તાણી=ખેચીને લઈ લીધુ અ જ્ઞાન દશા=અજ્ઞાન અવસ્થા રીસાવી=તેને રીસ ચડે એવું કર્યું, રીસ ચડાવ રાવી કાણુ ન આણી=મણુ ન માડી, પાછળ શોક ન કર્યો ]

૧ તમારૂ અનાદિ કાળનુ જ્ઞાન સ્વરૂપ જે કર્મના ભાગ નીચે દબાએલુ પડયુ હતું, તેને તમે નીચેથી ઉપર ખેચી લીધુ સર્વજ્ઞ થઈ ગયા, બસ તે વખતે જુઓને અજ્ઞાન દશાને આપે રીસાવી અને રીસાઇને ચાલી જવા લાગી અને ગઈ પણ ખરી, છતા તમે તો તેની મોકાણ પણ માડી નહિ તેની પાછળ શોકપ કર્યો નહી આ કેટલી બધી બેપરવાઈ ? એક જુનો સબધી જાય, તેનુ લેશ માત્ર દુ ખ પણ નહી !!

વિ૦ ૫૦ આપને કેવળજ્ઞાન થવાથી જે કાઈ અજ્ઞાન દશા હતી, તે મૂળથી જરાએ જરા ચાલી ગઇ તેનો અશ પણ રહી શકયો નથી, ૧ અજ્ઞાન દોષ ગયો ૨

નિદ્રા સુપન જાગર ઉજાગરતા
તુરિય અવસ્થા આવી
નિદ્રા સુપન દશા રીસાણી
જાણી, ન નાથ ! મનાવી હો ! મલ્લિ૦ ૩
[ નિદ્રા=કેધ. અભવ્ય=અભવ્ય જીવની મિથ્યાત્વયુક્ત અનાદિકાળની અજ્ઞાન-દશા સુપન=મોક્ષ માટે અનુત્થાન

બિચારા, ગરીબડા કરસાવી=શોષવી મુકવી નાખી, કૃશ કરી નો-કષાય=એ હાસ્યાદિ છ, ક્રોધાદિક મુખ્ય કષાયોને મદદ કરનારા હોવાથી નોકષાય કહેવાય છે શ્રેણિ=ગુણશ્રેણિ, ઉપશમ અને ક્ષપક શ્રેણિ ક્રમસર ચારિત્ર મોહનીય કર્મ ખપાવવાનો કાર્યક્રમ શરૂ કરવો, તે ક્ષપક શ્રેણિ અને ઉપશમાવવાનો કાર્યક્રમ શરૂ કરવો, તે ઉપશમ શ્રેણિ ગજ= હાથી ચઢતા=શ્રેણિ શરૂ કરતા, શ્રેણિરૂપી હાથી ઉપર ચઢતા. શ્વાનતણી ગતિ=કુતરાની ગતિ, કુતરાની પેઠે પૂછડી નમાવીને નાસવા માડયુ ઝાલી=પકડી ]

૬ થી ૧૧ હાસ્ય રતિ અરતિ શોક દુગચ્છા અને ભય એ બાપડા છ નો-કષાયો-ને કૃપાવી નાંખ્યા-દુબળા તેર કરી નાખ્યા, તેથી જ્યારે વળી આપ ક્ષપક શ્રેણિ રૂપ હાથી ઉપર ચડયા, એટલે તો તેઓને કુતરાની પેઠે પગ વચ્ચે પૂછડી ઘાલીને નાસવાની રીત પકડી લેવી પડી જગાયે એકેય ઉભો રહેવા ન પામ્યો બિચારા દુબળા થઈ ગયા અને છેવટે તેઓને ભૂડે હાલે નાસવુ પડયુ આમ જ્ના સેવકો ઉપર હે ભગવત ! ગજબ તે ગુજરાય ?

૬ વિ૦ પ૦ હાથી ઉપર ચડવાનુ ભાગ્ય પ્રાપ્ત થાય પછી કુતરા કોણ રમાડે ?

૬ થી ૧૧ હાસ્ય રતિ અરતિ શોક ભય અને દુ-ગચ્છા એ છ દોષ ગયા ૫

મિથ્યા-મતિ અપરાધણુ જાણી,
વરથી બાહિર કાઢી હો ! મલ્લિ૦ ૪

[ સમકિત=શુદ્ધ સમ્ય્ક દર્શન, સાચી શ્રદ્ધા સ-પરિવારશું=પરિવાર સાથે અપરાધણુ=ગુન્હેગાર. ગાઢી=દૃઢ, મજબૂત મિથ્યા મતિ=જૂઠી શ્રદ્ધા, અવળી બુદ્ધિ. ]

૫ વળી, અધૂરામા પૂરુ કુટુબ કબિલાના પરિવાર સહિત એવા શુદ્ધ સમકિત ગુણ સાથે આપે ગાઢી સાહિ અનંતકાલ સુધીની સગાઈ બાધી લીધી એટલે પછી તો મિથ્યા બુદ્ધિને ગુન્હેગાર માનીને, તમે તેને ઘરથી બહાર જ કાઢી મૂકી, અરર ! કેટલો બધો જુલમ ગુજાર્યો !

ઉપશમ, સ વેગ, નિર્વેદ, આસ્તિક્ય, અને અનુકપા તથા બીજી રીતે ૬૭ ભેદો, એ સઘળા સમકિત ગુણનો પરિવાર છે તે બધા સાથે તમે ગાઢ સગપણ બાધ્યુ

વિ૦ ૫૦ ક્ષાયિક સમ્યક્ત્વ ગુણ પ્રાપ્ત થયો, એટલે મિથ્યાત્વને ચાલ્યા જવુ પડયુ

મિથ્યાત્વ દોષ ગયો ૪

હાસ્ય૰ અ રતિ રતિઃ શોક,
દુગછા ભય૰ પામર કરમાવી,
નોકપાય શ્રેણિ ગજ ચઢતા,
શ્વાન તણી ગતિ ઝાલી હો ! મલ્લિ૦ ૫

[ હાસ્ય=હસવુ અરતિ=નાખુશી રતિ=આનદ શોક=ચિતા દુગચ્છા=અણગમો ભય=બીક પામર=

બિચારા, ગરીબડા કરસાવી=શોષવી મુકવી નાખી, કૃશ કરી નો–કષાય=એ હાસ્યાદિ છ, ક્રોધાદિક મુખ્ય કષાયોને મદદ કરનારા હોવાથી નોકષાય કહેવાય છે. શ્રેણિ=ગુણશ્રેણિ, ઉપશમ અને ક્ષપક શ્રેણિ ક્રમસર ચારિત્ર મોહનીય કર્મ ખપાવવાનો કાર્યક્રમ શરૂ કરવો, તે ક્ષપક શ્રેણિ અને ઉપશમાવવાનો કાર્યક્રમ શરૂ કરવો, તે ઉપશમ શ્રેણિ ગજ= હાથી ચઢતા=શ્રેણિ શરૂ કરતા, શ્રેણિરૂપી હાથી ઉપર ચઢતાં શ્વાનતણી ગતિ=કુતરાની ગતિ, કુતરાની પેઠે પૂછડી નમાવીને નાસવા આડવુ ઝાલી=પકડી ]

૬ થી ૧૧ હાસ્ય રતિ અરતિ શોક દુગચ્છા અને ભય એ બાપડા છ નો–કષાયો–ને કૃષાવી નાખ્યા–દુબળા તા કરી નાખ્યા, તેથી જ્યારે વળી આપ ક્ષપક શ્રેણિ રૂપ હાથી ઉપર ચડયા, એટલે તો તેઓને કુતરાની પેઠે પગ વચ્ચે પૂછડી ઘાલીને નાસવાની રીત પકડી લેવી પડી જરાયે એકેય ઉભો રહેવા ન પામ્યો બિચારા દુબળા થઈ ગયા અને છેવટે તેઓને ભૂંડે હાલે નાસવુ પડયુ આમ જતા સેવકો ઉપર હે ભગવત ! ગજબ તે ગુજરાય ?

૬ વિ૦ ૫૦ હાથી ઉપર ચડવાનુ ભાગ્ય પ્રાપ્ત થાય પછી કુતરા કોણ રમાડે ?

૬ થી ૧૧ હાસ્ય: રતિ અરતિ શોક ભય અને દુ-ગચ્છા એ છ દોષ ગયા ૫

રાગ દ્વેષ અવિરતિની પરણુતિ
એ ચરણ-મોહના યોધા
વીત રાગ-પરિણુતિ પરિણમતા,
ઊઠી નાઠા બોધા હો ! ભવિ૦ ૬

[ રાગ=પ્રેમ દ્વેષ=ક્રોધ અવિરતિ=અસંયમ-પરિણુતિ=આત્માના પરિણામ ચરણુ-મોહના=ચારિત્ર મોહનીય કર્મના યોધા=લડવૈયા સુભટો વીતરાગ-પરિણુતિ=રાગદ્વેષ રહિત પણે આત્માનું રૂપાન્તર થવું તે. પરિણમતા=રૂપાન્તર થતા બોધા=જાતેજ ચેતી ગયેલા ]

વીતરાગ પરિણુતિ આપમા પરિણમવા લાગી કે-રાગ દ્વેષ અને અવિરતિ પરિણતિ રૂપ ચારિત્ર મોહનીય કર્મના મોટા મોટા યોદ્ધાઓ ચેતી ગયા, કે "હવે આપણુ અહીં કાઇ ચાલશે નહી" એમ બોધા-સમજી ગયેલા-ઉઠીને પોતાની મેળે જ નાસી ગયા સઘળા ક્રોધાદિક કષાયો નાશ પામ્યા વિ૦ ૫૦ ઘરના સાચા યોદ્ધાઓ જાગ્યા, એટલે શત્રુના યોદ્ધાઓએ અગાઉથી ચેતીને રફુચક થઇ જવુ જોઇએ.

૧૨ અવિરતિ પરિણામનો દોષ ગયો

વેદોદય-કામા-પરિણામા,
કામ્ય-કર્મ સહુ ત્યાગી,
નિ કામા કરુણા-રસ-સાગર !
અનંત-ચતુષ્ક-પદ પાગી હો ! ભવિ૦ ૭

[ વેદોદય=પુરુષ સ્ત્રી અને નપુંસક એ ત્રણ વેદ-નોકષાય ચારિત્ર મોહનીય કર્મનો ઉદય, કામાપરિણામા=કામવાસનાનુ પરિણામ જગાડનારા કામ્યકર્મ=કામનાથી કરવાના કામો નિકામા=નિષ્કામી, નિરીહ કરુણા—રસ સાગર=દયા રૂપી રસ-પાણીના સમુદ્ર! અનંત -ચતુષ્ક-પદ=અનંત ચારનુ સ્થાન -અનંત જ્ઞાન અનંત દર્શન અનંત ચારિત્ર અનંત વીર્ય એ ચારનું સ્થાન સયોગી ગુણસ્થાનક પાગી=પગમા આવીને પડયા ( स पाइग प्रा० पायग गु पागी, પગમા આવીને પડનાર ]

૧૨ પુરુષ સ્ત્રી અને નપુંસક એ ત્રણ વેદનો સુંદર ઉદય મન ગમતી સુંદર કામ વાસના સ્વરૂપે પરિણમનારો છે પણ વાસનાને આધીન થવારૂપ દરેકેદરેક કામ્ય—કામ આપે છોડી દીધુ, અને નિષ્કામી બની ગયા એટલે હે કરુણા-રસના સાગર! અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્ય, એ ચાર અનંત ચતુષ્કના ખજાના ઉન-ટાના આપના પગની પાસેજ આવીને પડયા

વિ૦ ૫૦ નવમે ગુણસ્થાનકે ક્ષપક શ્રેણિમા ત્રણેય વેદના ઉદય, બધ અને સત્તાનો ક્ષય કર્યો હોય છે એ રીતે, સર્વ-કામ્ય કર્મનો ત્યાગ કર્યો, છતાએ ત્રણ ગયા એવામા વગર ઇચ્છાએ અનંત ચતુષ્કની સમૃદ્ધિ આવીને આપના પગમા પડી અને પ્રભુ ભાવ કરુણાના સાગર બની ગયા જેને લીધે તીર્થ પ્રવર્તાવ્યુ અને ભવ્ય જીવોને બોધ આપ્યો

૧૪ વેદોદય દોષ નાશ પામ્યો ૭

દાન-વિઘન=વારી, સહુ-જનને
અભય-દાન-પદ-દાતા
લાભ-વિઘન જગ-વિઘન-નિવારક !
પરમ-લાભ-રસ-માતા હો ! મલ્લિ૦ ૮

[ દાન-વિઘન=દાનાન્તરાય કર્મ વિઘન=અંતરાય કર્મ. વારી=દૂર કરી અ-ભય-દાન-પદ-દાતા=અભયદાનનું પદ. પદના-સ્થાનકના દાતા, દયાના પ્રચાર કરનારા લાભ-વિઘન=લાભાન્તરાય કર્મ જગ-વિઘન=જગતમા વિઘ્ન સમાન નિવારક=દૂર કરનાર. પરમ-લાભ-રસ-માતા= ઉંચામા ઉંચા આત્મગુણ નિધાનના લાભના આનંદમા મસ્ત]

૧૫-૧૬ દાનાન્તરાય કર્મનો ક્ષય કરીને આપ સર્વ પ્રાણીઓને અભયદાન પદના આપનારા થયા જગત્મા વિઘ્ન રૂપ લાભાન્તરાય કર્મના નિવારક ! હે પ્રભો ! આપ આત્મ ગુણોના સંપૂર્ણ વિકાસરૂપ પરમ લાભના આનંદમા મસ્ત થઈને મ્હાલી રહ્યા છો

૧૫ દાનાન્તરાય અને ૧૬ લાભાન્તરાય દોષો ગયા ૮

વીર્ય-વિઘન પંડિત-વીર્યે હણી,
પૂરણ-પદવી-યોગી
ભોગોપભોગ દોય-વિઘન નિવારી,
પૂરણ-ભોગ-સુભોગી હો ! મલ્લિ૦ ૯

વીર્ય-વિઘન=વીર્યાન્તરાય કર્મ પંડિત-વીર્યે=ઉત્તમ આત્મિક વીર્ય વડે હણી=નાશ કરી પૂરણ-પદવી-યોગી= પૂર્ણ બળથી મળતી મોક્ષ પદવી સાથે જોડાયા ભોગો-પભોગ=ભોગાન્તરાય કર્મ અને ઉપભોગાન્તરાય કર્મ એક વાર ભોગવાય તે ભોગ, અને વારવાર ભોગવાય તે ઉપભોગ. નિવારી=અટકાવી પૂરણ-ભોગ-સુ-ભોગી=પૂર્ણ ભોગ અને ઉપભોગના સારી રીતે ભોગવનારા ]

૧૭-૧૮-૧૯ પંડિત વીર્યે-ઊંચી કોટિના આત્મિક-વીર્ય વડે-વીર્યાન્તરાય કર્મનો ક્ષય કરીને આપ પૂર્ણ પદવી-વાળા યોગી થયા ભોગાન્તરાય અને ઉપભોગાન્તરાય એ બેય અન્તરાય કર્મોનો ક્ષય કરી, આપ પૂર્ણ આત્મિક સુખ રૂપી ઉત્તમ ભોગના સુંદર ભોગી બન્યા છો

૧૭ વીર્યાન્તરાય ૧૮ ભોગાન્તરાય અને ૧૯ (?) ઉપભોગાન્તરાય: કર્મ દોષ ગયા ૯

એ અઢાર-દૂષણ-વરજિત-તનુ
મુનિ જન-વૃંદે ગાયા.
અ-વિરતિ-રૂપક દોષ-નિરૂપણ
નિર્દૂષણ-મન-ભાયા હો ! મલ્લિ૦ ૧૦

[અઢાર-દૂષણ-વરજિત-તનુ=અઢાર દોષથી રહિત શરીર વાળા મુનિ જન-વૃન્દે=મુનિઓના સમૂહે ગાયા= ગવાયેલા, સ્તવાયેલા રૂપક=અલંકાર અ વિરતિ=અસંયમ

દોષ-નિરૂપણ=દોષોનું વર્ણન નિર્દૂષણ=નિર્દોષ, મન-લાગ્યા=મનમા ગમ્યા. ]

એ અઢાર દોષ વગરના આત્મા યુક્ત-શરીર ધારી હોવાથી કેવળજ્ઞાની આપ તીર્થંકર ભગવાનના ગુણગાન મુનિઓના સમૂહો કરવા લાગ્યા હતા.

રૂપક અલંકાર વડે અસયમ વિગેરે દોષોનુ નિરૂપણ-વર્ણન કરવામાં આવ્યુ છે અઢાર દોષ રહિત થવાથી ખરી રીતે-નિર્દોષ-ગુણના ભંડાર-એવા આપ સૌના મનમાં ખૂબ ગમી ગયા છો-ત્રિલોકને પૂજ્ય લાગ્યા છો-ત્રિલોક પૂજ્ય થયા છો ૧૦

> ઇણ-વિધ પરખી, મન-વિસરામી-
> જિન-વર-ગુણ જે ગાવે,
> દીન-બંધુની મહેર-નજરથી
> આનન-ઘન-પદ પાવે હો! મલ્લિ૦ ૧૧

[ ઇણ-વિધ=એ રીતે પરખી=પરીક્ષા કરી મન-વિસરામી=મનના વિસામા રૂપ દીન-બન્ધુ=દીનોના-ગરીબોના બંધુ મહેર-નજર=કૃપા ભરી દૃષ્ટિથી આનંદ ઘન-પદ=મોક્ષ. પાવે=પામે છે ]

મનમા શાંતિ સંતોષ અને આનંદ થાય, તેવા સર્વ ગુણથી જિનેશ્વર દેવના ગુણોની,એ પ્રમાણે અઢાર દોષ રહિત દેવપણાના જેઓ તેમના ગુણ ગાય છે, તેઓ દીનબંધુ

શ્રી જિનેશ્વર પ્રભુની કૃપા દૃષ્ટિથી આનંદઘન–પદ–મોક્ષ–પ્રાપ્ત કરે છે ૧૧

ભાવાર્થ —૧ અજ્ઞાન, ૨, નિંદ્રા, ૩ તંદ્રા, ૪ જાગ રદશા, ૫ મિથ્યાત્વ, ૬ હાસ્ય, ૭ રતિ ૮ અરતિ, ૯ શોક ૧૦ ભય, ૧૧ દુર્ગંછા, ૧૨ સ્ત્રીવેદ, પુરુષવેદ નપુંસકવેદ એ ત્રણ વેદનો ઉદય ૧૩ રાગ દ્વેષ અને અવિરતિની પરિણતિ, ૧૪ દાનાંતરાય, ૧૫ લાભાંતરાય ૧૬ ભોગાંતરાય, ૧૭ ઉપભોગાન્તરાય ૧૮ વીર્યાન્તરાય

આ અઢાર દૂષણો જવાથી કેવલજ્ઞાન ઉજાગર દશા સમકિત સમભાવ એવદીપણુ યથાખ્યાત ચારિત્રરૂપ સર્વ વિરતિ અનંત દાન અનંત લાભ અનંત ભોગ અનંત ઉપભોગ અનંત વીર્ય એ પાંચ લબ્ધિઓ એ ગુણો પ્રગટ થાય છે

દોષો સાથે, રીસાઇ જનારી નઠારી સ્ત્રી, ગુન્હેગારણ, કુતરા, યોધા વિગેરે રૂપક ઘટાવ્યા છે

"અઢાર દોષ રહિત દેવ સ્વીકારવા જોઈએ" જેમાં એ દોષો હોય, તે સાચો દેવ કેમ ગણી શકાય ? એ અઢાર દોષ રહિત, તે સાચા દેવ સમજવા. પછી, ગમે તે વ્યક્તિ અને ગમે તેવી વ્યક્તિ હોય.

એ અઢાર દોષ ચાલ્યા જવાથી તીર્થંકર થવાય છે જે આત્માએ સર્વજ્ઞ, તીર્થંકર કે સ્વરૂપસ્થ થવું હોય, તેમણે એ અઢાર દોષનો નાશ કરવો જોઈએ આ સ્તવનમાં પણ સહેજ હાસ્ય રસની છાયા જણાયા વિના રહેતી નથી

---

## ૨૦ શ્રી–મુનિ–સુવ્રત–જિન–સ્તવન

### જુદા જુદા દર્શનકારોની આત્માની માન્યતા પ્રમાણે મોક્ષ' અને બંધ. ઘટી શકે નહીં તો આત્મદ્રવ્ય કેવું માન્યું હોય,તો તેનો મોક્ષ ઘટી શકે? તે' અને પરમાર્થિક આત્મતત્ત્વઃ

[ સર્વજ્ઞ–સર્વદર્શિ થયા પછી નિર્મળ આત્માની મોક્ષ દશા કેવી રીતે ઘટી શકે? તે જુદા જુદા દર્શનોની માન્યતા રજુ કરીને સમજાવેલ છે કેમકે આત્માના સ્વરૂપ ઉપર જ બંધ અને મોક્ષ ઘટવાનો આધાર છે ]

[ રાગ–કાફી–' આધા આમ પધારો પૂજ્ય " એ દેશી ]

" શ્રી–મુનિ–સુવ્રત–જિન રાજ !
એક મુજ વિનતિ નિસુણો શ્રી મુ૦
" આતમ–તત્ત્વ કયું જાણું ? જગત્–ગુરુ
એહ વિચાર મુજ કહિયો
આતમ–તત્ત્વ જાણ્યા વિણ નિર્મળ-
ચિત્ત–સમાધિ ન વિ લહિયો " શ્રી મુ૦ ૧

[નિસુણો=સાભળો આતમ તત્ત્વ=આત્મતત્ત્વનું શુદ્ધ સ્વરૂપ ચિત્ત–સમાધિ=મનમા શાંતિ અથવા મનની શાંતિ. મોક્ષ અવસ્થા પણ સમાધિ કહેવાય છે ]

"હે મુનિ સુવ્રત! જિનરાજ ! મારી એક વિજ્ઞપ્તિ આપ સાભળો હે જગદ્ગુરુ ! શુદ્ધ આત્મા તત્ત્વરૂપે કેવો છે ? અને

તે શી રીતે સમજી શકાય ? એનો વિચાર મને—સાધકને કહો. કેમકે—આત્મ તત્ત્વ જાણ્યા વિના ચિત્તની નિર્મળ સમાધિ મળી શકે નહી." ૧

મુનિ અને સુવ્રત, શબ્દમાથી રાગ દ્વેષ મોહ વિના કેવળ આત્મતત્ત્વજ્ઞાનમાં લીન થઈને મુનિપણાનો, અને સારા સારા વ્રતોનો ધ્વનિ ઉઠે છે તેથી આ સ્તવનમા આત્માને મુનિ અને સુવ્રતધારી બનાવવાનો મુનિ સુવ્રત નામમા શ્લેષથી ધ્વનિ છે

કોઇ "અબધ આતમ-તત્ત્વ" માને
કિરિયા કરતો દીસે
"કિરિયાતણુ ફલ કહો કુણ ભોગવે ?"
ઇમ પૂછ્યુ, ચિત્ત રીસે શ્રી મુ૦ ૨

અ-બધ=બધ રહિત, કર્મના બધ રહિત દીસે= દેખાય ચિત્તમા=મનમા રીસે=ખીજાય ]

કોઇ વાદી આત્માને "કર્મ બધ રહિત-નિર્લેપ છે" એમ એકાંતે માને છે

विगुणो न बध्यते, न मुच्यते ।

અર્થ —સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણથી રહિત આત્મા બધાતોયે નથી, અને મુક્ત પણ થતો નથી

આમ માનવા છતાં, પોતાના સમ્પ્રદાય અનુસાર તેઓ ધાર્મિક ક્રિયા કરતા દેખાય છે તેને એમ પૂછીએ, કે—"કહો ભાઈ! તમે કરો છો તે ક્રિયાનુ ફળ કોણ ભોગવશે ? કેમકે—

આત્મા ઉપર કર્મના બધન રૂપ કોઈ જાતની અસર તો થતી નથી તો પછી તે કર્મના બંધન તોડનારી ક્રિયાનુ ફળ તેને કેવી રીતે લાગુ પડશે ?" પણ એમ પૂછવાથી તેનો યોગ્ય ખુલાસો તે કરી શકશે નહી પણ ઊનટામા, મનમાં રીસ ચડાવશે કેમકે–તેની પાસે તેનો ખરો જવાબ નથી એ મૂઝવણ તે રીસ રૂપે પૂછનાર ઉપર કાઢશે ત્રણગુણરહિત સિદ્ધ પરમાત્માનો જીવ બધાતો નથી તેમજ તેને મુક્ત થવાપણુ પણ નથી એમ એક અપેક્ષાએ એ વાત ખરી છે પણ એકાંતથી પકડી બેસનાથી આ રીતે તેને રીસ કરવાનો વખત આવેછે ૨

"જડઃ ચેતન એ આતમ એક જ
સ્થાવરઃ જગમ સરિખો"
સુખ–દુઃખ–સકર–દૂષણ આવે
ચિત્ત વિચારી, જો પરીખો શ્રી મુ૦ ૩

[ સ્થાવર=સ્થિર જગમ=ગતિશીલ, ચર સરિખો=જેવો સકર=સકર નામનો દોષ, અવ્યવસ્થા ખોટી રીતનું મિશ્રણ. પરીખો=પરીક્ષા કરીને ]

કોઇ કહે છે, કે–" જડ અને ચેતન એ સૌ આત્માઓ જ છે સ્થિર પદાર્થો અને ગતિશીલ પદાર્થો સૌ એક સરખા જ છે જડ અને ચેતન જુદા નથી જ"

જો મનમાં બરાબર વિચાર કરીને એ મતની પરીક્ષા કરશો, તો તમને તેમાં સુખ અને દુઃખનો સકર થઈ જવાનો દોષ આવતો જણાશે

સકર દોષ તે કહેવાય છે, કે—જુદા જુદા પદાર્થોનાં જુદા જુદા લક્ષણ—તેને ઓળખવાની નિશાનીઓ—હોય છે તે નિશાનીઓ—લક્ષણો—તે જુદા જુદા પદાર્થો સિવાય કોઈ ત્રીજી વસ્તુમાં ભેગા જોવામાં આવે, તો તે સકર દોષ ગણાય છે આત્માનુ લક્ષણ અને પુદ્ગલનુ લક્ષણ, એ બન્નેયના જુદા જુદા લક્ષણ કર્યા પછી, કોઈ ત્રીજા પદાર્થમાં બન્નેયના એ લક્ષણ ઘટતાં દેખાય, તો તે લક્ષણ સકર દોષવાળા ગણાય છે કેમકે—એ લક્ષણથી એ પદાર્થને બેમાથી કયા સ્વરૂપે ઓળખવો ? તેનો ગોટાળો થાય છે એજ પ્રમાણે—ચેતન આનદમય છે જડ આનદ રહિત છે સુખનુ કારણ ચેતનાદિ ગુણો છે દુ ખનુ કારણ જડનો સબધ છે જો જડ. અને ચેતન ને જુદા જુદા માનવામાં ન આવે, તો સુખ અને દુ ખનુ ખરુ કારણ કોણ છે ? તેની સ્પષ્ટતા થતી નથી તેથી સુખી થવા ઇચ્છનારે શુ કરવુ ? તે માટે કોઈ સ્પષ્ટ ઉપાય બતાવી શકાશે નહી માટે ગોટાળો—સકર દોષ આવશે. ૩

એક કહે, "નિત્ય જ આતમ તત્ત"
આતમ-દરિશણ-લીનો
કૃત-વિનાશ' અકૃતાડઽગમ દૂષણ
નવિ દેખે મતિ-હીણો શ્રી મુ૦ ૪

[ નિત્ય=કાયમી, ફેરફાર વગરનું, નાશ વગરનુ આતમ-દરિશણ લીનો=આત્મ દર્શનમા લીન, બ્રહ્મતત્ત્વ દર્શનમા—વેદાતમાં લીન, તે દર્શનના અભ્યાસી કૃત-

વિનાશ=કરેલી પ્રવૃત્તિનો નિષ્ફળ નાશ અ-કૃતા ડગમ=
ન કરેલા કાર્યના ફળની પ્રાપ્તિ મતિ-હીણો=અલ્પ
બુદ્ધિવાળો ]

એકાન્તથી આત્મદર્શનમા લીન થયેલા કેવલાદ્વૈતવાદી–
એકવાદી–કહે છે,કે–"આતમ–તત્ત્વ કુટસ્થ નિત્ય પદાર્થ છે"

પરંતુ કૃતનાશ અને અકૃતા ડગમ એ બે દોષ એ અલ્પ
તત્ત્વચિતક-એકાન્તવાદી હોવાથી જોઈ શકતા નથી

પદાર્થ વિષે એકાન્ત નિત્યતા માનવામા કાર્ય–કારણ–ભાવ
સભવી શકે જ નહી નિત્ય પદાર્થ ન કાર્યરૂપ હોઇ શકે, ન
કારણરૂપ બની શકે તો પછી, રોજ બરોજ જગત્‌મા જે જે
ઘટનાઓ બને છે, તે કારણ વિના જ બનવી જોઈએ, અને
તેમાથી પણ કાઇ નવુ ફળ ઉપજવુ ન જોઇએ બીજ વિના
ફળ મળવુ જોઇએ, અને ફળમાથી નવુ ફળ ન થવુ જોઈએ
પરંતુ જગત્‌મા એમ બનતુ નથી જેવાતું માટે એમની
એ વાત ખોટી છે નિત્ય આત્માને ભવ અને મોક્ષ તથા
તેના કારણો ઘટી શકે નહી ૪

સૌગત–મત–રાગી કહે વાદી –
"ક્ષણિક એ આતમ જાણો"
બંધ મોક્ષ સુખ દુખ નવિ ઘટે
એહ વિચાર મન આણો શ્રી સુ૦ ૫

[સૌગત–મત રાગી=બૌદ્ધ મતના અનુયાયી. વાદી=
વાદ નિપુણ, પક્ષકાર ક્ષણિક=ક્ષણમાત્ર ટકનારો ]

બૌદ્ધ મતના રાગીએના કોઇ એકાન્ત વાદી કહે છે,
આત્મા ક્ષણિક છે, એમ જાણો" તો "તેથી પણ આત્માને
મોક્ષઃ સુખ' દુખ. ઘટી શકશે નહી " એ વિચાર
ા કરી જુઓ
ક્ષણિક પદાર્થમા પણ કાર્ય-કારણ ભાવ ઘટી શકતો નથી
બધ' અને મોક્ષ' વિગેરે ઘટી શકતા નથી કેમકે-બાધ
માત્મા જે ક્ષણે હતો, તે બીજી ક્ષણે નથી પછી કર્મોથી
થનાર કોણ? બાનનાર જો કાયમ રહે, તોજ તેને મુક્ત
ા વારો આવે ૫

"ભૂત-ચતુષ્ક-વર્જિત-આતમ-તત્ત-
સત્તા અનગી ન વટે "
અધ શકટ જો નજરે ન દેખે,
તો શુ કીજે શકટે ? શ્રી મુ૦ ૬

[ ભૂત-ચતુષ્ક વર્જિત-આતમ-તત્ત-સત્તા=ચાર
વિના આતમ તત્ત્વ કોઇ જુદો પદાર્થ નથી-પૃથ્વી
ી વાયુ અને તેજ અગ્નિ એ ચાર ભૂત શકટ=ગાડુ ]
પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિ, એ ચાર ભૂત સિવાય
મા નામનો કોઇ પણ પાચમો પદાર્થ તેનાથી જુદો વિદ્ર-
જગત્મા નથી જ પરતુ, ચાર્વાકોનુ આ કહેવુ તદ્દન
; છે કેમકે-એક આધળો માણસ પોતાની સામે પડેલા
ને દેખી જ શકે નહી, તો પછી તે ગાડુ જગત્મા વિદ્ય-

માન હોવા છતાં તેનો તે આંધળો માણસ ઉપયોગ કરી શક
નથી એને માટે એ ગાડુ હોવા છતા, પણ નકામું જ છે
હોવા બરાબર છે

ચૈતન્ય જન્ય લાગણી પૂર્વકની પ્રવૃત્તિ અને નિવૃ
થતી હોવાથી આત્મા જગત્મા સાબિત હોવા છતા, તે
માનનાર એ બાપડો આત્મ વિકાસનો લાભ મેળવી શકતો
નથી યોગીઓને જ આનદ પ્રાપ્ત થાય છે, તે તેને
નકામો છે તેને માટે વિશેષે શુ કહેવુ ? છતી વસ્તુ ન દેખે
એની કમનસીબી જ છે, અથવા આત્મા અરૂપી છે
ભૂત તેના કરતા જુદા ન હોવાથી તે પણ અરૂપી હો
જોઈએ તેથી શરીર આદિ ભૂત ચતુષ્ટયનુ બનેલું ગાડુ
અરૂપી થયુ તો પછી તે બિચારો તેનો શી રીતે ઉપ
કરી શકે ? ૬

એમ અનેક–વાદિ મત–વિભ્રમ–
સકટ–પડિયો, ન લહે
ચિત્ત–સમાધિ તે માટે પૂછુ,
તુમ વિણ તત્ત કોઈ ન કહે." શ્રી સુ૦

[અનેક–વાદિ–મત વિભ્રમ–સકટ–પડિયો=અ
વાદીઓના મતોથી ઊભી થયેલી મતિ ભ્રમણા રૂપી જાળ
કષ્ટમા ફસાયેલો લહે=જાણી શકે ચિત્ત–સમાધિ=મન
શાંતિ તત્ત=તત્ત્વ ]

એ પ્રમાણે અનેક વાદીઓનાના જુદા જુદા મત ભેદોથી ઉભી થયેલી મતિભ્રમણા રૂપી જાળના કષ્ટમા ફસાએલો સાધક મનમા સમાધાન–સમાધિ એટલે શાંતિ પામી શકતો નથી તેનુ મન સશયમા પડે છે તેથી "નિશ્ચિત કર્તવ્ય શુ કરવુ અને શુ ન કરવુ ? તે નક્કી કરી, તેનો માર્ગ લઈ શકતો નથી તે માટે હું આપને જ આતમ તત્ત્વ વિષે પ્રશ્ન કરુ છુ કેમકે–આપ વિના સાચુ તત્ત્વ કોઈ કહી શકતું નથી ૭

વળતુ જગ ગુરુ એણી પરે ભાખે,
પક્ષ પાત સબ છડી
"રાગ-દ્વેષ–મોહ–પખ-વર્જિત
આતમશુ રઢ મડી, શ્રી સુ૦ ૮

[ વળતુ=પછી પક્ષ પાત=એકતરફીન્યાય પખ=પક્ષ વર્જિત=રહિત રઢ=દઢતા પૂર્વક મડી=લીન થઈ ]

ત્યાર પછી, રાગ' દ્વેષ: મોહ' અને પક્ષ વગરના આત્મામા લયલીન થયેલા જગત્ ગુરુ કે જેણે દરેક પ્રકારનો પક્ષપાત છોડી દીધો છે,તે આ રીતે બોલ્યા, કે–રાગ' દ્વેષ, મોહ: અને પક્ષ' રહિત આત્મા સાથે એકતાન થઇ —૮

આતમ-ધ્યાન કરે જે કોઉ,
સો ફિર ઇણમેં ના ડ્ડવે,
વાગ્જાળ બીજુ સહુ જાણે
એહ તત્ત્વ ચિત્ત ચાવે" શ્રી સુ૦ ૯

[ વાગ્જાળ=શબ્દ જાળ ચિત્ત ચાવે=ચિત્તમાં આવે, -ચિંતવે, મનન કરે ]

જે કોઇ મોક્ષાર્થી જીવ આત્માનું ધ્યાન કરે, તે ફરીથી આ સંસારમા અથવા પક્ષપાતમા અથવા વાદીઓના મતોરૂપી વિભ્રમના ચક્રમા પડશે નહી બસ એ સિવાય સઘળુંયે માત્ર શબ્દ જાળ છે એમ જાણીને એ આત્મ તત્ત્વમા જ ચિત્તને એકાગ્ર કરવુ આત્મા છે, તેનો વિકાસ થાય છે, અને તેના પ્રયત્નો કરવામા લાગી જવુ, એજ માર્ગ છે તેમાં બધા સમાવાનો આવી જય છે ૯

જેણે વિવેક ધરી, એ પખ ગ્રહિયો,
તે તત્ત્વ જ્ઞાની કહિયે!"
શ્રી-મુનિ-સુવ્રત! કૃપા કરો તો,
આનંદ-ઘન-પદ લહિયે શ્રી મુ૦ ૧૦

[ ગ્રહિયો=લીધો, ગ્રહણ કર્યો તત્ત્વ-જ્ઞાની=તત્ત્વ જાણનાર લહિયે=મેળવીએ ]

આ રીતે સત્ય અને અસત્ય, સ્વ અને પરઃનો વિવેક વ્હેચણ-કરીને જે પુરુષ આ આત્મજ્ઞાનનો પક્ષપાતી બનશે, તેને જ તત્ત્વજ્ઞાની-સત્ય તત્ત્વ જાણનાર-કહેવો જોઇએ તો, હે મુનિ સુવ્રત પ્રભુ! જો આપ કૃપા કરો, તો એવો તત્ત્વ જ્ઞાની થઇને હુ આનંદઘન પદ-મોક્ષ-પ્રાપ્ત કરુ ૧૦

ભાવાર્થ —આત્મા દોષ વાળો થઈ શકે છે તેથી કર્મનો બંધ તેને થાય છે અને દોષોથી રહિત-મુક્ત પણ

થઇ શકે છે એક જ આત્મામા આ બે બાબત કેવી રીતે ઘટી શકે ? એ સમજવાને આત્મ દ્રવ્યના સ્વભાવ તથા ગુણ કેવા છે ? તેનો વિચાર કરી જોવાથી તેનુ સમાધાન મળી શકે છે

જ્યારે આત્માનો વિચાર કરવા બેસીએ છીએ, ત્યારે જગત્મા અનેક વિચારકો આત્માનુ જુદુ જુદુ સ્વરૂપ કહે છે પરતુ એ એકેય ઘટતુ નથી તો સાચુ સ્વરૂપ કેવુ છે ? તે નક્કી કરી લેવુ જોઈએ

કોઈ "આત્માને નિર્લેપ બધન રહિત માને છે" તો, તેને બધનથી છોડાવવા કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ-ક્રિયા કરવાની જરૂર રહેતી નથી છતા પોતાના આત્માનો મોક્ષ કરવા માટે પોતાના ધર્મનો અને તેના આચારોનો પ્રચાર કરે છે, અને પોતે કરે છે-આચરે પણ છે એ રીતે તેની વાતમા પરસ્પર વિરોધ આવે છે બધ રહિત આત્માને છોડાવવા ધર્માનુષ્ઠાનો કરવાની જરૂર નથી કેમકે-તે પ્રયત્ન નકામો છે

કેટલાક, જગત્મા સ્થાવર રૂપ-જડ પદાર્થો અને ચેતનાવાળા જીવો રૂપ-જગમ પદાર્થો ને એક સરખા માને છે તો પછી જડની જેમ ચેતન પદાર્થોનેય સુખ દુ ખ ન થવા જોઇએ, અથવા જડને પણ સુખ દુ ખ થવા જોઈએ. આ રીતે સકર દોષ લાગે છે

કેટલાક કહે છે, કે "પરમ બ્રહ્મરૂપ નિત્યજ આત્મા છે" તો, તે નિત્ય પદાર્થોમા કોઈ ફેરફાર થાય જ નહી

છતા, તેઓ જે ધાર્મિક અનુષ્ઠાનો કરે છે, તે નકામા જવા જોઈએ, અને તે કરવાથી તેને જે આત્માનંદ વિગેરે મળે છે, તે કયાંકથી એમને એમ આવી પડેલો હોવો જોઈએ ! એવા ઘણા મોટા દોષો લાગે છે તેથી, તેના મતે પણ આત્માને બંધ અને મોક્ષ ઘટી શકે નહી

બૌદ્ધ દર્શનના ક્ષણિકમતથી પણ આત્મામાં બંધ અને મોક્ષ ઘટી શકતા નથી કેમકે બાંધનાર આત્મા નષ્ટ પામ્યો, પછી નવા આત્માનો મોક્ષ કોનાથી ? એક આત્માવિના બન્નેય ઘટી શકશે નહી તો પછી ધર્મોપદેશ અને તેના આચારોનો પ્રચાર શા માટે ? તથા તે આચરવાથી ફાયદો પણ શો ? બાંધનાર તેજ ક્ષણે નષ્ટ થયો છે અને મોક્ષ પામવાના ક્ષણે વિદ્યમાન આત્મા કર્મ બાંધતી વખતે વિદ્યમાન ન હોતો માટે બંધ મોક્ષ દુખ સુખ ઘટી શકતા નથી

"ચાર ભૂત સિવાય પાચમો આત્મા પદાર્થ જ નથી" એમ નાસ્તિક-ચાર્વાક દર્શન માને છે પણ જે આંધળો ગાડુ જ જોઈ શકતો નથી, તેનાથી ગાડાનો ઉપયોગ શો થાય? એટલે કે-જે આત્માજ માનતો નથી, તેને આનંદ ખાતર ભોગો ભોગવવાના શા માટે હોય છે ? કોના આનંદ ખાતર ? આત્મા તો નથી. પછી, ભોગો કોને માટે ? છેવટે, મુનિ સુવ્રત સ્વામી કહે છે, કે-વાસુપૂજ્ય સ્વામીના સ્તવનમા આત્માના સ્વરૂપનો નિર્દેશ કરવામા આવેલો છે તે પ્રમાણે-ચેતનામય પરિણામિ નિત્ય આત્મામા જ બધુ ઘટી શકે છે માટે બધી વાગ્જાળ છોડીને રાગદ્વેષ રહિત થવાની પ્રવૃત્તિ

કરવી એટલે આપો આપ ખરુ આત્મ તત્ત્વ જણાશે-અનુ ભવાશે, અને તત્ત્વજ્ઞાની થવાશે પરિણામે જે યોગ્ય હશે તે આપો આપ પરિણામમા આવી જશે અને મોક્ષ મળશે

આત્મા મોક્ષ પામે છે પરતુ જે આત્મા બધાય, તેનો મોક્ષ હોય. માટે આત્માનુ કેવુ સ્વરૂપ હોય તો બધ અને મોક્ષ ઘટી શકે? ધર્મ શો? અને અધર્મ શો? તેથી મોક્ષનુ સ્વરૂપ ઘટાવવા આત્માના સ્વરૂપની ચર્ચા કરી છે કેમકે-અઢાર દોષ રહિત કેવળજ્ઞાની આત્મા છેવટે તો મુક્ત થઈને સિદ્ધ પરમાત્મા બને છે

આત્મા છે આત્મા નિત્ય છે આત્મા પરિણામી છે આત્માને કર્મોના બધન વળગે છે આત્મામાથી કર્મોના બધન દૂર થાય છે આત્મામા કર્મ બાધવાના કારણો હેતુ છે આત્મામા તેનાથી મુક્ત થવાના કારણ સંજોગો હોય છે આત્મા પોતાના કર્મોનો ઉદય ભોગવે છે આત્મા વિભુ છે આ મા દેહ પરિમાણ પણ છે આત્મા અતિ શીઘ્ર છે અરૂપી છે અસખ્યપ્રદેશમય છુ દીવાના પ્રકાશની માફક સકોચ-વિકાસ પામે છે અનત જ્ઞાન અનત દર્શન અનત ચારિત્ર અનત વીર્ય મય છે બીજા પણ અનતગુણમય છે આત્માના અનતગુણો તિરોહિત અને અનતગુણો આવિર્ભૂત હોય છે આત્મામા સસાર યોગ્યતા અને મોક્ષ યોગ્યતા ગુણ છે અછેદ્ય અભેદ્ય છે વર્ણ ગધ.રસ. અને સ્પર્શ રહિત છે અનાદિકાળથી અને અનતકાળ સુધી રહેશે પોતપોતાની તથા-ભ-યતાના પરિપાક પ્રમાણે તે જીવે છે સ્વગુણથી ભિન્ન ભિન્ન સ્વભાવ. વિભાવ પરિણામે કરી પરિણામિ હિતકર

આત્માનુ સ્વરૂપ માનવામાં આવે, તોજ આ જગત્માં બનતી ઘટનાઓ ઘટી શકે છે નહીતર, ઘટી શકેજ નહી ।

આત્મ પદાર્થ વિષેની જૈન ધર્મની માન્યતા સાગો પાગ વિજ્ઞાન શુદ્ધ અને વ્યવસ્થિત છે

જુદા જુદા વિષયોના જ્ઞાતા વૈજ્ઞાનિક ગણાય સર્વ વિજ્ઞાનોના સરવાળા રૂપ વિશ્વની સમગ્ર ઘટનાઓનો જ્ઞાતા, વિશ્વ વૈજ્ઞાનિક ગણાય અને આત્માના જીવન વિકાસમા તે સર્વનો ઉપયોગ કરવાની ચાવીઓ જાણી ઉપયોગ કરે, તે તત્ત્વજ્ઞાની કહેવાય

---

## ૨૧. શ્રી–નમિ-નાથ-જિન–સ્તવન

### મોક્ષ અપાવવામા ખાસ સમર્થ જૈનદર્શનની વિશાળતા

[અઢાર દોષ રહિત થઇ, કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી, શ્રી તીર્થંકર પરમાત્મા મોક્ષમા જતા પહેલા જગત્ના જીવો ઉપર લોકોત્તર-ભાવ-ઉપકાર કરવા માટે ધર્મ-તીર્થની સ્થાપના કરે છે માટે ધર્મનો ઉપદેશ આપે છે. સર્વજ્ઞોપદિષ્ટ અબાધિત તત્ત્વ વ્યવસ્થાથી ભરપૂર તે જૈન દર્શનરૂપ ધર્મ-તીર્થ કેટલુ વિશાળ સાગોપાગ સાધન–સપત્તિથી વ્યવસ્થિત સત્ય અને પરમાર્થ રૂપ છે? તે આ સ્તવનમા બતાવેલ છે એ ધર્મ-તીર્થની મદદથીજ ભૂતકાળમા અનત તીર્થંકરો અને બીજા અનત જીવો મોક્ષમા ગયા છે વતમાનમાં જાય છે અને ભવિષ્યમા અનતગુણા

તીર્થ કરી અને જીવો મોક્ષમા જશે. તે મહાતીર્થ મહા દર્શન'ની વિશાળતા બતાવે છે ૨૦ મા સ્તવનમા બધ અને મોક્ષ ઘટી શકે, તેવું આત્માનું સ્વરૂપ કેવું હોવું જોઇએ ? તે વિષે જુદા જુદા દર્શનકારોના મતોની એકાત આન્યતાના દોષો બતા યા જે છતાં સ્યાદવાદ દૃષ્ટિથી જૈન દર્શનમા સર્વનું સ્થાન કેવી રીતે સગત છે ? તે આ સ્તવનમા છે ]

( રાગ—આશાવરી "ધનધન સપ્રતિ સાચો રાજા" એ દેશી )

ષડ્-દરિશણ જિન-અગ ભણીજે
ન્યાસ ષડ'ગ જો સાધે, રે
નમિ-જિન વરના ચરણ-ઉપાસક
ષડ્-દરિશણ આરાધે, રે ષડ૦ ૧

[ ષડ=૭, દરિશણ=દષ્ટિ, મત, દર્શન, જિન-અગ= જિનેશ્વર દેવના અગોમા ભણીજે=કહી શકાય ન્યાસ= ગોઠવણ ષડ ગ=છ અગે સાધે=સાધવા ઉપાસક=સેવા- કરનારા આરાધે=સેવે, પૂજે ]

છ અગોમા છ દર્શનની સ્થાપના કરીને શ્રી જિનેશ્વર- પ્રભુના અગ રૂપે છયેય દર્શનો કરી શકાશે અને એ રીતે છ અગમા મત્રાક્ષરાદિકનો ન્યાસ સાધીને શ્રી નમિ જિનેશ્વર પ્રભુના ચરણોની ઉપાસના કરનાર છેવટે છયેય દર્શનનો આરાધક-ઉપાસક બની જાય છે

નમિ એટલે નમનારા, ચરણ ઉપાસક એમ

ગાથામાના નમિ શબ્દની શ્લેષથી સાર્થકતા સૂચવી છે તથા ષડંગ-ન્યાસની ધ્યાનની રીત પણ સૂચવી જણાય છે

એમ કરીને આખા સ્તવનના ભાવનું પહેલીજ ગાથામા બીજ રૂપ ટુકામા સૂચન પણ કરી દીધેલુ જણાય છે

જિન-સુર-પાદ-પ-પાય વખાણું -
સાખ્ય. જોગ. દોય ભેદે. રે
આતમ-સત્તા-વિવરણ કરતા
લહો દુગ-અંગ અ-ખેદે રે    ૫૬૦ ૨

[ જિન-સુરપાદ-પ-પાય=જિનેશ્વર રૂપી કલ્પવૃક્ષના પગ વખાણુ=વર્ણુવું, સાખ્ય=સાખ્ય દર્શન, જોગ=યોગ દર્શન આતમ-સત્તા-વિવરણ=આત્મા હોવા ન હોવાનું વિવેચન દુગ-અંગ=બે અગો અથવા બીજા સૂત્રકૃતાગમા લહો=જાણી શકશો અ ખેદે=કટાળા વિના, સરળતાથી ]

આત્માની વિદ્યમાનતા વિષે વિવરણ કરનારા, સાખ્ય દર્શન અને યોગ દર્શન દર્શનના એ બે ભેદને જિનેશ્વર રૂપી કલ્પ વૃક્ષના બે પગ તરીકે વર્ણવાય છે માટે, એ બે અગો ખેદ વિના સરળતાથી જિનેશ્વર પ્રભુને ઊભા રહેવાના મજબૂત પગ ઝાડના મૂળિયાની જેમ સમજી લ્યો અથવા બીજા સૂત્ર-કૃતાગ અગમા આત્મ સત્તા વિષે વિવેચન કરાયેલ છે તે સાખ્ય અને યોગ સાથે મળતું છે તે ખેદ વિના સહેલાઇથી સમજી શકશો    ૨

ઋષભદેવ પ્રભુના પૌત્ર મરીચિ મુનિના શિષ્ય કપિલમુનિ પ્રણિત સાખ્ય દર્શન આત્મા-પુરુષ માને છે અને તેનું ખુબ વિસ્તારથી વર્ણન કરે છે કર્મ-પ્રકૃતિ-તેનો સાથે જોડાયેલી છે. જેથી તે પુરુષ સાંસારિક ભાવમાં રાચે છે

કનકોપલવત્ પયડી-પુરુષ તણી રે જોડી અનાદિ સ્વભાવ"
સ્તવન છઠ્ઠું

એજ રીતે પતંજલિ મુનિ પ્રણિત યોગ દર્શન આત્માને કેવળજ્ઞાન પ્રાપ્ત કરાવી મુકત કરી મોક્ષમાં પહોચાડવામાં મદદ રવા યોગની અનેક પ્રક્રિયાઓ બતાવે છે યમ નિયમ આસન. પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ એ આઠ અગોનું વિવેચન કરે છે

ભેદ: અ-ભેદ· સુગત: મિમાસક.
જિન વર-દોય-કર-ભારી રે
લોકા-ડ-લોક અવલંબન ભજિયે
ગુરુ-ગમથી અવધારી રે પદ્દ૦ ૩

[ભેદ=નાથ જુદાપણું અભેદ=એકતા સુગત=બૌદ્ધ દર્શન મિમાસક= જૈમિનીય દર્શન-પૂર્વ મિમાસા વેદાંત દર્શન-ઉત્તર મિમાંસા ભારી=મોટા લોકા-ડ-લોક= લોક અને અલોક અવલંબન=ટેકા ભજિયે=સેવીએ ગુરુગમથી=ગુરુ પાસેથી મળેલી સમજણપૂર્વક અવધારી= સમજીને ]

ભેદવાદી બૌદ્ધ· અને અભેદવાદી મીમાસક-ઉત્તર મીમાસક વેદાન્ત' એ બેના મત ગુરુ ગમથી સમજશો, તો

લોક અને અલોકના આધાર ભૂત હોવાથી તે બન્નેય દર્શનો શ્રી જિનેશ્વર દેવના મોટામા મોટા બે હાથ છે, માટે તેને પણ તે રીતે સમજીને ભજવા જોઈએ જ ૩

બૌદ્ધો દરેકે દરેક વસ્તુને વિશેષ માને છે અને ક્ષણિક માને છે અને વેદાંત એક રૂપ અભેદરૂપ અને સદા નિત્ય જગત્ માને છે એ બન્નેય માન્યતાઓ એકાંત રૂપ હોવાથી ખોટી ઠરે છે, પરંતુ શ્રી જિનેશ્વર પ્રભુના અંગ તરીકે ગણવાથી તે બન્નેય વાત બરાબર વિશ્વમા ઘટે છે જગતમાં એવો કોઈ પણ પદાર્થ નથી, કે જેમા ઉત્પત્તિ વ્યય અને સ્થિરતાઃ એ ત્રણ તત્ત્વ ન હોય. દીવાથી માંડીને આકાશ સુધીના લોકાલોકના તમામ પદાર્થોમાં એ ત્રણ તત્ત્વો છે દીવો થાય છે અને ઠરી જાય છે, છતા પરમાણુ રૂપે સ્થિર છે આકાશ નિત્ય છે પણ તેમા અવકાશ દાન પર્યાય દરેક વસ્તુ વાર ઉપજે છે, અને મટે છે માટે,ઉત્પતિ અને નાશ એ બૌદ્ધોનો મત તથા નિત્ય પણ એ વેદાંતનો મત એ બન્નેય જૈન દર્શનમા બરાબર ઘટે છે આખી વિશ્વ વ્યવસ્થા તેને આધારેજ રહેલી છે.

લોકાયતિક કૂખ જિનવરની
અંશ વિચારી જો કીજે રે
તત્ત્વ-વિચાર-સુધારસ-ધારા
ગુરુ-ગમ-વિણ કિમ પીજે ? રે ષ૦ ૪

[ લોકાયતિક ચાર્વાક દર્શન કૂખ=પેટ અંશ= વિભાગ વિચારી=વિચાર કરીને ત ત્ત્વવિચાર સુધા-

રસ ધારા=તત્વ વિચાર રૂપ અમૃત રસની ધારા ગુરુગમ-વિણુ=ગુરુએ કરાવેલા માર્ગ દર્શન વિના ].

અ શની-નયની દષ્ટિથી વિચાર કરીએ, તો લોકાયતિક ચાર્વાકદર્શન પણ શ્રી જિનેશ્વર દેવનુ કૂખ-પેટ ગણવુ પડશે ગુરુ મહારાજા એ કરાવેલા માર્ગ દર્શન વિના, તત્વ વિચાર કરવાથી પ્રાપ્ત થતી અમૃત રસની ધારાનો પ્રવાહ કઈ રીતે પી શકાય ? "નાસ્તિક દર્શન, પણ શ્રી જૈન દર્શનનુ અગ છે" એ વાત ગુરુગમ વિના શી રીતે સમજી શકાય ? ૪

ચાર્વાક દર્શન તદ્દન સામાન્ય બુદ્ધિના જીવને "ચાર ભૂત છે" એટલા પૂરતા પ્રાથમિક કોટિના તત્વજ્ઞાનના વિચાર તરફ પણ સાધકને દોરવવામાં મદદ કરે છે તત્વજ્ઞાનનુ સ્થૂલ કલેવર તે દર્શન જિજ્ઞાસુ સામે રજુ કરે છે પછી જેમ જેમ જિજ્ઞાસુ સાધકની જિજ્ઞાસાવૃત્તિ આગળ આગળ વધતી જાય, તેમ તેમ વધુ ઊંડે તત્વજ્ઞાનમાં ઉતરીને છયેય દર્શનોનુ સ્વરૂપ અને તેથી ઉત્પન્ન થતું તત્વજ્ઞાન સમજે અને છેવટે, અતિ સૂક્ષ્મતર જૈનદર્શન સમજીને પાકો તત્વ જ્ઞાની થઈ શકે છે એમ તત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની પૂર્વ ભૂમિકા રૂપે પ્રાથમિક પગથિયારૂપ-કૂખ-ખોખારૂપ-પેટકુળ--કોઠારૂપ ચાર્વાક દર્શન પણ જૈન તત્વજ્ઞાનનુ અગ બને છે પરંતુ આ સમજ ગુરુ-ગમની મદદથી નયવાદનુ જ્ઞાન કરીને મેળવી શકાશે તે વિના નહી મળી શકે

જૈન જિનેશ્વર-વર-ઉત્તમ-અગ
અંતરંગ, બહિરંગે રે

અક્ષર-ન્યાસ-ધરા આરાધક
આગધે ધરી સગે રે      ષડ્૦ ૫

[ જૈન=જૈનદર્શન ઉત્તમ અગ=માથુ, અતરગ=અદરનું બહિરગ=બહારનુ, અક્ષર-ન્યાસ ધરા=અક્ષરોની સ્થાપના ધારણ કરનારા આરાધક=આરાધના-ભક્તિ કરનારા ]

પ્રસિદ્ધ જૈન દર્શન તે શ્રી જિનેશ્વર પ્રભુનુ' બહારથી અને અદરથી ઉત્તમાંગ છે એટલે કે બહારથી મસ્તક છે અને અદરથી ઉત્તમ શ્રેષ્ઠ અગ છે એ દર્શનનો સગ કરીને આરાધક એવા અક્ષરે ન્યાસ ધરા-શરીરના જુદા જુદા અગો ઉપર અક્ષરના ન્યાસ કરીને ધ્યાન કરનારા ચૌદ પૂર્વધર અને ગણધર ભગવત જેવા યોગી પુરુષો એ મહા ધ્યાનનીસાધના કરી શકે છે એ મહાધ્યાન જૈન દર્શન વિના કયાય નથી ૫

જૈન દર્શન વિના ચૌદ પૂર્વોના જ્ઞાન વિના-એ મહા તત્ત્વનું જ્ઞાન જગત્મા સભવિત નથી, અને ધ્યાન એટલે આત્માની ધ્રુવતા સભવિત નથી કેમકે-એ વાત બીજા કોઈ પણ ઠેકાણે નથી માટે, તે જેમ બહારથી બુદ્ધિગ્રાહ્ય વિશાળ તથા જ્ઞાનમય દર્શન છે તેમજ અદરથી તેના બાળ જીવથી માંડીને પરમ યોગી સુધીના આચારો-અનુષ્ઠાનો-વિગેર આત્મ વિકાસના સખ્યાતીત ઉપાયોના ખજાના રૂપ એ દર્શન છે તેથી તેના સબધથી મહાઆરાધકો મહા ધ્યાન કરી શકે છે

જિન-વરમા સઘળા દર્શન છે
દર્શને જિન-વર ભજના રે
સાગરમાં સઘળી તટિની સહી
તટિનીમા સાગર-ભજના રે  ૫૦ ૬

[ ભજના=હોય કે ન હોય સાગર=સમુદ્ર સહી=નક્કી, જ તટિની=નદી ]

એ રીતે, જેમ સમુદ્રમા બધી નદીઓ સમાય જ છે, પણ નદીમા સમુદ્ર હોય કે ન પણ હોય તે પ્રમાણે શ્રી જિન-વર [ભાષિત દર્શન]મા સઘળાયે દર્શનો આવી જાય છે, અને બીજા દર્શનોમાં જિનવર-જૈન દર્શન હોય, કે ન પણ હોય. ૬

કેમકે-બીજા દર્શનો એક એક વાતની મુખ્યતાએ રચાયેલા છે ત્યારે જૈનદર્શન વિશ્વની તમામ વસ્તુઓનું સ્યાદ્વાદ દૃષ્ટિથી અવલોકન કરીને નિરુપણ કરનાર હોવાથી અનેક દૃષ્ટિ બિન્દુઓથી સિદ્ધ થતી અનેક પ્રકારની વ્યવસ્થિત તત્ત્વ દૃષ્ટિ બતાવનાર હોવાથી તેમા સઘળાયે દર્શન સમાય છે પરન્તુ, તે જૈનદર્શન બાકીના દર્શનોમા અંશત દેખાય છે, પણ સપૂર્ણ ન દેખાય, એ સ્વાભાવિક છે જ્યાસુધી સમ્યક્ત્વ પ્રાપ્ત ન થયુ હોય, ત્યાસુધી કોઇપણ સપ્રદાય કે દર્શન મારફત જીવ અશથી જૈન ધર્મની આરાધના કરે છે ત્યાર પછી સર્વાશે જૈન દર્શનની આરાધના પ્રાપ્ત થાય છે

જિન-સ્વરૂપ થઈ જિન આરાધે,
તે સહી જિન વર હોવે રે

ભૃંગી ઇલિકાને ચટકાવે,
 તે ભૃંગી જગ જોવે રે    ૫૦

[ભૃંગી=ભમરી મહી=ચોક્કસ. ઇલિકા=ઈયળ ચટકાવે=કરડે ]

જેમ પ્રાથમિક દશાના ભમરીના ઈયળ રૂપ બચ્ચ ભમરી પોતાના ડંખથી ડંખ મારે છે, ત્યારે તે ઈયળ ભમરીના ધ્યાનમા લીન થઇને જેમ કાળાંતરે ભમરીરૂપે બ નીકળે છે, એટલે પછી "ઈયળ રૂપાંતર પામીને એકવીશ દિ ભમરી થઈ જાય છે" એવુ લોકમા કહેવામા આવે છે પ્રમાણે જે જિન સ્વરૂપ થઈને તન્મય થઇને જિનેશ્વર દે આરાધના કરે, તે ચોક્કસ જિનેશ્વર થાય જ

સર્વ દર્શનમય જિનેશ્વર થવા માટે જિનરૂપ થ જિનેશ્વરનુ ધ્યાન કરવું જોઇએ ધ્યેય ધ્યાન અને ધ્યા એકરૂપે-અભેદ રૂપે થાય, ત્યારે તે ધ્યાતા આત્મા જિનેશ્વર બની જાય છે પોતાના આત્માને જે જે રૂપે ભ તે તેરૂપે થશે. અહી સમાપત્તિ નામના યોગના પ્રકા સૂચના છે

ચૂર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ
 વૃત્તિ પરંપર-અનુભવ રે
સમય-પુરુષના અંગ કહ્યા એ
 જે છેદે, તે દુર્ભવ રે    ૫૦

[ચુર્ણિ=પ્રાકૃત ભાષામા ટીકા. ભાષ્ય=સંક્ષેપમા સ

અર્થ સૂત્ર=મૂળ સૂત્ર, નિર્યુક્તિ=પદોના અક્ષરો છુટાપાડી અર્થ કરનારી વિવેચના વૃત્તિ=સંસ્કૃતમા ટીકા પરંપર-અનુભવ=ગુરુ-શિષ્યની પરંપરાથી ચાલ્યો આવતો અનુભવ સમય-પુરુષ-શાસ્ત્ર રૂપી પુરુષ છેદે=નાશ કરે, વિપરીત પ્રતિપાદન કરે, તેનો અપકાપક દુર્ભવ=દુર્ભવ્ય, પાપી

ચૂર્ણિ¹ ભાષ્ય, સૂત્ર નિર્યુક્તિ વૃત્તિ અને ગુરુ-શિષ્યની પરંપરાથી ચાલ્યો આવતો અનુભવ એ છયેય જૈન શાસ્ત્ર-પ્રવચન-સમયરૂપી પુરુષના ૭ અંગો છે તેમાંના એકનો પણ ઉચ્છેદ કરે, એકને પણ ન માને, તે દુર્ભવ્ય મહાદોષિત-થાય છે, અથવા જે છેદે, તેનું ખંડન કરે, તેનું ન માને, તે દુર્ભવ્ય જેવો માનવો ૮

, ૧ પ્રભુ મુખથી અર્થ ગંભીર વાણી સાંભળી ગણધર ભગવંતો જે શાસ્ત્રો ગુંથે, તે, અને બીજા સુવિહિત સંપૂર્ણ દશ પૂર્વધર સુધીના પુરુષો જે જે જિનાગમાનુસાર ગુંથે, તે સૂત્ર કહેવાય આગમ કહેવાય એવા આજે ૪૫ આગમો વિદ્યમાન છે પૂર્વે ૮૪ હતા

૨ સૂત્રોના ભાવ અને રહસ્યનું વિશાળતાથી પૃથક્કરણ કરનારી વિવેચન પદ્ધતિને નિર્યુક્તિ કહેવામા આવે છે તેવી ભદ્રબાહુ સ્વામિની કરેલી આવશ્યક સૂત્ર વિગેરે સૂત્રો ઉપરની દશનિર્યુક્તિઓ મળે છે

૨ સૂત્ર અને નિર્યુક્તિના ભાવ સમજાવનાર વિવેચન પદ્ધતિને ભાષ્ય કહેવામાં આવે છે તેવા ભાષ્યો ઘણા છે

૪ સૂત્ર નિર્યુક્તિ અને ભાષ્ય એ ત્રણેયને પ્રાકૃત ભાષામા ટુકામા સમજાવનાર ચૂર્ણિ કહેવાય છે આવશ્યક ચૂર્ણિ, નન્દિચૂર્ણિ વિગેરે ઘણી ચૂર્ણિઓ છે

૫ ઉપર જણાવેલા પાચેયને વિસ્તારપૂર્વક સરળતાથી સમજાવનાર વિવેચનાને વૃત્તિ–ટીકા કહેવાય છે તેવી વૃત્તિઓ અનેક છે

૬ જૈનદર્શનને લગતી ઘણી ખરી બાબતો ઉપર જણાવેલા પાચેય પ્રકારના ગ્રથોમા આવે છે, તે ઉપરાત, ગુરુ પરપરાથી કર્ણોપકર્ણ ચાલી આવતી વાતો, અનુભવ, વૃદ્ધોનો અનુભવ અને તેને લાગતુ વાઙ્મય એ સઘળા જૈન દર્શન જૈન શાસ્ત્રોના મુખ્ય વિભાગો છે તે સઘળાને યથાયોગ્ય માન આપવુ જ જોઈએ

જગતમા એવુ કોઇ પણ–જ્ઞાન–વિજ્ઞાન વિજ્ઞાન નથી, કે જેનો વિચાર એ છ અગોમા ન આવતો હોય

મુદ્રા બીજ· ધારણા અક્ષર·
ન્યાસ અર્થ વિનિયોગે રે
જે ધ્યાવે, તે નવિ વચીજે
ક્રિયા અવચક ભોગે રે  ૫૦ ૯

[ મુદ્રા=આકૃતિ બીજ=મત્ર બીજ ધારણા=એક જાતનુ ધ્યાન અક્ષર ન્યાસ=અક્ષરોની સ્થાપના અથવા અક્ષર=અક્ષરો ન્યાસ=સ્થાપના વિનિયોગે=જોડાણકરીને ધ્યાવે=ધ્યાન ધરે નવિ વચીજે=ન છેતરાય ક્રિયા–અવચક=ક્રિયા–ઽ–વચક નામનો યોગ ભોગે=ભોગવશે।

દન્તાદિકની મુદ્રા, બીજ રૂપ ॐ વિગેરે મન્ત્રાક્ષર : તેની ધારણા તેના ઉપર ચિત્તની એકાગ્રતા મન્ત્રની સાથે બીજા કેટલાક અસંગે તે સર્વની પણ હૃદયાદિકમાં યોગ્ય ઠેકાણે ધ્યાન વખતે ન્યાસસ્થાપના, અને તેના અર્થનો નિનિ યોગઅબધ કરીને, એ છ રીતે જે ધ્યાન ધરે, તે કદી સંસાર વર્ધક કષાયાદિકથી ઠગાય નહી. અને ક્રિયા-ડ-વચક નામના યોગનો ભોક્તા થાય.

૧૦ મી કડીમા જણાવ્યા પ્રમાણે ગુરુગમ વિના મુદ્રાદિકથી ધ્યાનની પ્રક્રિયા કરી શકાય તેમ નથી માટે, ક્રિયા અવંચક અવશ્ય યોગાવચક ગુરુ સમાગમી હોય જ અને ક્રિયા ડવચક યોગની સિદ્ધિ પામેલ જીવ અવશ્ય ફળાવચક યોગ પામે જ ૯

શ્રુત-અનુસાર વિચારી બોલુ,
"સુ-ગુરુ તથા-વિધ ન મિલે રે
કિરિયા કરી નવિ સાધી શકિયે"
એ વિષ-વાદ ચિત્ત સઘલે રે ૫૦ ૧૦

[ શ્રુત=શાસ્ત્ર તથા વિધ=તેવ પ્રકારના વિષવાદ= ખેદ ચિત્ત=મનમાં સઘલે=દરેક ઠેકાણે ]

આ બધી વાત હુ શ્રુત-આગમ-શાસ્ત્રોને અનુસારે કહું છું "મને પોતાને એ ધ્યાન કરવાનો તેવા પ્રકારનો ગુરુગમ મળ્યો નથી, તેથી ક્રિયા કરીને એ ધ્યાનયોગ સાધવા યોગ્ય

સાધના અમે સાવી શકતા નથી" એ સઘળી બાબતનો અમારા મનમા ઘણો વિખવાદ-ખેદ છે અમારો મસાર હજુ કેટલો બાકી હશે? કે જેથી અમને હજુએ સામગ્રી પ્રાપ્ત થઈ નથી તેથી અમારા મનમા ભારે ચિંતા છે" ૧૦

પચમ કાળના શ્રુત થોડુ, તેના જ્ઞાતા થોડા, તેનો યોગ પણ કવચિત્ થાય કેટલીક આમ્નાયો કાળ દોષે લોપ પામી ગઈ છે તેનો ગુરુ-ગમ મળવો જ મુશ્કેલ છે કે જેના અનુભવનો સીધો લાભ મળે, એવા વિષમ કાળમા અમો આવી પડયા છીએ આપના કાળે કયા રખડતા હોઈશું! નહીંતર તો, આપની પાસેથી બધુ જાણીને સાધના કરત પરંતુ કમનસીબે વિષમ કાળમા અમો આવી પડ્યા છીએ છતા, શાસ્ત્રોનો કાઇક ટેકો છે તથા બીજા ઘણા સાધનો હજુ મળે છે એટલો સતોષ છે બાકી તુરત મોક્ષ નથી મેળવી શકતા કેમકે તથા પ્રકારની સામગ્રી મળતી નથી. તેમજ લાયકાત પણ હજી તેવી પ્રાપ્ત થઈ નથી એ વિગે રેનો ખેદ થાય છે કેમકે-ઉચા પ્રકારના ત્રણેય અવચક યોગોની યથાવિધિ-સપૂર્ણ પ્રાપ્તિ થઈ શકી નથી

તે માટે ઉભા કર જોડી,
જિન-વર આગળ કહિયે રે
"સમય-ચરણ-સેવા શુદ્ધ દેજો
જિમ આનદ-ઘન લહિયે રે ધ૦ ૧૧

[સમય=શાસ્ત્ર અથવા તે મારફત પરમાત્મા આનદ -ઘન=મોક્ષ લહિયે=મેળવીએ ]

તે માટે નિરાશ ન થતાં, નામ સ્થાના અને દ્રવ્ય જિન-પર પ્રભુને યોગ પૂર્વના પુણ્યના બળથી પામીને શ્રી જિનેશ્વર આગળ હાથ જોડીને ઉભા રહીને કહીએ છીએ, કે – "હે જિનેશ્વર દેવ ! જે રીતે અમને આનંદ ઘન-મોક્ષ મળે, તે પ્રમાણે આપના દર્શન, શાસ્ત્ર, આગમ પ્રવચનની શુદ્ધ સેવા કરી શકીએ, તેવી સામગ્રી આપજો"

ફલાવચક યોગની માગણી કરવામાં યોગાવચક અને ક્રિયાવચક એ બે યોગની માગણી આવી જ ગઈ ૧૧

૬ ગાથા સુધીમા છ દર્શનની જૈન દર્શનમા ઘટના કરી, પછી ૭-૮-૯-૧૦ગાથામાં જૈનદર્શનની પ્રાપ્તિથી કેવી રીતે આત્મ વિકાસ થાય ? તે બતાવેલ છે એટલે આ સ્તવનમાં, માત્ર જૈનદર્શનમા છ દર્શનજ ઘટાવ્યાં છે, એટલુ જ નથી પરંતુ ૭ મી ગાથાથી જૈન દર્શન મોક્ષ પ્રાપ્ત થવામાં કેવી રીતે ઉપયોગી થાય છે ? અથવા તે પ્રબળ નિમિત્ત કેવી રીતે છે ? તે બતાવેલ છે શાસ્ત્રાભ્યાસ, તેની વફાદારી આજ્ઞાનુ પાલન, શ્રુતધરપણું ધર્મ અને શુક્લ ધ્યાના ભે૦ ધ્યાન અભેદ ધ્યાન અને છેલ્લે મોક્ષ પ્રાપ્તિ તેમા જૈનદર્શન કેટલો ભાગ ભજવે છે ? તે બતાવેલ છે

ભાવાર્થઃ—જૈન દર્શન છયેય દર્શનના સમૂહ રૂપ છે અને એ વાત તેનાં-સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ વૃત્તિઃ અને ગુરુ-પરંપરાથી ચાલ્યા આવતા અનુભવ. રૂપ છ અંગવાળા તેના શાસ્ત્રો જોવાથી બરાબર સમજાય તેમ છે જૈનશાસ્ત્રોમાં નિપુણ અક્ષર સંભિન્ન લબ્ધિવાળા પુરુષો

બીજ સુદ્ધા ધારણ અક્ષર તેના ન્યાસ-યોગ્ય સ્થાને ધ્યાન વખતે સ્થાપના તથા અર્થનુ જોડાણ એ છ રીતે શ્રુતની મદદથી શુક્લ ધ્યાનના પ્રથમ બે પાયાનુ ધ્યાન કરીને પૂર્ણ ક્રિયાઅવચક યોગી બને છે જૈન દર્શન વિના પૂર્ણ યોગી ન બની શકાય

જો કે, આ ધ્યાન કેવી રીતે થાય છે? તેની માહિતી સ્તવનકારને નથી પણ તે ન હોવાની ખામી તેમને ભારે ખટકે છે તેની તેના હૃદયમા બળતરા થાય છે

સાખ્ય યોગ નૈયાયિક વૈશેષિક પૂર્વમીમાસા-જૈમિની દર્શન અને ઉત્તર મીમાસા-વેદાન્ત દર્શન એ છ દર્શનો વેદને અનુસરનારા હોવાથી વદિક દર્શનો કહેવાય છે

બૌદ્ધ અને જૈન એ બે પણ સ્વતત્ર આસ્તિક દર્શનો છે અને તે બન્નેયના શાસ્ત્રો પણ જુદા છે લોકાયતિક-ચાર્વાક દર્શન નાસ્તિક દર્શન ગણાય છે, અને તે પ્રત્યક્ષ પ્રમાણને જ તથા બહાર દેખાતી વસ્તુઓને જ માને છે

આસ્તિક દર્શનની વ્યાખ્યા એ છે, કે-"આત્મા અને તેને પરલોક તથા મોક્ષ છે" એમ માનીને આધ્યાત્મિક વિકાસને જીવનનો આદર્શ માનીને માનવી જીવન માટે આધ્યાત્મિક સસ્કૃતિ રચે, તેને ટેકો આપે, અને તેનુ રક્ષણ કરે, તે આસ્તિક માર્ગાનુસારી અને માર્ગસ્થ કહેવાય આધ્યાત્મિક-જીવન-સસ્કૃતિને ન માને, ન ટકાવે, ને તેને ધક્કો લગાડે, તે નાસ્તિક, મહામિથ્યાત્વી, જડવાદી કહેવાય.

પરતુ, આ સ્તવનમા છ દર્શન બીજી રીતે આપેલા છે સાખ્ય, યોગ, મીમાસક, બૌદ્ધ, જૈન અને લોકાયતિક,

નૈયાયિક અને વૈશેષિકને સાખ્ય કે યોગમા, અને વેદાતને મીમાસકમા લઇ લીધા છે અથવા યોગ દર્શનને સાખ્યમાં ગણીને, યોગ એટલે નૈયાયિક એવો પણ અર્થ ટબામા કરેલો છે

જૈન દર્શન બધી રીતે ઉત્તમ અગ રૂપ છે તથા શુકલ ધ્યાનના પહેલા બે પાયાનું ધ્યાન એ જૈન દ્વાદશા ગીના ધારક હોય, તે જ કરી શકે છે–બીજા કરી શકતા નથી

બીજા દર્શનો જુદા જુદા એક એક વિજ્ઞાન રૂપ છે, ત્યારે જૈન દર્શન સકળ વિજ્ઞાનોના સરવાળા રૂપ તત્ત્વજ્ઞાન મય દર્શન છે ત્રણ કાળમા તેવું કોઇ પણ દર્શન ઉત્પન્ન થયું નથી વિદ્યમાન નથી ઉત્પન્ન થઇ શકશે પણ નહીં જૈન દર્શન જગતનું અનેક દૃષ્ટિથી નિરુપણ કરે છે તેથી તેમા છ કરતા પણ સખ્યાબધ–દર્શનો દૃષ્ટિઓ સમાતી હોવાથી સોકડો બ કે અખ્યાબધ દર્શનોના સમૂહ રૂપ છે જૈન દર્શનના અભ્યાસીઓને આ વાત સ્પષ્ટ થયા વિના રહેતી નથી

આ સ્તવનમાં —(૧) શ્રી જિનેશ્વર દેવના ઉપદેશમા છ દર્શન ઘટાવ્યા છે (૨) જૈન શાસ્ત્રો રૂપ સમય પુરુષ–શાસ્ત્રરૂપ–પુરુષના ચૂર્ણિ વિગેરે છ અગો બતાવીને, તેની પ્રામાણિકતાનો ખ્યાલ આપ્યો છે (૩) છ રીતે ધ્યાન પ્રક્રિયા બતાવી છે અને (૪) એ છ ધ્યાન પ્રક્રિયા કરતી વખતે શરીરના કયા કયા અગોમા કયા કયા મત્રાક્ષરો અને બીજા અક્ષરો નિયુક્ત કરવા ? તેનું

કર્યું નથી, પણ સૂચના કરી છે (૫) સર્વ ધ્યેયોમા "જિન-વર ધ્યેય તરીકે ખૂબ ઉત્તમ છે" એમ સૂચના કરી છે

આ સ્તવનમા નીચે પ્રમાણે છ છ બાબતો આવેલી છે

છ અગો—બે પગ બે હાથ એક પેટ એક માથુ

છ દર્શનો—સાખ્ય યોગ બૌદ્ધ મીમાસક ચાર્વાક અને જૈન

છ ધ્યાનના અગો—મુદ્રા બીજ મત્ર ધારણા મત્રાક્ષર શિવાયના બીજા અક્ષરો તેના ન્યાસ, અર્થ

પ્રવચનના છ અગો—સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ વૃત્તિ અને પરપરાનો અનુભવ

કોઈપણ સાધક આત્મા કોઈ પણ દર્શનનો આશ્રય લઈને પોતાના આત્માની પ્રગતિ ધીમે ધીમે સાધતો સાધતો આગળ વધે તેમા પણ અશથી જૈન દર્શનોક્ત વિકાસ માર્ગની સેવા આવી જાય છે એ રીતે આગળ વધતા વધતા છયેય દર્શનો કે બીજા જે જે સપ્રદાયો હોય તેમાથી પસાર થતો થતો જૈન દર્શનમા પ્રવેશ કરે ત્યા સમ્યક્ત્વ નવ તત્ત્વનો બોધ દેશ વિરતિ સર્વ વિરતિ પ્રાપ્ત કરે. સૂત્ર નિર્યુક્તિ ભાષ્ય ચૂર્ણિ વૃત્તિ અને પરપરાના અનુભવને અનુસરીને જિનાજ્ઞાનું પાલન કરી તીર્થંકર પ્રભુની આજ્ઞાને આધીન રહી, આગળ વધતા પૂર્વધર અને દ્વાદશાગી ધારક થઈ, જિનસ્વરૂપ થવા માટે મુદ્રા બીજ ધારણા અક્ષર ન્યાસ અને અર્થ એ સર્વનો વિનિયોગ કરી ધ્યાન કરે અને એ રીતે જૈન શાસ્ત્રો મારફત જિનેશ્વર દેવનું ધ્યાન કરે જિનેશ્વર પ્રભુના

ધ્યાન ઉપરથી તેમની સાથે પોતાના આત્માની અભેદતા આવે, તે પછી પોતાના આત્માનું દ્રવ્ય ગુણ પર્યાયના ભેદથી ધ્યાન કરે. પછી ગુણ અને પર્યાયનો દ્રવ્યમા અભેદ કરીને ધ્યાન કરે જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય વિગેરે આત્માના અનંત ગુણોના જુદા જુદા ધ્યાનની જરૂર રહેતી નથી. એમ અભેદ ધ્યાનથી-નિર્વિકલ્પ ધ્યાનથી આત્મામાં સ્થિરતા પ્રાપ્ત થઇ જાય છે. એ રીતે પરંપરાએ જે આત્મા એક વખત કોઇપણ સંપ્રદાય કે ધર્મની ક્રિયા અનુષ્ઠાન કરીને પ્રવૃત્તિ કરતો હતો. તે આત્મા બીજા બધા આલંબનો છોડીને પોતે જ ધ્યેય. ધ્યાતા અને ધ્યાન. સ્વરૂપ બની જાય છે એટલે પરમાત્મા રૂપ-જિનેશ્વર રૂપ બની જાય છે પછી તેને કોઇ પણ વસ્તુની અપેક્ષા રહેતી નથી. પોતાના જ્ઞાનાદિક ગુણોથી પણ અભેદસ્વરૂપમા આવી જાય છે આ રીતે શાસ્ત્રજ્ઞાન અને તેની આજ્ઞા અનુસાર આત્મ સ્વરૂપ વચનાનુષ્ઠાનને આધારે પરંપરાએ નિર્વિકલ્પ દશા પ્રાપ્ત થતા આત્માજ પરમાત્મ રૂપ-જિન સ્વરૂપ બને છે. સમાપત્તિ યોગ પ્રાપ્ત થાય છે આ રીતે છ દર્શન તેનો જૈન દર્શનમાં સમાવેશ જન દર્શનના મહા પ્રવચનના છ અંગો. તેમાં બતાવેલા ધ્યાનનાં છ અંગો. તેની [illegible] આત્મા પરમાત્માના ધ્યાનથી પરમાત્મા રૂપ બની [illegible] જેમ ભમરીના ચટકાથી ઇયળમાંથી તેનું [illegible] [illegible] ઘરમાં ભમરી બની જાય, તેમ. અને એ રીતે [illegible] યોગ સિદ્ધ થતા મોક્ષરૂપ ફળવચક યોગ સિદ્ધ [illegible] સિદ્ધ સમાપત્તિ યોગ પ્રાપ્ત થાય. [illegible]

બધુ રહસ્ય સૂચિત કરેલુ જોઈ શકાય છે ઉપર જણાવેલા ચાર પ્રકારના છ છ અગોની એવી વિવેચના ગુથી છે, તે ઉપરથી આ રહસ્ય ધ્વનિત થાય છે

---

## ૨૨ શ્રી-નેમિ-નાથ-જિન-સ્તવન

### ધ્યાતા અને ધ્યેયની એકતા સાચી પ્રેમિકાના વિરોધાભાસથી પ્રાથમિક ઠપકાઃ

[ ધ્યેય અને ધ્યાતાની લગભગ એકતાનું વર્ણન આ સ્તવનમા છે તીર્થંકરરૂપી ધ્યેય માત્ર નિમિત્ત રૂપ જ જણાય છે છેવટે તો પોતાનો આત્માજ પોતાના ધ્યેયરૂપ છે તેથી ધ્યાતા રાજીમતી ધ્યેયરૂપ નેમિનાથ પ્રભુની પહેલા જ મોક્ષમા પહોચી જઈ શક્યા છે ધ્યાતા પણ ધ્યેયની પહેલા જ ધ્યેયરૂપ બની જાય છે બાહ્ય ધ્યેય પણ નિમિત્ત માત્ર હોય છે ખાસ ધ્યેય તો ધ્યાતા પોતે જ છે સ્વાત્મ શિવાયના સર્વ ધ્યેયો પર-સમયરૂપ છે પરિણામે -પરની લેશ પણ છાયા વિના કેવળ સ્વશક્તિથીજ આત્મા સ્વ-સ્વરૂપસ્થ થાય છે ]

[ રાગ મારૂણી ' ધણરા ઢોલા એ દેશી ]

અષ્ટ-ભવાતર વાલહી રે
તુ મુજ આતમ-રામ મનરા વ્હાલા !
મુગતિ-સ્ત્રીશુ આપણે રે
સગપણ કોઈ ન કામ મન૦ ૧

[ અષ્ટ=આઠ ભવાતર=ભવોમા, વાલ્હી=વ્હાલી આતમ રામ=આત્મામા રમનારો હૃદયથી પ્રીય મનરા= મનમાના વ્હાલા=વ્હાલા, પ્રિય, કામ=કામનું, પ્રયોજન ]

મુકિત સ્ત્રી સાથે તમારે સગપણ બાધવાનુ કાઇ પણ પ્રયોજન મને જણાતુ નથી કેમકે-પાછળના આઠ ભવો સુ ધીમા દરેક ભવમા હુ તારી વ્હાલામા વ્હાલી પત્ની હતી અને તુ મારો વ્હાલામા વ્હાલો પ્રાણ—આતરામ હતો અ ભવમા પણ તમો મારા વ્હાલા છો તો હવે, મુકિત સ્ત્રી સાથે સગપણ બાધવાનુ શુ કામ છે? બસ, કશુયે કામ નથી જ

વિરોધનો પરિહાર॰ મારા જેવી આઠ ભવથી વ્હાલ પ્રેમિકા કરતા તમારુ મન હવે મોક્ષ તરફ ગયુ છે તેથ આપ ખરેખર મોક્ષગામી પરમાત્મા છો

નેમિ એટલે ચક્રની ધરી પણ થાય છે તેથી શ્રી નેમિનાથ ભગવાનનુ નામ અને ધ્યાનમા તેઓ ધ્યેય તરીકે—નેમિ તરીકે—કેન્દ્ર તરીકે હોવાથી બન્નેય રીતે શ્લે-ષથી સાર્થકતા બતાવી છે

વર આવો હો વાલિમ ! ઘર આવો
  મારી આશાના વિશરામ ! મન૦
રથ ફેરો, હો સાજન ! રથ ફેરો
  સાજન ! મારા મનોરથ સાથ. મન૦ ૨

[ વાલિમ=વાલમ, વ્હાલા, આશાના વિશ્રામ= આશાના વિસામા, આશા પૂરી કરનારા, સાજન=સજ્જન

સાજન, સ્વજન, મારા અંગતજન મનોરથ=આશા, મનના રથ, અભિલાષા, ઈચ્છા ]

માટે, હે મારા સાજન ! મારા મનોરથની સાથે તમારો રથ પાછો ફેરવો, પાછો ફેરવો અને વ્હાલા ! હે મારી આશાના વિસામા ! ઘેર આવો રે ! ઘેર આવો જેથી આપની પત્ની થવાના ભાગી પડેલા મારા મનોરથો ફરીને પાછા સાધાઇ જાય, ચાલ્યા ગયેલા મારા મનોરથો તમારા રથના પાછા ફરવા સાથે ફરીથી પાછા ફરે, અને સફળ થાય મારી આશાઓ સફળ થાય અને મને વિસામો મળે તમો મારા સાજન-સ્વજન છો આટલુ કરો આટલુ જરૂર કરો આમ રાજુલના હૃદયનો ચિત્કાર કવિ પોકારે છે

વિરોધનો પરિહાર. મારી આશા પૂરવાને બદલે તમે મોક્ષ મેળવવાના તમારી પોતાની અભિલાષા પૂરી કરવા અહીથી રથ વાળીને ચાલ્યા જાઓ છો મારા એકલાના કુટુંબી જન મટીને વિશ્વના સાજન બનવા જાઓ છો અહો તમારા વ્હાલ કેટલા બધા વિશાળ છે ! ૨

"નારી પખો શ્યો નેહલો રે ?"
સાચ કહે જગ-નાથ ! મન૦
ઇશ્વર અરધાગે ધરી રે
તુ મુજ ઝાલે ન હાથ મન૦ ૩

[ નેહલો=પ્રેમ સાચ=સાચુ ઈશ્વર=મહાદેવ અરધાગે=અરધે શરીરે ]

હે જગન્નાથ! સાચુ કહે! શુ તારા દિલમા એમજ છેને કે–"માત્ર બૈરીના એક તરફી પ્રેમની શી કિમત છે?" પરતુ વ્હાલા! તને માલૂમ છે, કે નહી? ઇશ્વરે–મહાદેવે–તે આખુ અરધુ શરીર સ્ત્રીનુ ધારણ કરેલુ છે તેથીજ તો તેનુ નામ અર્ધનારીશ્વર કહેવાય છે ત્યારે તુ તો મારો હાથ પણ પકડતો નથી તો શરીરે લગાડવાની તો વાત શી? તારા અગને અરધો ભાગ આપીને મને અરધી ભાગીદાર અર્ધાંગના બનવાની તો આશા જ મારે કયાથી રાખવી? તમારા દિલમા કેટલી કઠોરતા છે? અરેરે! અને તારે કહેવાનુ છે જગન્નાથ તારે મને શોકમા ડુબતી નથી બચાવવી તેમજ મારો હાથ પણ નથી પકડવો તો જો તુ મારો નાથ થઇ શકતો નથી તો પછી જગન્નાથ શાનો થવાનો?

વિરોધનો પરિહાર: મહાદેવ જેવા મહાદેવ ગણાતા દેવને પોતાનુ અરધુ શરીર સ્ત્રીને વશ કરવુ પડયુ છે ત્યારે તમે તો સ્ત્રીનો હાથ પણ ઝાલતા નથી તેથી તમે જ ખરેખરા વીતરાગ જગન્નાથ મહાદેવ છો ૩

પશુ–જનની કરુણા કરી રે,
આણી હૃદય વિચાર. મન૰
માણસની કરુણા નહી રે
એ કુણ વર–આચાર? મન૰ ૪
[ આણી=લાવી કુણ=કયા ]

પણ તમારા આવા આચાર કોના ઘરના છે ? તેની સમજણ જ પડતી નથી હૃદયમા ખૂબ વિચાર લાવીને પશુડાઓ જેવા હલકા પ્રાણીઓ ઉપર પણ તમે દયા વર્ષાવી નાખી ત્યારે માણસ જેવા માણસ તરફ ધ્યાન પણ આપતા નથી દયાનો તો તમારામાં છાંટોયે નથી હાય રે ! હાય !

વિરોધનો પરિહારઃ પશુઓ ઉપર પણ દયા છે, અને માનવો ઉપર પણ દયા છે પણ તેમાના કોઇની તરફ રાગનુ આકર્ષણ નથી સર્વ જીવો ઉપર ભાવ દયા ધરાવો છો ગગમા આસકત ન હોવાથી આપ ખરેખરા દયાળુ વીતરાગ દેવ છો. ૪

પ્રેમ–કલ્પ–તરૂ છેદિયો રે
ધરિયો જોગ–ધતૂર. મન૦
ચતુરાઈરો કુણ કહો રે
ગુરુ મો લિયો જગ–સૂર ? મન૦ ૫

[ પ્રેમ–કલ્પ–તરૂ=પ્રેમરૂપી કલ્પવૃક્ષ. યોગ=જોગ, ત્યાગ. ધતૂર=ધતુરો ચતુરાઇરો=ચતુરાઈનો ( રો–છઠ્ઠીનો વિભક્તિ મારવાડી ભાષાનો પ્રત્યય ) જગ સૂર=જગતમાં સૂર્ય સમાન, અથવા શૂરો ]

તમે પ્રેમરૂપી કલ્પવૃક્ષ કાપી નાખ્યુ અને યોગ–ત્યાગ રૂપી ધતૂરો પકડી લીધો આવી ચતુરાઇ કરવાનુ શીખ-

વનાર કહો તો ખરા, દુનિયામાથી તમને એવો કોણ શૂરો અથવા જગત્‌માં સૂર્ય સમાન ગુરુ મળી આવ્યો ? જેણે આવી અનળી શિખામણ તમને આપી ! !

વિરોધનો પરિહાર. દુન્યવી પ્રેમ રૂપી ધતૂરો તમે કાપી નાખ્યો અને યોગરૂપી કલ્પવૃક્ષનો તમે આશ્રય લીધો તેથી ખરેખર, તમને જગત્‌માં સૂર્ય સમાન મહા ચતુર કોઇ ગુરુ દુનિયામાથી મળી ગયેલા લાગે છે પ્રેમ તો સહુ કરે છે, પણ જોગ વરવો જ જગત્‌મા કઠણ છે. તે કામ તમે ઉપાડયુ છે ને પાર પાડયુ છે માટે ત મારી શૂરવીરતા જેટલી વખાણીએ તેટલી ઓછી છે તે ખતાવનાર કોઇ ગુરુ તમને મળેલ હોય, તો તેને પણ ધન્યવાદ છે. ૫

મારુ તો એમા કાઇ નહી રે
આપ વિચારો રાજ ! મન૦
"રાજ–સભામા બેમતાં રે
કિસડી બધસી લાજ ? મન૦ ૬

[ કિસડી=કેટલી, કેવીક બધસી=વધશે લાજ= આબરુ ]

પરતુ, હે મહારાજ ! મારુ તો એમાં કાઇયે ગયુ નથી કે જવાનુયે નથી મારો પ્રેમ તો એમ પણ અખડ જ રહેવાનો છે પણ તમો પોતે જ તમારો તો વિચાર કરો

કે-રાજસભામા બેસતા આપની પોતાની આબરુ કેવી રીતે વધશે ? રાજસભામા વાઢા માણુસની આબરુ શી ?

વિરોધને પરિહાર' ખરેખર, રાજસભામા વાઢા મા-માણસની આબરુ ગણાતી નથી પરતુ દેવાદિકની બનેલી બાર વર્ષાદાઓમા સમવસરણ વચ્ચે જ્યારે આપ બિરા જશો, ત્યારે એક બ્રહ્મચારી તરીકેનીઆપની આબરુ ત્રણ લોકમા અને ત્રણ ભુવનમા પ્રસરશે આપ ખરેખરા ત્રિભુવન પૂજ્ય ત્રિભુવનરાજ બનશો ૬

પ્રેમ કરે જગ-જન સહુ રે
નિરવહે તે ઓર મન૦
પ્રીત કરીને છાડી દે, રે
તેહ શુ ન ચાલે જોર મન૦ ૭

[ નિરવહે=નિભાવે, ઓર=કોઇક બીજા, વિરલા જોર=બળ ]

પ્રેમ કરનારા તો જગત્મા ઘણાયે માણસો પડયા છે પણ તેને નભાવનાર કોઈ ઓર-વિરલાજ હોય છે પ્રીત કરીને છોડી દિયે, તેની સાથે કાઇ જોર ચાલી શકતુ નથી કેમ કે-તે તો મનોમનની વાત છે તેને કાઇ બહારની વસ્તુ સાથે સબધ નથી હોતો એટલે તેમા બહારના નિમિત્તનુ જોર શુ ચાલે ?

વિરોધને પરિહાર આપે મારી સાથે આઠ ભવ સુધી

પ્રીતિ કરીને હવે છોડી દીધી હોય એમ દેખાય છે કેમકે-તેનો નિર્વાહ તમો કરતા દેખાતા નથી તેથી તમારી સાથે મારુ કાઈ દુન્યવી જોર ચાલી શકતુ નથી મારુ-આત્મ-બળ તમારી સાથેની કાયમી પ્રીતિ સબધ જોડી રાખવાનુ બળ-મોક્ષમા બતાવીશ બીજી રીતે, મુક્તિ સ્ત્રી સાથે પ્રીતિ કરીને અનત કાળ તક તમે નભાવવાના છો માટે તમારી એ પ્રીતિ પણ વિરલજ છે કેમકે-તમે પ્રીતિ કરીને છોડી દેવાના નથી પરતુ અનતકાળ સુધી નભાવવાના જ છો ૭

જો મનમા એહવુ હતુ રે
  નિસપતિ કરત ન, જાણ મન૦
નિસપતિ કરીને છાડતા, રે
  માણુસ હુવે નુકસાણ મન૦ ૮

[ નિસપતિ=નિસ્બત, પ્રેમ. નુકસાણ=હાનિ ]

જો તમારા મનમા આવુ જ હતું, ને તે જો મે પહેલાથી જ જાણી લીધુ હોત તો તમારી સાથે નિસ્બત-પ્રેમ કરત જ નહી "પણ કોઇની સાથે આમ નિસ્બત-પ્રેમ કર્યા પછી તેને છોડી દેવામા તો તે માણસને નુકશાન જ થાય" એ વાત તમારા ધ્યાનમાં કેમ આવતી નથી ?

વિરોધનો પરિહાર "તમો પણ દુન્યવી પ્રેમ કરનારા જ છો " એવો મારો ભ્રમ હવે ભાગી ગયો છે તમારુ વિશ્વવાત્સલ્ય હવે હુ સમજી શકી છુ. તેથી જો કે દુન્યવી

દષ્ટિથી મને નુકશાન થયુ છે, પણ પારમાર્થિક દષ્ટિએ મોટામા મોટા ફાયદો એ થયો છે, કે—મારા અ તર ચક્ષુઓ ખુલવાનો પ્રસગ મને આવી મળ્યો છે ૮

દેતા દાન સ વત્સરી, રે
સહુ લહે વ છિત-પોષ મન૦
સેવક વ છિત નવિ લહે, રે
તે સેવકનો દોષ મન૦ ૯

[ વ છિત-પોષ=ઇચ્છિતમા વધારો ]

અરે ! પ્રભો ! આપે સાવત્સરિક-એક વર્ષ સુધી-વાર્ષિ દાન આપ્યુ, ત્યારે દરેક લોકો મનમાની વસ્તુઓ પૂરતી રીં પામ્યા છે ત્યારે, હુતો તમારો સેવિકા છતાં, મનના માન એવા તમને હુ મેળવી શકતીજ નથી તો શુ મારો સેવકનો તેમા કાઇ દોષ હશે જ કે ? કે આપની ઉદારતાનોયે દોષ હશે

વિરોધનો પરિહાર વાર્ષિક દાન વખતે હુ આપ પાસેથી મન માન્યુ દુન્યવી ધન મેળવી શકી નથી પર આત્મિક ધન મનમાન્યા પ્રમાણે ઠેઠ મોક્ષમા લઈ જઈ શ તેટલી હદ સુધીનુ આપની તરફથી પામી શકી છુ અ તેથી મને આપની સેવાનો અપૂર્વ લાભ મળ્યો છે માટે સાચી સેવિકા-પ્રેમિકા છુ આપ સાચા દાનેશ્વરી માલિક છો

સખી કહે-"એ શામળો" રે
હુ કહુ-"લક્ષણ-સેત" મન૦

"ઈણિ લક્ષણ સાચી સખી રે"
આપ વિચારો હેત મન૦ ૧૦

[ લક્ષણ–સેત=લક્ષણ સહિત, સુલક્ષણો, લક્ષણવત, હેત=હેતુપૂર્વક ]

મને યાદ છે, કે–આપ જાન જોડીને પધાર્યા, ત્યારે મારી સખી કહેતી હતી, કે–"પરણવા આવતો આ તારો વર તો શામળો–કાળો છે માટે કલખણો છે, તો સભાળજે–ચેતજે"

ત્યારે મે કહ્યુ હતું, કે "નહી, નહી! શામળો છે, માટેજ સુલક્ષણો છે, સખિ! પરંતુ "પરણવા આવીને અધવચે ભાગી જવાના તમારા આવા લખણોથી તો મારી સખી જ સાચી ઠરે છે" હે પ્રભો! આપ પોતે જ આ વાત હેતુપૂર્વક બરાબર વિચારી જુઓને! આપને પણ મારી સખી સાચી જ જણાશે.

વિરોધનો પરિહાર: સખી જુઠી હતી હુ સાચી ઠરી છુ આપ ખરેખર મહા પુરુષનાં એક હજાર ને આઠ લક્ષણોએ કરીને શોભો છો જેથી જગત્પૂજ્ય મહા પુરુષ થઇ ચૂક્યા છો કાર્ય કારણનો હેતુવાદથી વિચાર કરતાં એજ વાત બરાબર ઘટે છે જેવા આપના લક્ષણ હતા, તેવીજ સફળતા બરાબર આપને મળી છે ૧૦

રાગી શું રાગી સહુ રે
વૈરાગીશ્યો રાગ ? મન૦

રાગ વિના કિમ દાખવો રે
મુગતિ-સુંદરી-માગ ? મન૦ ૧૧

[રાગી=પ્રેમી દાખવો=બતાવો માગ=માર્ગ ]

તમે કહેશો, કે "રાગીની સાથે તો દુનિયામાં દરેક માણસ રાગ-પ્રેમ કરે છે, પણ હું વૈરાગીની સાથે તારોરાગ શી રીતે થાય?" એ વાત તમારી સાચીછે પણ તમો તે વળી વૈરાગી શાના?

કેમકે-જો તમારા મનમાં રાગ ન હોત, તો મુક્તિ-સુંદરીની પાસે જવાનો માર્ગ તમો શા માટે દુનિયાને દાખવી-બતાવી રહ્યા છો? માટે જરૂર તમો રાગી તો છો જ. માત્ર મારા ઉપર તમારે રાગ કરવો નથી માટે ખોટા ખોટા વૈરાગી બની બેઠા છો, ને બ્હાના કાઢો છો

વિરોધનો પરિહાર. હું દુન્યવી રાગવાળી છું, તેથી વૈરાગી સાથે દુન્યવી મારો પ્રેમ હવે સંભવશે નહીં એ તો ખરૂ પણ તમારા આત્માની મુક્તિ તરફ આત્મ ગુણોના સહજ વિકાસ તરફ સહજ વૃત્તિછે તેને ઉપચારથી સાચો રાગ કહીએ, તો તે સાચી રાગિણી તરફ જ તમારો સાચો રાગ બંધાય તે સહજ છે મુક્તિનો રાગી, તેજ દુનિયાનો વૈરાગી અને દુનિયાની સ્ત્રીનો રાગી, તે મુક્તિ સુંદરીનો વૈરાગી. દુનિયાથી વૈરાગી, તે મુક્તિ સ્ત્રીનો રાગી ૧૧

વાર પણ હવે જુઓ જ શાના  જો એમ એક વાર ૫૫ કરો તો તમારા વીતરાગ પણામા મોટામા મોટી ખામી આવે, તેમા મોટુ ગાબડુ પડી જાય તે તમો કરોજ નહી, તેનીમને ખાતરી છે આપ પૂરેપૂરા વીતરાગ દેવ છો, એ વાત નકકી છે એમા જ તમારો સફળતા છે, અને તમારા જેવા સાથેના સબધમા મારી પણ પૂરેપૂરી સફળતા છે      ૧૩

મોહ–દશા ધરી ભાવના રે
ચિત્ત લહે તત્ત્વ–વિચાર. મન૦
"વીતરાગતા આદરી રે
પ્રાણ–નાથ ! નિરધાર"      મન૦ ૧૪

[ ભાવના=વિચારણા લહે=સ્વીકારે લ્યે, વીતરાગતા=વીતરાગપણુ, પ્રાણનાથ=પ્રાણના નાથ. સપૂર્ણ માલિક નિરધાર=ચોક્કસ ]

અત્યાર સુધી જે બધુ મે કહ્યુ, તે મે આજ સુધી મોહ દશાની ભાવનાને પકડી રાખી હતી, તેને આધારે કહ્યુ છે પરતુ, હવે મારુ મન તત્ત્વવિચાર કરે છે, તો, હવે તેને જણાય છે, કે—"હે પ્રાણનાથ ! આપે ખરેખરી વીતરાગતા ધારણજ કરી લીધી છે આપ સાચા વીતરાગ છો

સર્વ વિરોધોનો એકજ પરિહાર • આપની બધીવાત મને વિપરીત જ લાગતી હતી મારો આત્મા મોહદશાથી ઘેરાયેલો હતો પરતુ આપની બધી વાતહવે આપની વીત

હોવાથી વ્યભિચારી છો, એવી તમારી ગુપ્ત વાત જણાય ? અને તમને અનેકાંતિક તરીકે વળી આખુ જગત્ જાણે છે ? એમ ગુપ્ત વાત સહુ જાણે છે, પછી તે ગુપ્ત શાની ?

આમ અનેકાંતિક શબ્દના બે પ્રસિદ્ધ અર્થ ઉપરથી વિરોધ ઉભો કર્યો છે, અને ઠપકો આપવામાં શબ્દછળનો રાજીમતીજી ઉપયોગ કરે છે અનેકાન્તિક ભોગવનારી એટલે ૧ સ્યાદ્વાદી ૨ બીજો અર્થ—વ્યભિચાર નામના હેત્વાભાસવાળા—વ્યભિચારી

જિણ જોણે તુમને જોઉં, રે
તિણ જોણે જુવો રાજ ! મન૦
એક—વાર મુજને જુવો રે
તો સીઝે મુજ કાજ મન૦ ૧૩

[ જિણ=જે જોણે=જોણે, દૃષ્ટિએ સીઝે=સફળ થાય. ]

દુન્યવી પ્રેમ ભરી જે દૃષ્ટિથી હુ તમને જોઈ રહી છુ તેજ દૃષ્ટિથી હે મહારાજ ! આપ મને જુવો ! બસ ! એક વાર મને એ દૃષ્ટિથી જુઓ ! તો, તમને મેળવવાના મારા બધાયે કામ-અભિલાષ મહેનત સફળ થઇ જાય તેટલાથી જ મારા મનોરથ પૂરા થયાનુ માની લઈશ હવે બનુયે જવા દઇને માત્ર આટલી છેલ્લી એકજ માગણી કરુ છુ તે સ્વીકારો તો પણ બસ છે, વ્હાલા પ્રાણ !

વિરોધનો પરિહાર પણ તમે મને એ દૃષ્ટિથી એ

નાર પણ હવે જુઓ જ ગાના' જો એમ એક વાર પણ કરો તો તમારા વીતરાગ પણામા મોટામા મોટી ખામી આવે, તેમા મોટુ ગાબડુ પડી જાય તે તમો કરોજ નહી, તેની મને ખાતરી છે આપ પૂર્ણ વીતરાગ દેવ છો, એ વાત નક્કી છે એમા જ તમારી સફળતા છે, અને તમારા જેવા સાથેના સબધમા મારી પણ પુરેપૂરી સફળતા છે   ૧૩

મોહ-દશા ધરી ભાવના રે
  ચિત્ત લહે તત્ત્વ-વિચાર. મન૦
"વીતરાગતા આદરી રે
  પ્રાણ-નાથ! નિરધાર"   મન૦ ૧૪

[ભાવના=વિચારણા લહે=સ્વીકારે લ્યે, વીતરાગતા=વીતરાગપણુ, પ્રાણનાથ=પ્રાણના નાથ. સપૂર્ણ માલિક નિરધાર=ચોક્કસ]

અત્યાર સુધી જે બધુ મે કહ્યુ, તે મે આજ સુધી મોહ દશાની ભાવનાને પકડી રાખી હતી, તેને આધારે કહ્યુ છે પરતુ, હવે મારુ મન તત્ત્વવિચાર કરે છે, તો, હવે તેને જણાય છે, કે—"હે પ્રાણનાથ! આપે ખરેખરી વીતરાગતા ધારણજ કરી લીધી છે આપ સાચા વીતરાગ છો

સર્વ વિરોધોનો એકજ પરિહાર આપની બધી વાત મને વિપરીત જ લાગતી હતી મારો આત્મા મોહદશાથી ઘેરાયેલો હતો પરતુ આપની બધી વાત હવે આપની વીત

ગગતા સાથે સગત હોવાથી બધીયે મને સગત લાગે છે, અને મારી વાત વિપરીત હતી હવે મને કાંઇ પણ વિરોધ જણાતો નથી જ એમ ચિત્તથી કબૂલ કરુ છુ કેમકે–હવે મારા ચિત્તમા તત્ત્વ વિચાર જાગ્યો છે ૧૪

સેવક પણ તે આદરે, રે
તો રહે સેવક–મામ મન૦
"આશય સાથે ચાલિયે. રે
એ હિ જ રૂડુ કામ " મન૦ ૧૫

[ મામ=મર્યાદા આબરુ. આશય=સ્વામિના મનો ગત ભાવ ]

હવે, જવાબદારી મારી ઉપર આવી પડે છે, કે–મારો આત્મા આપનો સેવક છે તેથી આપ માલિક જે કરો, તે મારે પણ કરવુ જ જોઇએ અને તેમ કરવામા આવે, તોજ સેવકની સેવક તરીકેની આબરુ–મર્યાદા સચવાય કેમકે–જગત્-મા કહ્યુ છે, કે " સેવકે માલિકના આશય–મનોવૃત્તિ પ્રમાણે બરાબર ચાલવુ જોઇએ તો જ તેણે સારામાં સારુ કામ કર્યું ગણાય " માટે મારી ફરજ છે, કે–મારે પણ આપની જેમ હવે વીતરાગતા સિદ્ધ કરવી જોઇએ ૧૫

ત્રિ–વિધ–યોગ ધરી આદર્યો રે,
નેમ–નાથ–ભરતાર મન૦
ધારણ પોષણ તારણો રે
નવ-રસ મુગતા–હાર મન૦ ૧૬

ત્રિવિધ યોગ (૧) મન વચન કાયા ની પ્રવૃત્તિ. (૨) યોગાવચક ક્રિયાવચક ફળાવચક એ ત્રણ પ્રકારના યોગ અથવા ઇચ્છાયોગ શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ ધારણ= ધારણ કરવું, આશ્રય આપવો પોષણ=નભાવવું, પોષણ કરવું, સહાયક થવું, તારણો=પાર પહોચાડવું, સંસાર સમુદ્ર તરાવવો નવ રસ=શૃગાર વિગેરે નવ રસ શૃગાર હાસ્ય કરુણ રૌદ્ર વીર ભયાનક અદ્ભુત બીભત્સ શાંત એમ નવ રસ છે મુગતા–હાર=મોતીનો હાર ]

હુ આપની સાચી સેવિકા છુ તેની ખાત્રી એ છે, કે મેં આપ નેમિનાથ પ્રભુને મન વચન કાયા. એમ ત્રણેય યોગથી ભરતાર તરીકે–માલિક તરીકે સ્વીકાર્યા છે, મારા મન વચન: કાયા ના આપ માલિક છો, આપની માલિકીમાથી મારુ કાઇ પણ બચતુ નથી આપ મારા સર્વથા માલિક છો મને આશ્રય આપનો, મારો નિભાવ કરી મારુ પોષણ કરવુ અને મારો ઠેઠ સુધી નિસ્તાર કરવો, એ બધુ આપનુ જ કામ છે શૃગાર વિગેરે નવેય રસોનુ મારામા ધારણ કરાવનામા પોષણ કરાવવામાં અને તેમને પાર પહોચી જવામા પણ આપનોજ આશરો છે આપજ મારા હૈયાના મોતીના હાર છો.

આપ મારા માલિક છો મારી ફરજ આપના આશય સાથે ચાલવાની છે માટે હવે યોગાવચક: ક્રિયાવચક ફળાવચક એ ત્રણેય પ્રકારના યોગના વિકાસ માટ પણ મેં આપ નેમિનાથ પ્રભુને જ મારા માલિક બનાવ્યા છે આપ મને

દીક્ષા આપીને આશ્રયે રાખી, મને ધારણ કરો, સયમમા માર્ગ દર્શન કરાવી મારા સયમનુ પોષણ કરો, અને છેવટે સસાર સમુદ્રથી તારીને મારો નિસ્તાર કરો

દીક્ષા આપવાથી અને આપ સદ્દગુરુનો યોગ મળવાથી મને યોગાવચક યોગની સિદ્ધિ થાય છે સયમમા પોષણ આપવાથી મારામા ક્રિયાવચક યોગની સિદ્ધિ થાય છે અને સસાર સમુદ્રથી તારવાથી મોક્ષરૂપ ફળ મળવાથી મારો ફળાવચક યોગ સિદ્ધ થાય છે

જે એક વખત મારા શગાર આદિરસના પોષક હતા, તે હવે શાંત રસના પોષક બનો, અને મોતીના હારની માફક સદા ધ્યેય તરીકે મારા દિલમા વસો ૧૬

કારણ-રૂપી પ્રભુ ભજ્યો રે
ગણ્યો ન કાજ-અ-કાજ મન૦
કૃપા કરી મુજ દીજીએ રે
આનદ-ઘન પદ-રાજ મન૦ ૧૭

[ કારણરૂપી=નિમિત્ત રૂપે આનદ-ઘન-પદ-રાજ =મોક્ષનું રાજ્ય ]

માત્ર નિમિત્ત તરીકે, ગણીને જેમ રાજીમતીએ અનન્ય ભાવે આત્મ સમર્પણ કરીને શ્રી નેમિનાથ પ્રભુની સેવા કરી, ત્યારે કોઇપણ કાર્ય કે અકાર્યનો વિચાર કર્યો નથી-કરવાનો પણ ન હોય માત્ર પ્રભુમાં જ તન્મયતા રાખવાની હોય, તે

રાખી છે, ને મોક્ષ પ્રાપ્ત કરેલ છે હુ પણ કાર્યાકાર્યનો વિચાર કર્યા વિના માત્ર અનન્ય ભાવે આપને ભજવા ઇચ્છુ છુ, તો કૃપા કરીને સ્તવનકાર કે સ્તવનાકાર કહે છે, કે–મને પણ હે પ્રભો! આન દ–ઘન–પદ–રાજ–મોક્ષનુ રાજ્ય આપશો

જે નેમિનાથજીને મન વચન કાયાથી પોતાના ભરતાર માનીને પોતાના નવેય રસના ધારક પોષક અને તેની પરાકાષ્ઠાએ પહોચાડનાર હૈયાના હાર તરીકે માન્યા હતા તેને જ પોતાના આત્મ વિકાસમા માત્ર નિમિત્ત તરીકે સ્વીકારીને શ્રી રાજીમતીજી જેમ નેમિનાથ પ્રભુની પહેલાજ મોક્ષ પામ્યા તેમ મને પણ કૃપા કરીને મોક્ષ આપજો ૧૭

ભાવાર્થ—શ્રી નેમિનાથ પ્રભુના જીવન રૂપી આકાશમા રાજીમતી રૂપી વિજળી ખૂબ ચમકે છે આઠ ભવ સુધીનો તેમની સાથેનો પત્ની તરીકેનો સબધ અને એક મહા પવિત્ર સમર્થ આર્ય સ્ત્રી તરીકેની તેની બાહ્યાભ્યતર લાયકાત જોતા, તેના આત્માની પણ ભવ્યતા ઘણી જ વિશાળ છે, તેની પવિત્રતા અને સામર્થ્ય પણ અગાધ છે આઠ ભવની પ્રીતિ છેલ્લા ભવમાં પણ ખૂબ સરસ નભાવવામા આવે છે, અને તે ઠેઠ સુધી પણ તે જુદીજ રીતે. તેમનાજ હાથે દીક્ષા લેવા છતાં તેમનાથીયે પહેલા મોક્ષમા ચાલ્યા જવા સુધીની તૈયારી કરવામા તેમના આત્માના અગાધ સામર્થ્યની તૈયારી જણાઈ આવે છે એટલે એ સુંદર પરિણામને દૃષ્ટિ સામે રાખીને ભકતના–તેમાયે એક વખતની પત્ની-પ્રેમિકા નારીના

પ્રભુને પ્રેમમય ઠપકારૂપે આ સ્તવન શ્રારે રસ ઉત્પન્ન કરીને આખરે શાત રસમા પરિણામ પામેછે રાજીમતીના હૃદયની પ્રેમભરી ચીસો, વિનવણીઓ, આરજુ, ઠપકા રજુ કરીને સ્તવનકારે ૯દ કરી છે આખુ સ્તવન લગભગ વિરોધાભાસથી ભરપૂર છે દુન્યવી પ્રેમમાથી પલટાઈ જઈને પારમાર્થિક પ્રેમથી–સમાપત્તિથી પરમાત્મભાવ સાથે અભેદ વૃત્તિનો પ્રકાર આ સ્તવનમા સ્પષ્ટ કર્યો છે

શ્રી નેમિનાથ પ્રભુ ધ્યેય છે શ્રી 'રાજીમતીજી ધ્યાતા છે, છતા શ્રી નેમિનાથ પ્રભુની પહેલા જ શ્રી રાજી મતીજી મોક્ષમા ચાલ્યા ગયા આ એમ સૂચવે છે, કે– " દરેક આત્મા સ્વતત્ર છે, તે દરેકની તથાભવ્યતા પણ અલગ અલગ હોય છે અને પોતાના સ્વતત્ર પ્રયાસથી સ્વ-સમય-નિશ્ચયથી જ મોક્ષ પ્રાપ્ત કરે છે. પ્રભુ–દેવ ગુરુ ધર્મ વિગેરે બાહ્ય નિમિત્તો હોય છે, તેનું બળ અમુક હદ સુધી જ અસર કરે છે પછી તે કારણ-સામગ્રી કારણ તરીકે રહેતી નથી " આત્મા આત્માવડે આત્મભાવ પ્રાપ્ત કરે છે " એ રહસ્યાત્મક સિદ્ધાંત તરી આવે છે કાગણુ રૂપી પ્રભુ ભજ્યો આ શબ્દોમા' ઉપરના સિદ્ધાતનો ધ્વનિ ગુજતો' સભળાય' છે



# ૨૩ શ્રી-પાર્શ્વ-નાથ-જિન-સ્તવન

## શરીર-પ્રમાણ-આત્માની વિભુતા-લોકાઽ-લોક-સર્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ મા વ્યાપકતા આત્માના સર્વજ્ઞપણાની શકિત

[ તીર્થંકર ભગવાન્ કેવળજ્ઞાન પામી સર્વજ્ઞ બન્યા હોય છે પરંતુ શરીર પ્રમાણ જેટલા એક ક્ષેત્રમા રહેલો સર્વજ્ઞ આત્મા ત્રણ કાળના અને લોકાઽ લોકનાં સઘળાયે દ્રવ્ય અને પર્યાયો રૂપ જ્ઞેયોને કઇ રીતે જાણી શકે ? એ પ્રશ્ન ઉભો થાય છે માટે આત્મ—દ્રવ્યને નૈયાયિકોની જેમ "સર્વ વ્યાપક માનવું જોઈએ" અથવા "બીજા દ્રવ્યો સાથે, પરસ્પર પરિણમન પામે છે" એમ માનવું જોઈએ. તે સુક્ષ્મ પ્રશ્ન. અને તેનું સૂક્ષ્મ સમાધાન આ સ્તવનમાં કરવામા આવેલુ છે ]

[રાગ સારંગ રસિયાની દેશી]

ધ્રુવ-પદ રામી ! હો સ્વામિ ! માહરા,
નિઃકામી ! ગુણરાય ! સુ-જ્ઞાની !
નિજ ગુણ કામી હો પામી તું ધણી,
ધ્રુવ આરામી હો થાય. સુ-જ્ઞાની ! ૧

ધ્રુવ-પદ=આત્મ-પ્રદેશોમા કદીયે ચલતા વગરના આત્માની તદ્દન સ્થિર અવસ્થા. ધ્રુવ-પદ-રામી=શૈલેશીકરણ કરી, નિશ્ચળ થઈ રહેલો આત્મા મોક્ષમા એકજ ઠેકાણે રહે છે તેથી ધ્રુવ-પદ-સ્થિર-સ્થાનમા રમણતા કરતા સ્વામિ=

બીજા આત્માઓને સ્થિર ધ્રુવ બનાવવામા નિમિત્તભૂત થતાં હોવાથી, તેવા આત્માઓના સ્વામી નિઃકામી=કશીયે ઇચ્છા વગરના. નિષ્કામી ગુણ-રાય=ગુણોના ભડાર નિજ-ગુણ-કામી=પોતાના જ આત્મિક ગુણો મેળવવાની-સપૂર્ણ વિકસિત કરવાની ઇચ્છાવાળા પામી=પામ કરી, મેળવી ધ્રુવ-આરામી =ધ્રુવ પદમા આરામ લેનારા, આનદ લેનારા લીન ]

પોતાના નિત્ય અને એક સ્થાને રહેવા નિશ્ચલ આત્મ સ્વરૂપમા રમણ કરનારા ધ્રુવપદરામી હે મારા સ્વામિ પાર્શ્વનાથ પ્રભો! આપ તદ્દન નિષ્કામી અને ગુણોના ખજાના રૂપ છો, તેથી જે આત્માની ઇચ્છા પોતાના આત્મના સઘળાયે ગુણોમા રમણતા કરવાની થાય, તે જો આપની પાસે આવે, અને આપને મળે, તો તેપણ ધ્રુવ-આરામી ધ્રુવપદમાં આરામી થઈ જાય છે આપ પોતે ધ્રુવ પદમાં રમણ કરનારા છો, અને બીજાને પણ ધ્રુવપદમા રમણ કરાવી શકો છો ૧

પાર્શ્વનાથ પ્રભુનું પ્રાકૃત ભાષામા નામ પારસનાથ-થાય છે પારસનો અર્થ પારસમણિ પણ થાય છે જે તે લોઢાને અડકે, તો તુરત લોઢાનુ સોનુ થઈ જાય છે તે પ્રમાણે ઇતર સસારી જીવો રૂપી જે જે લોઢાના કટકાને સોનુ થવાની ઇચ્છા થાય, તો પારસમણિ જેવા આપને પ્રાપ્ત કરે, આપનો સ્પર્શ કરે,-તો તે પણ સુવર્ણ થઈ જાય છે, એટલે કે-એ આત્મા પણ જેમ ગુણોનો રાજા બની જાય છે

આ રીતે, પારસમણિ અને પાર્શ્વનાથ એ બન્નેય શબ્દોની સાર્થકતા પારસ શબ્દમા રહેલા શ્લેષથી કરવામા આવેલી છે

અને તે વાત, આત્માનો જ્ઞાનગુણ માત્ર અમુક ક્ષેત્રમા રહેલા આત્મામા જ હોય છે, છતા તે ગુણ, સકળ જ્ઞેયોને સ્પર્શીને દરેક વિષયોને આત્માને જાણવા લાયક બનાવી દે છે, તેથી જ તે જાણી શકાય છે-જાણી લેવામા આવે છે, આત્માના જ્ઞાનગુણનો સ્પર્શ થતાની સાથેજ વિશ્વ સમસ્ત જ્ઞેય બની જાય છે નહીતર, કોઇ પણ જ્ઞેયજ બની શકે નહી. કોઈ પણ જાણી શકાય નહી, જગતમા અધકાર જ રહે ક ઠ પારસમણિ પત્થરનો કોઈ પણ ગુણ બીજા પદાર્થોને પોતાના જ્ઞેય તરીકે બનાવી શકતો નથી ત્યારે, આત્મા પોતાના જ્ઞાન ગુણના સપર્કથી જગતના સઘળા પદાર્થોને જ્ઞેય તરીકે બનાવી મૂકે છે અને તેથી દરેક પદાર્થનું સ્વરૂપ જણાવ. માડે છે એટલે જ્ઞાન ગુણને, અને તેની મારફત આત્માને પણ, પારસમણિ સાથે ઘટાવ્યો છે ઉપરાંત, છેલ્લી ગાથામા પારસમણિ કરતા યે તેની વિશેષ વિશેષતા પણ બતાવી છે

સર્વ-વ્યાપી કહે સર્વ-જાણગપણે,
પર-પરિણમન-સ્વરૂપ સુજ્ઞાની !
પર-રૂપે કરી તત્ત્વપણુ નહી,
સ્વસત્તા ચિદ્-રૂપ સુજ્ઞાની ! ૨

[ સર્વ-વ્યાપી=લોક અને અલોક તથા ત્રણેય કાળમા વ્યાપેલો સર્વ-જાણગ-પણે=સર્વને જાણનાર હોવા તરીકે પર-પરિણમન-સ્વ-રૂપ=બીજા રૂપે પરિણામ પામવાને

સ્વરૂપે થયો પરરૂપે પરિણામ પામવાના ગુણવાળો થયો પર-રૂપે ઠઠી=બીજા રૂપે થવામા તત્ત્વપાડુ=સ્વ-તત્ત્વપણુ, પોતાપણું સ્વ સત્તા=પોતાની સ્વરૂપે સત્તા ચિદ્-રૂપ= ચેતના રૂપ છે ]

સર્વ વ્યાપકતા વિષેના પ્રશ્નનો ઉપક્રમ

આત્મા સર્વ જ્ઞેય પદાર્થને જાણનારો હોવાથી, આત્માને વિભુ તરીકે-સર્વ વ્યાપી-લોકાલોક અને ત્રિકાળ વ્યાપી કહ્યો છે, સર્વ કાળ અને સર્વ ક્ષેત્ર વ્યાપી કહ્યો છે પરતુ આત્મા સ્વદ્રવ્યથી તો લોકાલોક વ્યાપી નથી તથા ત્રણ કાળમા પણ સર્વવ્યાપી નથી શરીર પ્રમાણ પ્રાય જ હોય છે

ઠીક, સર્વને જાણનાર તરીકે, આત્માને સર્વ વ્યાપી માનવા છતા, ગુણ અને ગુણીનો અભેદ માનવાથી "જ્ઞાન તેજ આત્મા" એમ માનવુ પડશે એમ માનીએ, તો જ આત્માનો જ્ઞાન ગુણ વિભુ હોવાથી આત્મા પણ વિભુ થાય પરતુ, એમ કરવા જતા, જેમ તે પોતાના આત્માને જાણે, તે પ્રમાણે પોતાના સિવાયના પર-બીજા-જ્ઞેયોને પણ તેણે જાણવા પડશે અને જાણે પણ છે તેથી તે દરેક જ્ઞેય રૂપે જ્ઞાનને-આત્માને પણ થવુ પડશે તેથી આત્માનુ પર રૂપે પરિણમન થયુ, એમ થવાથી-પર-સ્વરૂપે પરિણમન થવાથી-પર રૂપે આત્મા બનશે અને એમ, પર -રૂપે થશે, તો સ્વતત્ત્વપણુ તો રહેશે નહી

અને " આત્મા તો સ્વચેતના ગુણની સત્તાએ જ સ્વ-

સ્વરૂપેજ સત્ છે અને પરરૂપે અસત્ છે" એટલે કે-સ્વદ્રવ્ય સ્વક્ષેત્ર સ્વકાળ અને સ્વભાવ ની અપેક્ષા એ આત્મા સ્વ-સ્વરૂપે છે પરદ્રવ્ય પર ક્ષેત્ર પરકાળ અને પર સ્વભાવની અપેક્ષાએ તેને સ્વપણુ નથી, પરતુ, તે તો બધુ પરપણું છે તો એ બે વાત કેમ ઘટશે ? પરપણુ પામ્યા વિના સર્વજ્ઞપણુ કેમ ઘટે ? સર્વજ્ઞપણુ હોય તો પરપણુ પામ્યા વિના કેમ રહે ? આ વાધો આવશે, તેનુ કેમ ? ૨

જ્ઞેય અનેક હો જ્ઞાન-અનેકતા,
જલ-ભાજન-રવિ જેમ સુજ્ઞાની !
દ્રવ્ય-એકત્વ પણે ગુણ-એકતા,
નિજપદ રમતા હો ખેમ સુજ્ઞાની ! ૩

[જ્ઞેય=જાણુવા યોગ્ય પદાર્થો જ્ઞાન-અનેકતા=જ્ઞાનનું અનેકપણુ ભાજન=વાસણુ રવિ=સૂર્ય જલ-ભાજન-રવિ=પાણીના વાસણુમા પડેલું સૂર્યનું પ્રતિબિબ. દ્રવ્ય-એક-ત્વપણે=દ્રવ્ય એક હોય તોજ નિજ-પદ=પોતાના [illegible] મા ખેમ=કુશળતા સ્વ સ્વરૂપમા ટકી શકે ]

એજ પ્રશ્ન દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી જુદી જુદી રીતે સ્પષ્ટતાથી સમજાવે છે —

તેમા પ્રથમ દ્રવ્યથી સ્વ-પરપણુ સમજાવે છે—

જેમ સૂર્ય એક છતાં પાણીના ભરેલા [illegible] ણોમાં જુદો [illegible] પ્રતિબિંબરૂપે દેખાય છે [illegible] હોવાને [illegible] . તે જ પ્રમાણે [illegible]

જાણની વખતે એકજ જ્ઞાન ગુણ જુદા જુદા અનેક જ્ઞેયોરૂપે પરિણમે છે, તેથી જ્ઞાન પણ અનેક થશે અને તેથી આત્મા પણ અનેક થશે

કેમકે—દ્રવ્ય એક રહે, તો જ ગુણોની એકતા ટકી શકે અને ત્યાં જ તે આત્મા સ્વસ્વરૂપમા રમણતા ક્ષેમ કુશળતાથી કરી શકે નહીતર, પરસ્વરૂપમા રમણતા આવી પડે, તો સ્વ-રમણતાની ક્ષેમકુશળતા રહી શકે નહી માટે, અનેક જ્ઞેયોપણે આત્મા પરિણમવો ન જોઇએ નહી તર એક સ્વદ્રવ્ય, સ્વરૂપ આત્મા રહેશે નહી

અનંત જ્ઞેયોને જાણવાથી તે જ્ઞેયોરૂપે પરિણમન પામનાર જ્ઞાન ગુણ પણ અનંત-અનેક થઈ જાય એ રીતે, એક આત્મા પણ એકજ રહે " એમ કહી શકાય નહી અને એ રીતે આત્માને પરદ્રવ્ય સ્વરૂપે પરિણમવુ પણ પડેજ તો પણ તેની સ્વરમણતાની ક્ષેમકુશળતા શી રીતે ગણાય ? એક આત્મા અનેક થાય અને સ્વસ્વરૂપમા રહેલો આત્મા પરરૂપે થાય આ બે વાંધા ઉભા થાય ૩

પર-ક્ષેત્રે ગત-જ્ઞેયને જાણવે,
પર-ક્ષેત્રે થયુ જ્ઞાન સુજ્ઞાની
"અસ્તિપણુ નિજ ક્ષેત્રે" તુમે કહ્યો,
નિર્મલતા ગુમાન ? સુજ્ઞાની ! ૪

[ પરક્ષેત્રે-ગતજ્ઞેય=પોતાના ક્ષેત્ર સિવાયના બીજા ક્ષેત્રમા રહેલ જ્ઞેયપદાર્થ પર ક્ષેત્રે=બીજાના ક્ષેત્રનું અસ્તિ

જ્ઞેયપર્યાયો આવે, આ પ્રમાણે અમુક એક સમયનો જે પદાર્થ તેકાળે સ્વ છે બીજા સમયના કાળની અપેક્ષાએ એ પદાર્થજ પર છે એમ વિચાર કરતા, સ્વકાળ નાશ થયો, કે તે જ્ઞેય પણ તેની સાથે જ નાશ પામે અને જ્ઞેય નાશ પામે, એટલે જ્ઞાન પણ નાશ પામેજ અને જ્ઞાન નષ્ટ થયે દ્રવ્યનુ સ્વરૂપ પણ નષ્ટ થાય

કેમકે-પદાર્થની કાળથી સ્વ-સત્તા તો સ્વકાળે જ છે તે પરકાળમા કેમ જઇ શકે ? ન જ જાય આત્માની નાશવતતા અનેકતા અને પર-સ્વરૂપતા એમ ત્રણ દોષ લાગુ પડે છે ૫

પર-ભાવે કરી પરતા પામતા,
સ્વ-સત્તા-થિર-ઠાણ સુજ્ઞાની !
આત્મ-ચતુષ્કમયી પરમા નહી,
તો કિમ સહુનો રે જાણ સુજ્ઞાની ! ૬

[ પર ભાવે કરી=પરના-બીજા દ્રવ્યોના ભાવ, પરતા પામતા=બીજાપણે થઇ જવાથી, સ્વ-સત્તા થિર-ઠાણ= સ્વસત્તામા સ્થિર સ્થાન, પોતાની સત્તામા-પોતાના ભાવમાં જ બરાબર સ્થિરતા ચતુષ્કમયી=દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ રૂપી ચોકડી પરમા-બીજામાં ]

ભાવથી—

એજ પ્રમાણે પર-સ્વભાવોનુ-બીજા પદાર્થના ગુણોનુ પર્યાયોનુ જ્ઞાન કરતી વખતે આત્મા પરસ્વભાવપણુ

પામી જાય ખરી રીતે તો, સ્વસ્વભાવમાં પોતાની સત્તા સ્થિર હોઈ શકે, તેજ સ્વભાવે સ્વ સત્તા છે પરસ્વભાવે તો પોતે નથી જ, નજ હોઈ શકે પોતે પરસ્વભાવે પણ હોય, તો પોતે પર બની જાય, સ્વભાવમા ન રહે

ચારેય પ્રશ્નોનો ઉપસંહાર —

આ રીતે પોતાના આત્માના જ સ્વદ્રવ્ય. સ્વક્ષેત્ર સ્વકાળ અને સ્વભાવ એ આત્મ ચતુષ્ક, પોતા સિવાયના બીજા આત્મા અને પરમાણુવાદિક પદાર્થોમા સભવે નહી તો પછી, તમે એક આત્માને સર્વજ્ઞેયનો જાણકાર તરીકે કહો છો, તો તે શી રીતે ઘટી શકે છે? એ પ્રશ્ન ઉભો રહે છે

કા તો "આત્મા પર રૂપે પણ બને" અથવા "સર્વનો જાણુ ન બની શકે" એમાથી એક રસ્તો છે બીજો રસ્તો નથી ૧ આત્માદિ દ્રવ્ય સ્વસ્વરૂપમા જ રહે, અને પરરૂપે ન થાય, તથા ૨ સ્વ અને પર એવા સર્વ જ્ઞેયના જાણકાર થવુ, એ બે એકીસાથે બની શકે જ નહી કેમ બની શકે?

"તો કેમ સહુનો રે! જાણ?" આ પ્રશ્નનુ બીજ શ્રી વીશ-વીશી પ્રકરણમા કેવળજ્ઞાન વીશીમા સક્ષેપથી જણાય છે —

। जीवो य ण सव्व-गाओ तो तद्धम्मो कह मनइ नाही १। कह याऽलोओ (ए) धम्मा-ऽऽइ विरहओ (हिए) गच्छइ अणते। १८। १८

અર્થ જીવ જ્યારે સર્વગત-સર્વ વ્યાપક નથી, તો તેનો ધર્મ [ જે જ્ઞાન ] તે બહાર [ તે આત્માથી પણ બહાર ] કેમ હોઈ શકે ? અથવા ધર્માસ્તિકાયાદિકથી રહિત અનંત અલોકમાં પણ તે કેમ જઈ શકે ? કેમકે-એક આત્માનું કેવળજ્ઞાન લોક અને અનંત અલોકને પણ જાણે તો એ તો એ નિયત સ્થળમા રહેલા એક આત્માનો જ્ઞાનગુણ લોકની બહાર ધર્માસ્તિકાયાદિક ગતિમાં સહાયક જ્યા નથી એવા અનંત અલોકમા તો શી રીતે જઈ શકે ? શી રીતે ગતિ કરી શકે ?'

એ રીતે પ્રશ્ન છે ૬

અગુરૂ-લઘુ નિજ ગુણને દેખતા,
દ્રવ્ય સકલ દેખત સુજ્ઞાની !
સાધારણ ગુણની સાધર્મ્યતા,
દર્પણ-જલને-દ્રષ્ટાંત સુજ્ઞાની ! ૭

[ અગુરુ-લઘુ=દરેક દ્રવ્યમા અગુરુ-લઘુ નામનો અગમ્ય ગુણ હોય છે દેખત=દેખે છે સાધારણ-ગુણ= સર્વ દ્રવ્યોમા જે રહે, તે સાધર્મ્યતા=એક સરખાપણુ દર્પણ જલ-દ્રષ્ટાંત=આરિસા અને પાણી નો દાખલો ]

**પ્રશ્નનુ સમાધાન**-જેમ દર્પણમા પ્રતિબિંબ ઝીલવાનો ગુણ છે, તે પ્રમાણે પાણીમા પણ પ્રતિબિંબ ઝીલવાનો ગુણ છે તેથી પોતાનામા રહેલા ગુણ બીજામાં છે એટલે પાણીમા અને દર્પણમા પ્રતિબિંબ ખેંચવાનો ગુણ એક સરખો થયો એક પદાર્થનુ પ્રતિબિંબ દર્પણમા પડે છે તો તેજ પદાર્થનુ પ્રતિબિંબ પાણીમાં પણ તેવીજ રીતે પડે

છે એ દષ્ટાત મુજબ સરખાપણાને લીધે એકમા પડતા પ્રતિબિબની રીત ઉપરથી બીજામા પડતા પ્રતિબિબનો ખ્યાલ આવી શકે છે, જેમ જળમા પ્રતિબિબ પડે, તેમજ દર્પણમાં પણ પડે છે" એમ સમજી શકાય છે

એ પ્રમાણે, આત્મ દ્રવ્યમા પોતાના ષડ્ગુણ હાનિ અને ષડ્ગુણ વૃદ્ધિ પામતા અને ષડ્ ભાગ હાનિ અને ષડ્ભાગ-વૃદ્ધિ પામતા પોતાના—અનત સ્વ અગુરુ લઘુ-પર્યાયોછે તેવા બીજા જ્ઞેયોને પણ અગુરુ-લઘુ પર્યાય હોય છે માટે જેમ પોતાના અનત અગુરુ લઘુ-પર્યાયોને પોતે જાણે છે-તે પ્રમાણે—સમાનતાને ધોરણે—બીજાના અગુરુ-લઘુ અનત પર્યાયોને પણ તે ઉપરથી તે જાણી શકે છે માટે સર્વનો જાણ-સર્વજ્ઞ તરીકે જ્ઞાન ગુણની અપેક્ષાએ આત્મા સ્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ ની જેમ, પર દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ જાણી શકે છે અને એ અપેક્ષાએ સર્વજ્ઞ તથા સર્વ-વ્યાપક બની શકે છે

આત્માના જ્ઞાન ગુણની શક્તિ જ લોકાલોકના ત્રણેય કાળના સર્વભાવોને જાણવાના પરિણામ સ્વરૂપે છે તે ગુણની લાયકાત જ એવી છે, તેથી કોઇ પણ દ્રવ્ય ક્ષેત્ર : કાળ અને ભાવ મા રહેલા સર્વ જ્ઞેયને કેવળજ્ઞાની આત્મા જાણી શકે છે, સ્વરૂપ નિયત તે આત્માનો જ્ઞાન એ તદ્ગ્રહણ પરિણામ રૂપ ધર્મ છે પરન્ત ઉપરના પ્રશ્નનો આ મૌલિક ખુલાસ

પણ એ ગુરુ-લઘુ પર્યાય નામે ષડ્ગુણ હાનિ વૃદ્ધિથી સમજાવી શકાય છે અગુરુ લઘુ પર્યાયોબુદ્ધિ ગમ્ય કરતાં શાસ્ત્રાજ્ઞા ગમ્ય ખાસ છે તેની વિશેષ સમજ કર્મ પ્રકૃતિ પંચસંગ્રહમાથી શાસ્ત્રીય પદ્ધતિથી મેળવવી

---

# ૨૪ શ્રી-મહાવીર-વર્ધમાન-જિન-સ્તવન.

ક્ષાયિક વીર્ય વંત હોય, તે આત્મા વીર-મહાવીરઃ
નિરાવલંબન યોગઃ શૈલીશીકરણ

[ નિયત-સ્થાનસ્થ કેવળજ્ઞાની પરમાત્માનુ સર્વ-જ્ઞેયોની સાથેના કયા સબંધે સર્વજ્ઞપણુ અને સર્વવ્યાપી પણુ હોય છે ? તે બતાવ્યા પછી, અયોગી ભગવાનનું ક્ષાયિકવીર્ય કેવી રીતે સંપૂર્ણ પ્રગટ થાય છે ? તે આત્મિક વીર્યનું સુંદર સ્વરૂપ આ સ્તવનમા બતાવવામા આવેલુ છે આત્મ ધર્મની પ્રીતિથી માંડીને ઠેઠ મોક્ષાવસ્થા સુધીનુ જરૂરી જરૂરી વર્ણન ૨૪ સ્તવનો ।। પૂરૂ કરવામા આવ્યું છે

આત્માના અન્તિમ વિકાસ સુધીનુ વર્ણન પૂરુ થાય છે એટલે આ સ્તવનમા વિકાસની છેલ્લી ભૂમિકાનુ વર્ણન છે.]

વીરજીને ચરણે લાગુ,
વીર પણુ તે માગુ રે,
મિથ્યા-મોહ-તિમિર-ભય ભાગુ,
જિત-નગારુ વાગ્યુ રે વીર૦ ૧

[ વીરપણુ=શૂરવીરપણુ, ચરણે લાગુ=પાયે લાગુ, પ્રણામ કરુ મિથ્યા=મિથ્યાત્વ મોહ=કષાયો તિમિર=અંધારુ અંધકાર ભાગુ=ભાગી ગયું જિત-નગારુ=વિજય ભેરી, વિજય ડંકો ]

શ્રી મહાવીર વર્ધમાન પરમાત્માને ચરણે લાગીને પડીને, તેમણે બતાવેલી શૂરવીરતા હુ તેમની પાસે માગુ છુ તેઓશ્રીએ શૂરાતનપણુ બતાવીને મિથ્યાત્વ અને કષાયો-રૂપી ભયકર અધકારના હુમલાને ભગાડેલ છે, અને જગતમા વિજય ડંકો વગાડ્યો છે

[મને પણ આપશ્રીના ચરણે વળગવાથી—આપશ્રીની મદદથી—શૂરપણુ માગવાની મેળવવાની ઇચ્છા થઇ, તેથી મારા મિથ્યાત્વ અને કષાય વિગેરેના ભયકર હુમલા ભાગવા લાગ્યા છે અને વિજય નગારુ વાગવુ શરૂ થયુ છે તે ભયો સપૂર્ણ ભાગી જશે,એટલે બરાબર વિજયનગારુ ગાજી ઉઠશે ]૧

વીર્યવત હોય, તે વીર અને વીરોમા પણ શ્રેષ્ઠ, તે મહાવીર વીરતામા વીર્યની મુખ્યતા છે-વીર્ય ઉપર વીરતાનો આધાર હોય છે તેથી વીર્યપ્રેરિત વીરતાની અને મહાવીર નામની સાર્થકતા શ્લેષથી સ્પષ્ટ રીતે જ કરી બતાવી છે

છઉમ ત્થ-વીર્ય લેશ્યા-સગે,
અભિસધિ-જ મતિ-અગે રે

સૂક્ષ્મ-સ્થૂલ-ક્રિયાને રંગે,
 યોગી થયો ઉમગે રે    વીર૦ ૨

[ છઉમત્થ-વીર્ય=છદ્મસ્થ-અસર્વજ્ઞ-દશામાં-મોહથી ઘેરાયેલી અવસ્થામા-રહેલા જીવનું વીર્ય-બળ લેશ્યા-સંગે= કૃષ્ણાદિ દ્રવ્ય લેશ્યાનો સબધ હોય, ત્યા સુધી અભિસધિ જ=અભિસધિ-નિમિત્ત-ખાસ પ્રયત્નથી ઉત્પન્ન થયેલ. મતિ-અગે=વિચાર પૂર્વક, ઇરાદા પૂર્વક સૂક્ષ્મ-સ્થૂલ-ક્રિયાને=બારીકમાં બારીક અને સારી રીતે જણાઇ આવે તેવી વધુ પડતી સ્થૂલ મન વચન અને કાયાની પ્રવૃત્તિના. રગે=રગમા, હહેજતમા યોગી=મન વચન કાયા ના યોગ-વાળો ઉમગે=મોહજન્મ આનદથી-ઉત્સાહથી-સ્વેચ્છાથી-ઉમળકાથી-ઉલ્લાસથી ]

લેશ્યાયુક્ત-છદ્મસ્થ જીવનુ મતિ અગે-એટલે ઇરાદા પૂર્વકના પ્રયત્નને લીધે-જે બળ-વીર્ય પ્રવર્તે, તેનુ નામ અભિસધિ-જ યોગ કહેવાય છે

અને ખાસ પ્રકારના પ્રયત્ન વિના સ્થૂલઃ કે સૂક્ષ્મ મન વચન કાયાની પ્રવૃત્તિના રગે જીવના પ્રયત્ન થાવે, તે અનભિસધિ-જ વીર્ય કહેવાય એ રીતે લેશ્યાના બળથી રગમા આવીને આત્મા મોહજન્ય ઉલ્લાસથી યોગી-મન વચન કાયા મારફત પ્રવર્તતા બળવાળો બન્યો હોય છે, મન, વચન કાયા નીસ્થૂલ અને સૂક્ષ્મ પ્રવૃત્તિઓના રગથી રંગાય છે, અને મોહના ઉત્સાહમાંને ઉત્સાહમાં યોગોને આધીન થઇ યોગી-

ન વચન કાયાની પ્રવૃત્તિવાળો બને છે અથવા કર્મ સાથેના સંબંધવાળો થાય છે

અસંખ્ય-પ્રદેશે વીર્ય-અસંખ્યે,
યોગ-અસંખિત કંખે રે,
પુદ્ગલ-ગણ તેણે લે સુ-વિશેષે,
યથા-શકિત-મતિ લેખે. રે  વીર૦ ૩

[ યોગ=મન વચન કાયા મારફત પ્રવર્તતું-જણાતું આત્માનું બળ. કંખે=કાંક્ષિત છે, શાસ્ત્રમાં જણાવેલ છે પુદ્ગલ-ગણ=કર્મ પરમાણુઓની અનેક કાર્મણ વર્ગણાઓના જત્થા સુ વિશેષે=ખૂબ ખૂબ વધારે વધારે યથા-શક્તિ-મતિ-લેખે=શક્તિ=પ્રયત્ન અને મતિ=ઇરાદો. અધ્યવસાય-સ્થાનોના પ્રમાણમાં, તેને હિસાબે. ]

કોઇ પણ એક આત્માને અસંખ્ય આત્મ પ્રદેશો હોય છે. દરેક આત્મ પ્રદેશમાં અસંખ્ય આત્મિક વીર્યના અંશો હોય છે તે આત્મિક વીર્યના અસંખ્ય અસંખ્ય અંશોનું યોગ સ્થાનક હોય છે એવા યોગ સ્થાનકો શાસ્ત્રમાં અસંખ્ય બતાવેલા છે.

જીવના પ્રયત્ન અને અધ્યવસાય સ્થાનક પ્રમાણે—અભિસંધિને બળે તે તે યોગ સ્થાનક વડે જીવ વધારે વધારે કાર્મણ વર્ગણા રૂપ પુદ્ગલોના જત્થા પોતાના એક છે—પોતાનામાં મિશ્રિત બનાવે છે આ

જીવને નવા નવા કર્મો બધાવે છે, અને જેમ યોગ્યસ્થાનક વધારે વધારે તીવ્ર, તેમ તેમ કર્મના જત્થા પણ વધુને વધુ જીવ લે છે ૩

ઉત્કૃષ્ટે વીર્ય-નિવેશે,
યોગ-ક્રિયા નવિ પેસે રે
યોગ તણી ધ્રુવતાને લેશે
આતમ-શકિત ન ખસે રે વીર૦ ૪

[ ઉત્કૃષ્ટે=વધારેમા વધારે વીર્ય-નિવેશે=વીર્યના પ્રદેશોમા યોગ-ક્રિયા=મન વચન કાયા ના યોગની પ્રવૃત્તિ ધ્રુવતા=નિશ્ચળતા લેશે=લેશ માત્ર આતમ-શકિત=આત્માની શક્તિ, આત્માનુ વીર્ય ખસે=ખેસવે ખસે ]

જેમ જેમ આત્મા સ્વતંત્ર રીતે સ્વવીર્ય હસ્તગત કરતો જાય છે, અને છેવટે વધારેમા વધારે સ્વવીર્ય તેને પ્રાપ્ત થાય છે, ત્યારે તેના પ્રદેશમા મન વચન કાયા ના યોગોની પ્રવૃત્તિ પ્રવેશ કરી શકતી નથી એટલે કે—જેમ જેમ આત્મા ગુણસ્થાનકો ઉપર ચઢતો જાય છે, તેમ તેમ તેનુ વીર્ય વધતુ જાય છે, અને છેવટે જ્યારે, વીર્ય વધીને ઉત્કૃષ્ટ હદે પહોચી જાય છે, ત્યારે—મન, વચન કાયા.ના યોગની પ્રવૃત્તિ તદ્દન મંદ પડી જાય છે, ને છેવટે નાબુદ પણ થઈ જાય છે આ એક વિચિત્ર ઘટના બને છે અર્થાત્ તે બળ મન વચન અને કાયા મારફત વેરાતુ-વેડફાતુ હોય છે, તે બધ પડીને આત્મસ્થ-સ્થિર થતુ જાય છે

વળી જેમ જેમ મન વચન કાયા ના યોગો સ્થિર થતા જાય છે, અને છેવટે તદ્દન સ્થિર થઇ જાય છે, ત્યારે તેને આત્માની વીર્ય–શક્તિ–બળ જરા પણ ખસેડી શકતી નથી ડગાવી શકતી નથી. આત્મા યોગોને પકડી રાખી શકતો નથી

પરિણામે, આત્મા અને મન વચન કાયા ના પરમાણુના જત્થાઓ સદાને માટે છુટા પડી જાયછે, મન વચન કાયા ના પુદ્ગલો પુદ્ગળ રૂપે સ્થિર રહે છે, તેને આત્માનુ વીર્ય કાંઈઅસર'કરી શકતુ નથી એટલે કે–છેવટે, તે ત્રણની મારફત કાંઈ પણ પ્રવૃત્તિ કરતુ નથી આ બીજી વિચિત્ર ઘટના બને છે અર્થાત્, આત્મા પુદ્ગળોથી તદ્દન છુટો પડી જતો હોવાથી તેનો મન વચનઃ કાયા રૂપે બનાવી ઉપયોગ કરી શકતો નથી

ઉત્કૃષ્ટ વીર્યને યોગો અસર કરી શકે નહી, અને યોગોની ઉત્કૃષ્ટ સ્થિરતાને ઉત્કૃષ્ટ વીર્ય પણ ડગાવી શકે નહી. બન્નેય સદાને માટે છુટા પડી જાય છે, એ ગાથાનો સાર છે ૪

કામ–વીર્ય–વશે જિમ ભોગી,
તિમ આતમ થયો, ભોગી રે.
શૂરપણે આતમ–ઉપયોગી,
થાય તેહ અ–યોગી રે વી૦ ૫

[ કામ–વીર્ય–વશે=મૈથુનપૂર્વક વિષય સુખ ભોગ

વામા ઉપયોગી વીર્યને લીધે, ભોગી=ભોગો ભોગવનાર આત્મ ઉપયોગી=આત્મામા ઉપયોગવત. આત્માના વિકાસના પ્રયત્નમા લીન અ યોગી=મન વચન કાયા ના યોગો રહિત ચૌદમે ગુણ સ્થાનકે રહેલા જીવો અને સિદ્ધ પરમાત્મા ]

મૈથુનપૂર્વક વિષયસુખ ભોગવવામા ઉપયોગી વીર્યને લીધે જેમ કોઇ પણ જીવ ભોગો ભોગવનાર–ભોગી–બને છે, તે જ પ્રમાણે મન વચન કાયા મારફત પ્રવર્તતા આત્માના બળ–વીર્યને લીધે આત્મા ભોગી એટલે સસારી થયો છે સંસારમા ભ્રમણ કરે છે, અને સસારમા સસારના સુખ દુ ખોનો ભોગવનાર ભોકતા થયો છે

પરતુ, જ્યારે એજ આત્મા શુરાતન લાવીને, પોતાના આત્માના ઉપયોગમા તલ્લીન થાય છે, ત્યારે તે અયોગી થઇ જાય છે શૈલેશીકરણસ્થ બની સિદ્ધ પરમાત્મા બને છે

**વિરોધનુ સ્પષ્ટીકરણ**

આત્મા ઉપયોગી હોય તો યોગી થાય, પણ અ–યોગી શી રીતે થાય ? એ વિરોધ આવે છે , અયોગી થાય છે, એટલે મન વચન કાયા ના યોગો રહિત થાય છે

તથા અયોગી થતા પહેલા આત્મા યોગી હતો, તે ભોગી કેમ થાય ? એ પણ બીજો વિરોધ છે પરતુ, યોગી-મન વચન કાયા ની પ્રવૃત્તિ રૂપ યોગોને લીધે યોગી થાય

છે, અને એ રીતનો યોગી થવાથી કર્મો બાધીને—સાંસા-રિક ભાવો પામીને—આત્માને પોતાના કરેલાં તે સર્વ કર્મો ભોગવવા પડે છે તેથી તેનો ભોક્તા—ભોગી—થાય છે. આ રીતે અન્નેય વિરોધોના પરિહારો—ઉકેલો થાય છે.

અહીં ત્રણ પ્રકારનાં વીર્ય બતાવ્યાં છે—૧ મૈથુન-પૂર્વક વિષયસુખ ભોગવવામા ઉપયોગી થાય, તે સાતમી ધાતુરૂપ શારીરિક વીર્ય જને લીધેપ્રાણી કામ-વાસનાથી વાસિત થઈ મૈથુન સુખ ભોગવે છે ભોગી થાય છે (૨) મન વચન કાયા ના યોગ મારફત ભોગવાતુ આત્માનુ બળ. તેને લીધે કર્મો બાધીને આત્માને સાસારિક અવસ્થા ભોગવવી પડે છે, અનાદિ કાળથી મોક્ષમા ન જવાય, ત્યા સુધી દેવ નારક તિર્યંચ મનુષ્ય સ્ત્રી પુરુષ નપુંસક વિગેરે રૂપે થવુ પડે છે, અને વિવિધ રીતે સંસારમા રખડવાનું થાય છે સસાર ભોગવવો પડે છે, ને એ રીતે આત્મા ભોગી થાય છે (૩) ત્રણેય યોગો નબળા પડવાથી અને રત્નત્રયીની આરાધનાથી વીર્યાન્તરાય કર્મનો સર્વથા ક્ષય થવાથી મેરૂ પર્વત—વિશ્વોને ઉથલાવી પાડવા જેવુ જ ક્ષાયિક ભાવે અક્ષય આત્મિક વીર્ય પ્રગટ થાય છે, તે જને લીધે આત્મા શૈલેશી—મેરુપર્વત જેવો સ્થિર અને નક્કર બની જાય છે અયોગી—મન વચન કાયાના યોગો વગ-રઇ સ્થિર વીર્યવત બને છે.

૧ એક વીર્ય કામભોગી બનાવે છે, ૨ બીજુ વીર્ય સસાર ભોગવાવે છે ૩ જુ વીર્ય આત્માને અયોગો બનાવી મુક્ત અને સ્થિર–નક્કર બનાવે છે ૫

"વીર પણુ તે આતમ–ઠાણે"
જાણ્યુ તુમચી વાણ્યે રે
ધ્યાન–વિન્નાણે શક્તિ–પ્રમાણે
નિજ–ધ્રુવ–પદ પહિચાણે રે વી૦ ૬

[ વીરપણુ=વીરતા, શૌર્ય આતમ–ઠાણે=આત્મામા છે, આત્મ–સ્થાનની વસ્તુ છે તુમચી=તમારી વાણ્યે= વાણી વડે, ઉપદેશ વડે ધ્યાન–વિન્નાણે=ધ્યાનના વિજ્ઞાન વડે, ધ્યાનના શાસ્ત્રીય જ્ઞાનવડે શક્તિ–પ્રમાણે=પોતાની જેવી શક્તિ, પોતાની શક્તિનો જેટલો વિકાસ તે પ્રમાણે નિજ–ધ્રુવ પદ=પોતાની સ્થિરતા, ધ્રુવતા, સ્થિરપદ, વીર્યનુ બળ પહિચાણે=જાણી શકે છે ઓળખી શકે છે ]

"વીરપણાનુ પ્રયોજક પ્રેરક–વીર્યનુ ખરૂ મૂળ સ્થાન તો આત્મા જ છે " આ વાતની ખબર આપના શિવાય કોઇ પણ વિદ્વાને જગત્‌ને આપી નથી આ વાત જગત્ આપની વાણીથી–ઉપદેશથી–જ જાણી શકેલ છે જેમ જેમ ધ્યાનમા શાસ્રીય વિજ્ઞાનનો આધાર લઇને, પોતાની શક્તિ પ્રમાણે આત્મા આગળ વધે છે, તેમ તેમ પોતાના આત્મામા કેટલી ધ્રુવતા–સ્થિરતા–વીર્ય–સામર્થ્ય–પ્રાપ્ત થયેલ છે ? તે પોતાના ધ્યાનના જ્ઞાનથી જીવ ઓળખી શકે છે ૬

ધ્યાન-વિજ્ઞાન એટલે યોગના આઠ અંગો છે તેના નામ - યમ નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન, સમાધિ આ પ્રમાણે પતંજલિ યોગસૂત્રમા આપેલા છે અને તેની વ્યાખ્યાઓ પણ આપેલી છે -

યમ એટલે વ્રતો નિયમ એટલે વ્રતોને સહકારી જીવનચર્યા આસન એટલે પદ્માસનાદિક યોગાસનો મુદ્રા વિગેરે પ્રાણાયામ એટલે રેચક પૂરક અને કુભક કરીને પવનની ગતિ ઉપર કાબૂ મેળવવો પ્રત્યાહાર એટલે ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવવો ધારણા એટલે કોઇપણ વસ્તુ ઉપર એકાગ્ર થવાની ટેવ કેળવવી ધ્યાન એટલે કોઇપણ વસ્તુનું એકાગ્રતાથી અમુક વખત સુધી ધ્યાન કરવુ અને સમાધિ એટલે દુનિયાના બાહ્ય વ્યવહારોથી પર થઇને ધ્યાન સૃષ્ટિમા સ્વેચ્છાથી રમણતા કરવાની શક્તિ પ્રાપ્ત થવી તે

જૈન દર્શનમા પણ આજ આઠ અગો બતાવ્યા છે પરતુ તેની વ્યાખ્યા તદ્દન જુદી છે તે આ પ્રમણે છે -

યમ—અહિંસા અને સત્ય વિગેરે વ્રતોને યથા શક્તિ અમલમા મૂકતાં અને ત્રણ ઇચ્છાયમાદિ યમોનો અમલ કરવાની ઇચ્છા રાખવી નિયમ પાંચ પ્રકારના છે શૌચ, સંતોષ તપ સ્વાધ્યાય અને પરમાત્મ પ્રણિધાન આસન આત્મ કલ્યાણના પ્રયત્નોમાં વધારે સ્થિરતા પ્રાણાયામ પ્રાણ કરતાં પણ દેવ ગુરુ ધર્મ તે વધુ વ્હાલા ગણે ધર્મ માટે પ્રાણનો ત્યાગ કરે. પણ પ્રાણ ખાતર દેવ ગુરુ ધર્મ નો ત્યાગ ન કરે, એવી વૃત્તિ પ્રત્યાહાર ઈન્દ્રિયો ઉપર કાબૂ, ઉપરાંત ધર્મ ઉપર આવી પડતા વિઘ્નોને હટાવવામાં તત્પરતા ધારણા ચિત્તની સ્થિરતામાં સારો વધારો ચપળતાનો ત્યાગ થાય ધ્યાન પરમાત્મા વિગેરે ધ્યેયનો મદદથી જેમ બને તેમ મન વચન અને કાયારૂપ યોગોના વ્યાપારો રોકીને આત્મા સ્થિર થતો જાય, તેથી પોતાનુ બળ-વીર્ય પ્રાપ્ત થતું જાય. તેવો પ્રયત્ન કરવો સમાધિ સ્વસ્વરૂપમાં [

અને તેમ આત્મ પ્રદેશોની સૂક્ષ્મતા એકદમ ઘટાડાથી સંકોચીને તદ્દન ઘણાક સુધીની સ્થિતિ અરોગી અને સિદ્ધાવસ્થા સુધી પહોંચી, સ પૂર્ણ આત્મ-વીર્યને અસ્ખલ્ય કરવુ તે એકદમ આત્માએ મેરુ પર્વતની માફક સ્થિર થઇ જવુ, તે

આ રીતે વિચાર કરતાં જેમ જેમ આત્મા ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનના પગથિયા ચડતો જાય તેમ તેમ તેનો આત્મા સ્થિર થતો જાય મન વચન કાયા મારફત વેરાતુ આત્માનુ બળ-વીર્ય-આત્મ-નિષ્ઠ થતુ જાય આત્માની સ્થિરતા તે ધ્યાન આ પ્રમાણે જૈન ધ્યાન પ્રક્રિયાથી ધ્યાન કરતો આત્મા ધ્યાનના બળ પ્રમાણે પોતાની નિજ-ધ્રુવતા-ધ્રુવપદ-સ્થિરતા પોતાને કેટલી પ્રાપ્ત થયેલ છે તે પોતે સમજી શકે છે

વૈદિક દર્શનમા પતજલિના યોગસૂત્ર વિગેરેમાં તથા બૌદ્ધ ગ્રંથોમાં ધ્યાનના પ્રકારો વિસ્તારથી બતાવ્યા છે, પરતુ આ રીતે સ્થિરતા અને વીર્ય શક્તિ મન વચન કાયા દ્વારા જે બહાર દેખાય છે, તે આત્માની વસ્તુ છે એ કોઇએ બતાવેલ નથી તે કેવળ જૈન દર્શનમાથીજ જાણવા મળેછે આ પણ જૈનદર્શનની વિશિષ્ટતા છે તેમા શ્રી આનદઘનજી મહારાજ પોતાની સમ્મતિ બતાવે છે, અને "એ વાત જૈન દર્શન સિવાય બીજે નથી." એ સત્યને એટલી જ મક્કમતાથી ઉચ્ચાર કરે છે

આલબન-સાધન જે ત્યાગે,
પર-પરિણતિને ભાગે રે
અક્ષય-દર્શન-જ્ઞાન-વૈરાગ્યે
આનદ-ઘન પ્રભુ જાગે રે વી૦ ૭

[ આલબન-સાધન=ટેકો લેવામા મદદગાર અથવ ત્રણ યોગ તે રૂપ સાધનનુ આલબન કે ટેકો પર પરિ

ણુતિ=પર રૂપે પરિણમવાનુ તે. વૈભાવિક ભાવે પરિણમનુ ભાગે=ભગાડે છે અક્ષય=સાદિ અનંત ભાંગે ઉત્પન્ન થયા પછી, કદિ નાશ ન પામે તેવા-અનતકાળ સુધી ટકે તેવા. વૈરાગ્ય=ચારિત્ર આનદ ઘન પ્રભુ=અનત તીર્થંકર આનંદના સમૂહરૂપ પ્રભુ જાગે=સદા જાગૃત રહે છે. સર્વજ્ઞ સર્વદર્શી અને શૈલેશી અવસ્થા રૂપ ચારિત્રવત્તે સદા જાગતા રહે છે ]

બાહ્ય જીવન જીવવામા ટેકા રૂપ થનાર=દરજા. મન વચન અને કાયા રૂપ બહારના આલ બનોનો જે આત્મા અક્ષય દર્શન જ્ઞાન ચારિત્ર ની મદદથી ત્યાગ કરે છે. તેની પર પરિણતિ-વૈભાવિક ભાવ-ભાગી જાય છે-નાશ પામે છે. અને તે આનદઘન પ્રભુ આનદમય પ નાના આદિ અનત દર્શન જ્ઞાન અને ચારિત્ર વડે સદા જાગતા જ રહે છે સિદ્ધ પરમાત્મા રૂપે અરૂપી નિત્ય આત્મ જ્યોતિર્મય સદા દીપતા રહે છે

૭

ભાવાર્થ—શ્રી વીર ભગવાન્ વીર હતા.

વીર્યવાન્ હોય, તે વીર કહેવાય આત્મા તો શરીરે બળવાન-વીર રસ યુક્ત-હોય તે વીર કહેવાય છે શત્રુઓ ઉપર વિજય મેળવે, અને વિજય મહોત્સવ ઉજવે, તે વીર કહેવાય છે

ત્યારે પરમાત્મા શી અશરીર હેવે કોઈપણ
૧ ૨ શરીર નથી કે ઈ પણ દેશ જીતીને

જાતનો વિજય મેળવ્યો નથી, છતા તેમનુ નામ એકલુ વીર જ નહી, પરતુ મહાવીર શા ઉપરથી પાડવામા આવ્યું હશે? વળી, કેટલાક માણસોનુ નામ તેની ફોઈએ મહાવીર પાડયું હોય છે, છતા તેઓમાના ઘણા નામ સિવાય મહાવીર નથી હોતા વળી પ્રભુનુ નામ તો વર્ધમાન કુમાર છે પરતુ ઇન્દ્ર સહિત દેવોએ વીરતા ગુણની પરીક્ષા કરીને આપેલી મહાવીર એવી તેઓની પદવી છે, પણ નામ નથી તો આવી પદવી પ્રાપ્ત કરવામા તેમણે શી મહાવીરતા કરી બતાવી હતી?

તે પ્રશ્નના જવાબરૂપે " વીરતા-મહાવીરતા દુનીયાની વીરતા અને મહાવીરતા કરતાં જુદી જ જાતની છે " એમ જૈનશાસ્ત્રનો આધાર લઈને આ સ્તવનમા સાબિત કરી આપ્યું છે

માનવી વિગેરે પ્રાણીઓના શરીરના બળનુ મુખ્ય પ્રેરક જો કે સુંદર આરોગ્ય અને શરીરના બીજા સુતત્વો યથાયોગ્ય રીતે સપ્ત ધાતુનુ પોષણ વ્યવસ્થા વિગેરે હોય છે પરતુ, તેની પાછળ જે અપૂર્વ ઉત્સાહ, માનસિક શૌર્ય વિગેરે જણાય છે, તેમા શારીરિક બળ પાછળ આત્માનુ બળ પણ હોય છે તે આત્મિક વીર્ય છે શારીરિક બળના યોગનો આધાર તેના ઉપર પણ હોય છે સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરતા કોઈ પણ વિચારક કે સશોધકને આ વાત સાચી લાગ્યા વિના રહેશે નહિ

આત્માના ઉત્સાહમા શરીરમાના જ્ઞાનતતુઓ, મગજ, મન, હૃદય, રોમાચ, લોહીની સ્ફૂર્તિ વિગેરે જરૂર મદદ કરે

છે, પરંતુ, એ બધાયને પ્રેરણાનો પ્રવાહ તો ઠેઠ આત્મામાંથી જ મળે છે માટે વીર્યનો મૂળ ઝરો તો આત્મા જ છે

શારીરિક અલ્પશક્તિવાળા છતાં કેટલાક માણુસો મહાન કામો કરી નાખે છે ત્યારે કેટલાક શારીરિક બળના પુષ્કળવાળા માણુસો હતાશ થઈ નાના કામોમાં પણ પાછા પડીને હઠી જાય છે માટે "શરીરની પાછળ પણ કોઈ જુદુ જ બળ કામ કરે છે " એમ કબૂલ કર્યા વિના ચાલશે જ નહીં અને તે આત્મિક બળ છે, આત્મિક વીર્ય છે લોકો સપ્ત ધાતુગત શુક્ર ધાતુને વીર્ય કહે છે પરંતુ, તે તો આત્મિક વીર્યનું બાહ્ય વાહન છે તેથી વાસ્તવિક આત્મિક વીર્યના અર્થમાં વીર્ય શબ્દ પ્રવૃત્ત છે. છતાં બાહ્ય દૃષ્ટિથી–ઉપચારથી–શુક્ર ધાતુ વીર્ય ગણાય છે લોક પ્રસિદ્ધ વ્યવહારમાં ભૂલથી વીર્ય શબ્દનો મુખ્ય અર્થ તે મનાઈ ગયો છે આત્માનું વીર્ય પ્રગટ થવાનું વ્યવહારુ– બાહ્ય મુખ્ય કેન્દ્ર શુક્ર ધાતુ છે એટલે તેમાં ઉપચાર થાય, તે યોગ્ય છે અને આત્મજ્ઞાન વગરના જીવોને બહારથી બળના પ્રતીક તરીકે એજ પદાર્થને ઓળખાવવામાં વધારે ઔચિત્ય છે. કેમકે–આત્મિક વીર્યને બહાર પ્રગટ થવા માટે તેની સાથે મુખ્ય સંબંધ છે તેથી ઉપચાર સંગતતો છેજ પરંતુ, તે ઉપચાર છે વાસ્તવિક અર્થ નથી

તે આત્મિક વીર્ય સમગ્ર વિશ્વને ઉથલાવી નાખી શકાય તેના કરતાયે વધારે સામર્થ્યશીલ હોય છે પરંતુ, તે કર્મોથી ઢંકાયું હોય છે અને જેટલું ઢંકાયું નથી

મન–વચન આદિ આકૃત વેર વિખેર રી

જવા આવવા વિગેરે કામોમા આત્મા વાપરે છે અને જ્યારે તે સમગ્ર આત્મનિષ્ઠ થઇને-કર્મોના આવરણુ રહિત થઇને આત્મામા સમગ્રપણે છલછલી ઉઠે છે, ત્યારે તે આત્માને તેવી કોઇપણુ પ્રવૃત્તિ કરવાનુ પ્રયોજન નથી હોતું અને તેનો ઉપયોગ કરવા શરીર વિગેરે બાહ્ય સામગ્રીની પણુ જરૂર હોતી નથી જેમ જેમ વીર્યાન્તરાદિક કર્મોનો ક્ષયોપશમ વધે છે, તેમ તેમ પહેલા તો અનુક્રમે વધતું જાય છે, અને જ્યારે સમગ્ર વીર્યાન્તરાય કર્મોનો ક્ષય થાય છે, ત્યારે ક્ષાયિક ભાવે અક્ષય વીર્ય પ્રગટે છે અને આત્મા સ્થિર-સ્થિર થતા થતા તદ્દન સ્થિર થઇ જાય છે શૈલેશ મેરુપર્વત જેવો સ્થિર નક્કર બની જાય છે

આવી શૂરવીરતા પરમાત્મા મહાવીરદેવ વિગેરેએ મેળવી હોય છે, તેથી તેઓ મોહ મિથ્યાત્વ અજ્ઞાન સસારમા ભ્રમણુ જન્મ જરા મરણુ રોગ શોક વિગેરેને ભગાડે છે અને આત્માના સપૂર્ણ વિજય ડકા વગાડે છે આવી શૂરવીરતા રત્નત્રયી-શુદ્ધ દર્શન જ્ઞાન અને ચારિત્ર ની રસાયણુ માત્રા રૂપ ઓષધનુ પાન કરીને, કોઇ પણ આત્મા જગાડી શકે છે

સસારસ્થ જીવોને વીર્ય બે રીતે પ્રવર્તે છે (૧) એક તો આપણા આત્મપ્રદેશો રાત દિવસ પ્રતિક્ષણે ઉથલપાથલ થયા જ કરતા હોય છે, જેને અગે શરીરના જ્ઞાનતતુઓમા અને તેથીજ લોહીના ફરવામા કાઇક સ્થૂલરૂપે જણાય છે, અને છાતીમા હૃદયમા, તથા નાડીમા તેના ધબકારા સારી રીતે જણાય છે આ સ્ફુરણોને લીધેજ ખોરાકમાથી

રસ, તથા લોહીથી માડીને ઠેઠ શુક્ર અને ઓજસ્ સુધીની ધાતુઓ બને છે એકમાથી બીજીમાં સક્રમણ થયાજ કરે છે, એક બીજા ધાતુના રોગો એક બીજા ધાતુમા સક્રમણ પામ્યા કરે છે એક બીજાના વિકારો અનુલોમ અને પ્રતિ લોમપણે સક્રમ્યા જ કરે છે

ઉઘતી વખતે શાંત–મૌન બેઠા હોઇએ, તો પણ આ બધી પ્રવૃત્તિઓમા સહજ પ્રવર્તતા યોગને અનભિસમ્ધિ-જ યોગ કહેવાય છે અને ઇરાદાપૂર્વક કોઇ પણ પ્રકારનો ખાસ પ્રયત્ન કરવામા આવે, કાંઈ ઉપાડવામા આવે દોડવામા આવે, કાંઈ ખેચવામા આવે, બોલવામા આવે, મનન કરવા, વિચારવા, સ્મરણ કરવા કે ચિતન કરવામા મનને ખૂબ અથવા પરાણે લગાડવામા આવે, તો તે ત્રણેય પ્રકારનો અભિસન્ધિજયોગ કહેવાય છે એ બન્નેય પ્રકારના યોગથી નિરતર ઓછા વધતા પ્રમાણમા આત્મા સાથે કર્મ બધાયા જ કરે છે સહજ પ્રવર્તતો યોગ તે અનભિસન્ધિજ અને ખાસ પ્રયત્નથી પ્રવર્તે, તે અભિસન્ધિજ યોગ કોઈપણ ઠેકાણે અભિસન્ધિજ યોગ ઉત્પન્ન થાય, ત્યારે તો આખા આત્મામા તેની થોડી ઘણી અસર થાય છે કેમકે–આત્માના તમામ પ્રદેશો સાકળની જેમ પરસ્પર જોડાયેલા છે એટલે હાથવતી ભાર ઉચકતી વખતે પણ પગમા તેનુ જોર જાય છે તેમજ પગમા કાટો વાગે છે, ત્યારે મોઢામાથી અરેરાટી નીકળી જાય છે

પચમ કર્મગ્રન્થ વિગેરેમા પહેલા ગુણસ્થાનકથી ગુણસ્થાનક સુધીમા થતા અસખ્ય યોગ સ્થાનક

બતાવ્યા છે યોગ સ્થાનકમા પણ જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ. એવા ભેદો બતાવ્યા છે અને જોગા પયરી પયમ એ પદથી એમ સમજાવ્યું છે, કે—

'યોગ સ્થાનકના બળથી આત્મામાં કર્મના પ્રદેશ અને પ્રકૃતિ બધાય છે" અને તે ન હોય ત્યારે એક પણ કર્મ આત્માને ચોંટી શકતુ નથી

આ રીતે મન વચન કાયા ના યોગોને લીધે આત્મા યોગી-અયોગી કહેવાય છે

મોક્ષ સાથે જોડે, તેવા રત્નત્રયીના સાધનોનો આત્મા ઉપયોગ કરે છે, ત્યારે પણ તે યોગી-જોગી મહારાજ-કહેવાય છે અને છેવટે, અયોગી-ત્રણ યોગો રહિત થઈ મોક્ષમાં જાય છે

એટલે, જૈનશાસ્ત્રમા યોગ શબ્દ ખાસ કરીને બે અર્થમાં વપરાયેલો છે મન વચન અને કાયા ના યોગથી આત્મા સસાર ઉભો કરે છે, તેથી પણ તે યોગી કહેવાય છે અને રત્નત્રયીના સહકારથી યમાદિ અષ્ટાગયોગ તથા બીજા આત્મ-વિકાસના સવર નિર્જરા ના પ્રેરક પ્રયત્નો પણ યોગ કહેવાય છે, અને તેથી પણ યોગી કહેવાય છે તેથી આ બે શબ્દોની ભ્રાન્તિ ન થાય, માટે આ સ્પષ્ટીકરણ કરવામા આવેલું છે

મન વિગેરે ત્રણ યોગોનો સબધ ઘટતો જાય, તેમ તેમ આત્મ સબધ-વિકાસરૂપ યોગ વધતો જાય, અને જેમ તે ત્રણેનો યોગ-વધતો-ઘટતો જાય, તેમ તેમ મનાદિક યોડા વધતા ઘટતા જાય

જેમ જેમ મનાદિકના યોગનુ બળ ઘટે, તેમ તેમ આત્મિક વીર્ય વધતું જાય એ સમજ્યા પછી, ૪ થી ગાથા બરાબર સમજાશે. પાચમી ગાથા પણ આગળ બરાબર સમજાવી છે આ રીતે આ સ્તવનમા આત્મિક વીર્ય અને વીરતાની સુદર ચર્ચા કરી છે

"વીર્ય વિષેની આવી તાત્વિક વાત જૈન દર્શન સિવાય જગતના બીજા કોઇ પણ સાહિત્યમાં સીધી કે આડકતરી રીતે તથા સ્પષ્ટ અને વ્યવસ્થિત રીતે જણાતી નથી." એમ શ્રી આનદ ઘનજી મહારાજ કહે છે આ નવીનતા છે તે તેમણે "વીરપણુ તે આતમ ઠાણે, જાણ્યુ તુમચી વાણયે રે" આ પદોથી જણાવેલ છે

જૈન ધર્મ ઉપર શ્રદ્ધા કરીને તેનો આશ્રય લેના રાઓને "કાઈ પણ ગુમાવવાનુ નથી હોતુ" પરતુ, 'તેમના ભલાને માટે તેને ઉત્તમોત્તમ વિશિષ્ટતમ સયોગોની પ્રાપ્તિ થાય છે" એમ સમજવુ

જ્યારે, આત્મા ખૂબ શક્તિશાળી–સપૂર્ણ વિકસિત. વીર્યવાળો–બને છે, ત્યારે તેને કાયાદિક યોગની ક્રિયા અસર કરી શકતી નથી અને આઠ રુચક પ્રદેશો તો અયોગી હોવાથી, સદાય કર્મના આવરણ રહિત જ રહે છે

શ્રી કેવળી ભગવતો પણ કાયાદિકની પ્રવૃત્તિ વિહાર વિગેરેમા કરતા હોય છે દેશના વખતે વચનયોગની પ્રવૃત્તિ કરતા હોય છે, તથા અનુત્તર વિમાનવાસી દેવોને દ્રવ્ય મનથી ઉત્તર દેવામા મનની પ્રવૃત્તિ કરતા હોય છે પરતુ

બતાવ્યા છે યોગ સ્થાનકમા પણ જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ભેદો બતાવ્યા છે અને ડોગા પયડી પપસ એ પદથી એમ સમજાવ્યુ છે, કે—

" યોગ સ્થાનકના બળથી આત્મામાં કર્મના પ્રદેશ અને પ્રકૃતિ બંધાય છે " અને તે ન હોય ત્યારે એક પણ કર્મ આત્માને ચોંટી શકતું નથી

આ રીતે મન વચન કાયા ના યોગોને લીધે આત્મા યોગી–અયોગી કહેવાય છે

મોક્ષ સાથે જોડે, તેવા રત્નત્રયીના સાધનોનો આત્મા ઉપયોગ કરે છે, ત્યારે પણ તે યોગી–જોગી મહારાજ–કહેવાય છે અને છેવટે, અયોગી–ત્રણ યોગો રહિત થઈ મોક્ષમા જાય છે

એટલે, જૈનશાસ્ત્રમા યોગ શબ્દ ખાસ કરીને બે અર્થમાં વપરાયેલો છે મન વચન અને કાયા ના યોગથી આત્મા સસાર ઉભો કરે છે, તેથી પણ તે યોગી કહેવાય છે અને રત્નત્રયીના સહકારથી યમાદિ અષ્ટાંગયોગ તથા બીજા આત્મ–વિકાસના સવર નિર્જરા ના પ્રેરક પ્રયત્નો પણ યોગ કહેવાય છે, અને તેથી પણ યોગી કહેવાય છે તેથી આ બે શબ્દોની ભ્રાન્તિ ન થાય, માટે આ સ્પષ્ટી કરણ કરવામા આવેલું છે

મન વિગેરે ત્રણે યોગોનો સબધ ઘટતો જાય, તેમ તેમ આત્મ સબધ–વિકાસરૂપ યોગ વધતો જાય, અને જેમ તે ત્રણનો યોગ–વધતો–ઘટતો જાય, તેમ તેમ મનાદિક યોગો વધતા ઘટતા જાય

નૂન્યરૂપ બની જતો નથી પાણીમા પાણી ભળે અને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ ગુમાવી દે, તેમ પરમાત્મામા ભળી જઈને પોતાનું વ્યક્તિત્વ સર્વથા ગુમાવી દેતો નથી પરંતુ સિદ્ધ શિલા ઉપર બીજા સિદ્ધ આત્માઓ સાથે ભળી જવા છતાં પોતાના આત્મ પ્રદેશોરૂપ સ્વતંત્ર દ્રવ્ય સાદિ અનંતકાળ સુધી ઓછી વધતી પોતાની ⅔ અવગાહના રૂપ ક્ષેત્રમા અને તથાભવ્યતાદિકને યોગે પ્રગટ કરેલા પોતાનાજ જ્ઞાનાદિક અનંત ગુણો રૂપી ભાવોથી પોતાનુ સ્વતંત્ર વ્યકિતત્વ જાળવી રાખે છે અને અક્ષય દર્શન જ્ઞાન તથા ચારિત્ર વિગેરે ગુણોથી સદા જાગ્રત્ સર્વજ્ઞ ભાવે-મુક્ત સ્વરૂપે જાગ્રત રહે છે જરાક પ્રમાદ કે એવું કાંઇ આવી પડે, તો પાછો તે આત્મા સંસારમાં આવી પડે પણ તેમ બનવાનું કાંઇ કારણ જ નથી હોતું

એ રીતની સદાકાળની જાગૃતીમા પણ તે આત્માને સ્વાત્મિક બળનો સહજ રીતે ઉપયોગ કરવાનો હોય છે

સિદ્ધની શોભા શી કહુ ?

સિદ્ધ જગત શિર શોભતા, રમતા આતમરામ-
લક્ષ્મી લીલાની લહેરમા સુખિયા છે શિવ-ઠામ. સિદ્ધ૦
[ વીરવિજય મહારાજ ]

સ્તવનકારના આશયથી વિરુદ્ધ જૈનશાસ્ત્રના આશયોથી વિરુદ્ધ, ગેર સમજથી, અજ્ઞાનથી, ભ્રાન્તિથી, કોઇ પૂર્વ ગ્રહથી, અલ્પ બુદ્ધિથી, કે કોઈ બીજી રીતે જે કાંઈ અયથાર્થ સ્વરૂપે લખાયું હોય, તો તે નિમિત્તે થયેલા દુષ્કૃત્યો મિથ્યા

તે વખતે તે યોગો તદ્દન નિષ્કંળ સ્થિતિમાં હોય છે આત્મ બળ જ વધી ગયું હોય છે અને છેવટે, તે નિષ્કંળયોગો પણ સર્વથા ગાળ્યા જાય છે, અને સપૂર્ણ આત્મ વીર્ય ખીલી ઉઠે છે આત્મ પ્રદેશોને ચચળ બનાવનારા કાયા દિકના ત્રણ યોગો ચાલ્યા જવાથી આત્મ પ્રદેશો મેરુ પર્વતની માફક સ્થિર થઈ જાય છે તે પ્રમાણે સ્થિર ટકી રહેવામા આત્માનુ શુદ્ધ અનત વીર્ય જ કારણભૂત છે તે ન હોય, તો આત્મા અનતકાળ સુધી સ્થિર રહી શકે જ નહી

આ રીતે જ્યારે આત્મા સ્વવીર્ય બળથી બળવાન્ બને છે, ત્યારે તેને શુભ યોગની મદદથી પ્રવૃત્તિ-સવર, અને નિર્જરાની પ્રવૃત્તિ રૂપ બાહ્ય આલબનરૂપ સાધનની મદદ લેવાની જરૂર પડની નથી આઠમે ગુણઠાણેથી ધર્મસન્યાસ એટલે કે-ધાર્મિક અનુષ્ઠાનોનો ત્યાગ કરવાનો હોય છે અને ૧૩મા ગુણ સ્થાનકના છેલ્લા અતમુહૂર્તમાં ઉત્પન્ન થતા આયોજીકરણથી ત્રણ યોગનો ત્યાગ કરવા રૂપ યોગ સન્યાસ કરવાનો હોય છે આ રીતે તે આલ બન રૂપ સાધનોનો શુકલ ધ્યાનના બળથી ત્યાગ કરતો જાય, તેમ તેમ એક રીતની સ્વપરિણતિ છતા વૈભાવિક દશા ભાગવવા માડે છે એટલે આત્મા અચળ-સ્થિર-ધ્રુવ બની જાય છે આત્મ-પ્રદેશો બધા સ્થિર થઇ જાય છે પણ આત્મ-પ્રદેશો ચળવિચળ બિલકુલ થતા નથી હોતા

આમ થવા છતા મુક્ત આત્મા બીજા દર્શનકારોની માન્યતા મુજબ પત્થર રૂપ-જ્ઞાન રહિત-બની જતો નથી-

# ઉપસંહાર

## ૧. સ્તવનકારનું લક્ષ્ય

૧ બહિરાત્મભાવથી પર થઇ ચૂકેલા સ્તવનકાર શ્રી આનંદઘનજી મહારાજાએ પરમાત્મ સ્વરૂપ તીર્થંકર પરમાત્માઓના વિશુદ્ધ આત્માનું આદર્શ તરીકે અવલંબન લઇ, પોતાના અંતરાત્મરૂપ આત્માને તેવો પરમાત્મા બનાવવા, તેમની સાથે તદાકારતા અનુભવવાને માર્ગે પ્રયાણ કરવાનો પ્રયત્ન આ સ્તવનોની રચના દ્વારા કર્યો છે

૨ દરેક સ્તવનની લગભગ પહેલી અને કોઇ ઠેકાણે પહેલી બે કડી દ્વારા તીર્થંકર પરમાત્માના પરમાત્મ-સ્વરૂપ-આત્માના ગુણો સાથે, તેના લોક પ્રસિદ્ધ નામની વિશિષ્ટતા સાંકળી લઇ આત્માના યાને તીર્થંકર પરમાત્માના વિશિષ્ટ આત્મ-ગુણોની વર્ણના કરી, અભિમુખતા ઉત્પન્ન કરે છે પ્રાય કરીને નામ ભેદ છતાં દરેક તીર્થંકર પરમાત્માની સ્તવના તેમના સર્વાભિન્ન-પરમાત્મ ભાવને લક્ષીને જ કરવામા આવી છે શ્રી નેમિનાથ પ્રભુના સ્તવનમા વ્યક્તિગત જીવનની વિસ્તૃત ઝાંખી થાય છે, પરંતુ, તે તો વિરોધનું ઉત્પાદન કરી પરિહારમા તો છેવટે પરમાત્મ સ્વરૂપની જ સ્તવના પરમાર્થથી છે

અંતતઃ તો સર્વત્ર નિશ્ચય નયથી સ્વાત્મભાવની જ સ્તવના કરી છે સત્ય વાત એ છે, કે-સાધક પણ પોતે જ પોતાના આત્માને સ્તવી શકે, અને "સ્તવ, સ્તુત્ય ને સ્તોતા

થાઓ, મિથ્યા થાઓ આવી ભાવના સાથે વિજ્ઞપ્તિ કરું છું, કે તે અને બીજી જે જે ખામીઓ હોય તે સર્વે સુજ્ઞો સુધારી લેશે અને હવે પછીની આવૃત્તિમાં રહેવા ન પામે, માટે, મારૂ ધ્યાન ખેંચશે, એવી અભ્યર્થના સાથે વિરમું છું

પ્રભુદાસ બેચરદાસ પારેખના સ્વાધ્યાયના પરિણામ સ્વરૂપ શબ્દાર્થ ગાથાર્થ, ખાસ સમજ, ભાવાર્થ અને ખાસ વિશેષ ભાવાર્થ સાથે શ્રી આનદઘન ચોવીશીની પ્રમોદા નામની સંક્ષિપ્ત વિવેચના સંપૂર્ણ

'આશય આનંદઘન તણો અતિ ગંભીર ઉદાર
બાલક બાહુ પસારી, જિમ કહે ઉદધિ વિસ્તાર
[ ટબાકાર-જ્ઞાનસારજી મહારાજ ]

### અર્થ ભાવાર્થ સહિત

# આનંદઘન ચોવીશી

### સમાપ્ત

# ઉપસંહાર

## ૧ સ્તવનકારનું લક્ષ્ય

૧. બહિરાત્મભાવથી પર થઇ ચૂકેલા સ્તવનકાર શ્રી આનંદઘનજી મહારાજાએ પરમાત્મ સ્વરૂપ તીર્થંકર પરમાત્માઓના વિશુદ્ધ આત્માનું આદર્શ તરીકે અવલંબન લઇ, પોતાના અંતરાત્મરૂપ આત્માને તેવો પરમાત્મા બનાવવા, તેમની સાથે તદાકારતા અનુભવવાને માર્ગે પ્રયાણ કરવાનો પ્રયત્ન આ સ્તવનોની રચના દ્વારા કર્યો છે

૨ દરેક સ્તવનની લગભગ પહેલી અને કોઇ ઠેકાણે પહેલી બે કડી દ્વારા તીર્થંકર પરમાત્માના પરમાત્મ–સ્વરૂપ–આત્માના ગુણો સાથે, તેના લોક પ્રસિદ્ધ નામની વિશિષ્ટતા સાંકળી લઈ આત્માના યાને તીર્થંકર પરમાત્માના વિશિષ્ટ આત્મ–ગુણોની વર્ણના કરી, અભિમુખતા ઉત્પન્ન કરે છે પ્રાય કરીને નામ ભેદ છતા દરેક તીર્થંકર પરમાત્માની સ્તવના તેમના સર્વાભિન્ન–પરમાત્મ ભાવને લક્ષ્યીને જ કરવામા આવી છે શ્રી નેમિનાથ પ્રભુના સ્તવનમા વ્યક્તિગત જીવનની વિસ્તૃત ઝાંખી થાય છે, પરંતુ, તે તો વિરોધનું ઉત્પાદન કરી પરિહારમા તો છેવટે પરમાત્મ સ્વરૂપની જ સ્તવના પરમાર્થથી છે

અંતત તો સર્વત્ર નિશ્ચય નયથી સ્વાત્મભાવની જ સ્તવના કરી છે સત્ય વાત એ છે, કે–સાધક પણ પોતે જ પોતાના આત્માને સ્તવી શકે, અને "સ્તવ, સ્તુત્ય ને સ્તોતા

લોકજ રૂપ છે, તેવો અનુભવ ઉપજાવી શકે" તો જ તીર્થંકર પ્રભુની સ્તવના પણ સાર્થક થાય છે

૩ પ્રાય કરીને છેલ્લી કડીમા આત્માની વિકાસ ભૂમિકાઓને અનુરૂપ આત્માના જુદા જુદા ગુણોની પ્રાપ્તિ અને છેવટે આનદઘન રૂપ મોક્ષની પ્રાપ્તિને લગતી પ્રાર્થના હોય છે આનદઘન પોતે મોક્ષ પરમાત્મ ભાવ, શૈલેશીસ્થ આત્મા સ્વાત્મા તીર્થંકર પરમાત્મા નૈગમનયે આનદઘન મય સર્વ આત્માઓ આધ્યાત્મિક વિકાસક ભૂમિકાઓ સિદ્ધાત્માઓ વિગેરે આનદઘન પદથી સૂચિત કરેલા છે

૪ વચ્ચેની ગાથાઓમાં આત્માના વિકાસને લગતા જે ગુણની વર્ણના કરવાની હોય છે, તેનું સ્વરૂપ બતાવવામા આવેલુ હોય છે.

૫ પોતાના બનાવેલા સ્તવનોનો પ્રભુની સ્તવના કરવામા ઉપયોગ કરનાર અન્ય સાધક આત્માના હૃદયમા પણ ભાવના જાગ્રત થાય, ને તેની સાથે સાથે પ્રત્યેક સ્તવનો માફ્ક્ત સમજાવવાના આત્મવિકાસના ક્રમ-ભૂમિકાઓનો પણ ખ્યાલ થતો જાય, અને રાગ શબ્દ રચના વિગેરે પણ તેમાં પૂરતો સહકાર આપી શકે, તેવી ખૂબી રાખવામા સ્તવનકારે સુદર કુશળતા બતાવી છે

૬ સાથે સાથે જ, જૈન દર્શનના શાસ્ત્રોમાં વર્ણવાયેલા આત્મવિકાસના જુદા જુદા ક્રમ-ભૂમિકાઓનુ ક્રમશ સ્વરૂપ સમજાવવાનો-અને તે સક્ષેપમા છતા વિશિષ્ટ રૂપમાં સમજાવવાનો સ્તવનકારનો ઉદ્દેશ છે તે પણ બરાબર સિદ્ધ કરવામા આવેલો છે

૭ માનો કે-લગભગ ૨૦૦ કડીનો એક વિકાસ-ક્રમેનો વ્યવસ્થિત ગ્રંથ હોય, તેવી આ સ્તવનોની વિશિષ્ટતા છે માત્ર, સ્તવનાઓ જ નથી (૧) સ્તવનાઓ કરવાની કારણભૂત પણ, સ્તુત્ય આત્મા તે તે ક્રમજ્ઞે ચડીને ઠેઠ વિકાસ ભૂમિની પરાકાષ્ઠા-મોક્ષ-સુધી પહોંચેલા હોય છે, તે પણ બતાવી છે એરીતે (૨) સ્તવના કરતાં કરતાં જે આત્મા તે તે ભૂમિકાઓનો સ્પર્શ કરીને ઠેઠ સુધી પહોંચી શકે, તે જ ઉદ્દેશ તેનું સ્તવન કરવાનો હોય છે, એને (૩) સ્તવનકાર એને સ્તવનાર આત્મા પણ સ્તવન યોગ્ય બની શકે છે તે (૪) તથા તે વિષયની સમજાવટ માત્ર-વિષયનું નિરુપણ માત્ર-કરનાર ગ્રંથ તરીકે નહી, પરંતુ સ્તવન રૂપ આરાધનાના પ્રકારના ક્રમવાર સાથે, તે સર્વ તરફ સાધકોના ચિત્તને આકર્ષિત કરવાની વિશિષ્ટ સયોજના પણ છે

એ સર્વ આ સ્તવનોમા સ્તવનકારે અનુલક્ષિત [illegible] જણાઈ આવે છે

૮ સ્તવનકારશ્રી માત્ર ગ્રંથ રચના જ કરે છે કેવળ વિષય નિરુપણ જ કરે છે પરમાત્માના [illegible] બીજા અન્ય સાધકોને સમજણ જ આપે છે એ રીતે નહીં, પરંતુ પોતે પણ એક તન્મય હાર્દિક સાધક છે [illegible] આ માનો વિકાસ કરવાની તાલાવેલી અનુભવનો [illegible] એ રીતે આત્મ કલ્યાણની ભાવનાના એક વિશિષ્ટ [illegible] તરીકે પરમાત્માના ભાવ પૂર્વકના સ્તવનને [illegible] મનોવૃત્તી [illegible] સ્તવનોની રચના કરી હોય, એમ [illegible] જણાય આવે

૯ સ્તવનકારનો આત્મા કઈ ભૂમિકા ઉપર હશે ? તેની કલ્પના કરવી બહુજ મુશ્કેલ કામ છે છતા, તે અચૂક આત્માર્થી જીવ તો છે જ ધર્મનાથ સ્વામિના સ્તવન સુધીમા અપ્રમત્ત ભાવના મુનિ મહાત્માઓના સ્વરૂપ સુધીનું આત્મ વિકાસનું જ્ઞાન કરાવ્યું છે આ પાચમા આરામા વધુમા વધુ ૭ મા અપ્રમત્ત સર્વ વિરતિ સયમ ગુણ સ્થાનક સુધી ચડી શકાય છે હવે, એ મર્યાદામા પણ કઈ ભૂમિકા સુધીમા નિશ્ચયથી આનદઘનજી મહારાજશ્રીનો આત્મા હશે ? તે ચોક્કસ કહેવું મુશ્કેલ છે, છતા સમ્યક્ત્વ–ચતુર્થ ગુણ સ્થાનકની નિશ્ચયથી પ્રાપ્તિ હોવામાં શકા જણાતી નથી

દેશ વિરતિ પ્રમત્ત સર્વવિરતિ અને અપ્રમત્ત સર્વવિરતિ એ ત્રણ ગુણસ્થાનકોમાંની કઇ ભૂમિકાને નિશ્ચયથી તેમનો આત્મા સ્પર્શી શક્યો હશે ? તે ચોક્કસ કહી શકાતુ નથી

છતાં, સસારભાવથી તેમની ઉદાસીનતા આત્મ રમણતા તત્પરતા સયમમાં પ્રીતિ તલ્લીનતા તન્મયતા પરમાત્મભાવ પામવાની નિરતર તમન્ના તેમને વ્યવહારથી તો સર્વ વિરતિની સ્પર્શના પામેલા આત્મા કહેવામા હરકત જણાતી નથી

૨ સ્તવન બોલનારનુ લક્ષ્ય

૧ "બહિરાત્મ ભાવથી પર થઈ, અતરાત્મ ભાવમાં સ્થિર થઈ, પરમાત્મ સ્વરૂપ થવાની ઈચ્છાવાળો આત્મા

પરમાત્મ સ્વરૂપ તીર્થંકર પરમાત્માઓનુ આલંબન લ
પોતે કઈ વિકાસ ભૂમિકાઓ ઉપર ચડીને પરમાત્મસ
પામી શકે ? "

૨ આવી જિજ્ઞાસાવાળો આત્મા આ સ્તવનોના
સન્મુખના પાઠથી જે અનન્યલાભ ઉઠાવી શકે, તેવો લ
બીજા ઉતરતી કક્ષાના જીવો ન ઉઠાવી શકે, એ સ્વાભાવિ
છે [ આ પ્રભુની સ્તવન કરનારની વિશિષ્ટ યોગ્યતા વિ
શ્રીમદ્ હરિભદ્રસૂરિ વિરચિત લલિત વિસ્તરાન
પ્રાથમિક ભાગ-પ્રસ્તાવના-જોવી ]

૩ છતા, જૈન શાસ્ત્રોક્ત વિશાળ આત્મ વિકાસ
ક્રમ પદ્ધતિસર સમજાવવાને આ બસો કડી એટલે સમુદ્ર
વાટકીમા સમાવવા બરાબર થાય વિશેષમા, પ્રત્યેક વિક
ભૂમિકાના વિશિષ્ટ ખાસ મુદ્દાઓને એવી ખૂબીથી સમાવ
છે, કે-પ્રથમના પ્રીતિયોગ નામના પગથિયાથી માંડી
ઠેઠ છેવટના શૈલેશીકરણ સુધીના પગથિયા સુ
સાધકની નજર ફરી વળે, અને તેમાંના મુખ્ય મુખ્ય પતી
પકડી પાડી, પોતે ઇચ્છે, તો ઉપર ઉપરના પગથિયાને આદ
રાખીને શક્તિ પ્રમાણે કોઈ પણ આત્મા પોતાને આ કા
પણ યથાયોગ્ય વિશિષ્ટ પગથિયા સુધી આ જન્મમાં પણ લ
જઈ શકે, તેવી મનોદશા જાગૃત્ કરવા સુધી આ સ્તવનોન
પાઠ સાધકને લઈ જવાને સમર્થ થઇ શકે તેવો છે

સાધકને માટે આ સ્તવનો યોગાવંચક ક્રિયાવ
ચક અને અવાંતર તથા પરંપરાએ ફલાવંચકયોગ
બની શકે, તેવી ગોઠવણવાળા છે વળી,

શાસ્ત્રી યોગ અને અંતત સામર્થ્યયોગની પ્રાપ્તિ થઈ શકે, તેવા સ્વરૂપે પરિણમે, તેવા છે પછી, સ્તવન બોલનારની જેવી વિકાસ ભૂમિકા

૪ સામાન્ય જનસમાજનો આ સ્તવનોમા અતિ પ્રવેશ ઘણો દુર્લભ જણાય છે ખાસ અભ્યાસીઓની મદદથી અભ્યાસ કર્યો વિના આ સ્તવનોના ભાવ સમજવા ઘણા મુશ્કેલ છે—ઝટદે સમજી શકાય તેવા નથી, છતાં લક્ષકારીને સ્તવન બોલનારના મ્હોમાંથી કેટલાક એવા શબ્દો જ એવી ખૂબીથી નીકળે, કે કેમ જાણે, તેના આત્માને સ્પર્શ કરતા હોય, તેવો બોલનારને અને સાંભળનારને ભાસ થાય તેવી રચના સ્તવનોની હોવાથી, કોઇ પણ ભૂમિકાના સાધકને બોલવા ગમે, યાતો કોઈ પણ બોલે, તો તે સાંભળનાર શ્રોતાને સાંભળવા પણ ગમે, તેવા છે

૫ આનંદઘનજી મહારાજ અને સાધક આત્મા જાણે કે—પરમાત્મા સાથે મન મોકળું મૂકીને વાતો કરતો હોય, કાલાવાલા કરતો હોય, પ્રીતિના ઠપકા આપતો હોય, સ્ત્રીરૂપે, પુત્રરૂપે, સેવકરૂપે મિત્ર રૂપે, ગરજાઉ રૂપે, અભેદ રૂપે-એકાકાર રૂપે, પતિને, માલિકને શોધનાર રૂપે એમ અનેક રીતે આ સ્તવનોમા દેખાવ દે છે

૩ આત્મવિકાસનો ક્રમ

૧ જો કે, અવ્યવહાર રાશિ રૂપ નિગોદમા અનાદિ કાળથી રહેલો ભવ્ય આત્મા ક્રમે ક્રમે તથાભવ્યતાને યોગે વિકાસ સાધતો જ હોય છે તે આત્માના પતન અને

વિકાસના અનેક નાના મોટા ઉથલા આવતા હોય છે, છતા એકદર તે વિકાસ તરફ જ આગળ વધતો હોય છે

૨. જ્યારે તે, સર્વવિરતિ સયમ સ્વીકારી ક્ષપક શ્રેણિ ઉપર આરોહી કેવળજ્ઞાન પામે છે, ત્યારે તે વિકાસ ક્રમની કક્ષામા ઊંચી કોટિ સુધી પહોચી ગયો હોય છે તે તીર્થંકર રૂપે કે સામાન્ય કેવળી રૂપે વિચરી, અંતે શૈલેશીકરણ કરી, અનત વીર્યશાળી વીર બની મોક્ષમા જાય છે

૩ જે આત્માને, ભૂમિકાની મજબૂત પૂર્વ ભૂમિકા—વધુમા વધુ અર્ધપુદ્‌ગલ પરાવર્તન કાળ બાકી હોય, તે આત્મા સમ્યગ્ દર્શન—સમકિત—સમ્યક્ત્વ પામે છે, ત્યારથી તે જીવ માર્ગસ્થ ગણાય છે—તે માર્ગમા આવી પહોચ્યો ગણાય છે સમ્યક્ત્વ એ મોક્ષ નગરમા જવાના ધોરી માર્ગનો પહેલો દરવાજો છે તે જીવ માર્ગસ્થ માર્ગ પ્રાપ્ત ગણાય છે

૪ તેની પહેલાની ભૂમિકા ઉપર રહેલા જીવ—માર્ગાનુસારી—માર્ગ તરફ જવાને પ્રયાણ કરી ચૂકેલા જીવ ગણાય છે તેને માર્ગ મળ્યો નથી હોતો, પરતુ માર્ગ તરફ જવાને તે પ્રયત્ન કરી ચૂક્યો હોય છે થોડાકજ ભવોમા તેને માર્ગની પ્રાપ્તિ થવાની હોય છે માર્ગાનુસારી જીવોમાં બે પ્રકારના જીવો હોય છે

૧ સમ્યક્ત્વ કદી પામ્યા ન હોય, પરતુ હવે ભવિષ્યમા સમ્યક્ત્વ રૂપ માર્ગ અવશ્ય પામવાના છે તે

૨ અને તે ઉપશમ કે ક્ષયોપશમ સમ્યક્ત્વ પામ્યા

પછી પણ પડીને મિથ્યાત્વિ બનેલા હોય, છતાં આધ્યાત્મિક જીવનને હૃદયથી ચાહતા હોય, તેવા પણ સમ્યક્ત્વથી પતિત છવા માર્ગાનુસારી જીવો હોય, તે

સમ્યક્ત્વથી પતિત જીવ માર્ગાનુસારી તો હોય જ તે જીવ કદી ભવાભિનંદી તો ન જ હોય કેમકે-તેનો સંસાર અર્ધ પુદ્ગલ પરાવર્તનથી અધિક નથી હોતો. જે જીવને સંસાર એક પુદ્ગલ પરાવર્તનથી અધિક હોય, તેજ જીવ ભવાભિનંદીની ગણનામાં ગણાય છે માટે સમકિતથી પતિત જીવ અવશ્ય માર્ગાનુસારી ગણાય જ છે

[૧] દસ કોડાકોડી સાગરોપમે એક ઉત્સર્પિણી અને તેવો જ એક અવસર્પિણીનો કાળ થાય છે, બન્નેય મળીને વીશ કોડા કોડી સાગરોપમે એક કાળચક્ર થાય છે અનંત કાળચક્રે એક પુદ્ગલ પરાવર્તન થાય છે

[૨] અનાદિ કાળથી સંસારમાં રખડતો જીવ અનંત પુદ્ગલ પરાવર્તનો પસાર કરે છે પરંતુ તથાભવ્યતાને યોગે જે કોઇ જીવનો સંસાર માત્ર એકજ પુદ્ગલ પરાવર્તન જેટલો બાકી રહે છે, તે જીવ ચરમાવર્તિ ગણાય છે

ચરમાવર્તમાં-છેલ્લા પુદ્ગલપરાવર્તનમાં આવેલો જીવ ધર્મને યોગ્ય ગણાય છે ત્યાંથી તેનો આત્મા સહેજ સહેજ સ્થૂલ ધર્મને યોગ્ય વિકાસ ભૂમિકા સુધી આવી પહોંચ્યો હોય છે આ પહેલા તેણે અનંત પુદ્ગલ પરાવર્તનો ભવાભિનંદીપણે પસાર કર્યા હોય છે

છેલ્લા પુદ્ગલપરાવર્તનમા આવેલો ભવ્ય જીવ અપુનર્બંધક થાય છે, અને માર્ગાનુસારી પણ બને છે

અભવ્ય જીવ તો અનત કાળ રખડે છે, તેને છેલ્લુ પુદ્ગલ પરાવર્તન હોતું જ નથી એટલે, અહી દરેક વાત ભવ્ય જીવને ઉદ્દેશીને જ થાય છે, એમ સમજવુ

અનપુર્બંધક એટલે, હવે પછી કોઈ પણ વખત મિથ્યાત્વ મોહનીય કર્મ વિગેરેની ઉત્કૃષ્ટ સ્થિતિ તથા ઉત્કૃષ્ટ રસ બાધશે જ નહી, તેવી આત્મશુદ્ધિવાળો જીવ

માર્ગાનુસારી એટલે ધર્મને–આત્મ વિકાસને–ચાહનારો જીવ. આધ્યાત્મિક જીવન પ્રણાલિકાને પસદ કરનારો જીવ કોઈને કોઈ દેવ ગુરુ ધર્મ ને ભાવથી માનનારો જીવ આધ્યાત્મિક વિકાસને ઉદ્દેશીને ઘડાયલી વ્યાવહારિક જીવન પ્રણાલિકા–આર્ય સસ્કૃતિને ચાહનારો તથા પાળનારો જીવ મુખ્યતયા ભારતીય આધ્યાત્મિક આર્ય સસ્કૃતિને અનુરૂપ–તેના અગ રૂપ–તેનાથી ફલિત થતા–તેને સાધક –તમામ પ્રકારના રાજકીય, સામાજિક, આર્થિક, કૌટુબિક, નૈતિક, ધ ધાદારી વિગેરે જે જે નાના મોટા જીવન વ્યવહારો હોય, તે સર્વ માર્ગાનુસારી–પણાના પ્રતીકો સમજવા જીવનમા માર્ગાનુસારિતા ઉતારવાનું સાધન તે ભારતની વિશુદ્ધ આર્ય સસ્કૃતિ ઓચ્છે વધતે અશે આધ્યાત્મિક આદર્શોને આધારે રચાયેલા જગતમા જે તે વખતે જે કોઈ નામે, જે કોઈ ધર્મ, ચાલતા હોય, તેમા માનનારા હૃદયથી તેનું પાલન કરવા ઇચ્છનારા કોઇ પણ ભવ્ય જીવ ચરમાવત

અપુનર્બંધક અને માર્ગાનુસારી હોય જ એમ માન
વાને કશી હરકત નથી

માર્ગાનુસારીતાના પાંત્રીશ બોલ-રૂપ અધિષ્ઠાનો
બતાવ્યા છે, તે ઉપલક્ષણ માત્ર છે આધ્યાત્મિક સંસ્કૃતિ
અનુકૂળ આય કરીને પ્રાથમિક ભૂમિકા રૂપ વ્યાવહારિ
જીવનના મુખ્ય મુખ્ય પ્રતીક રૂપ તેને સમજવાના છે

ભૌતિકવાદની સંસ્કૃતિને અનુકૂળ વ્યાવહારિક જીવ
માર્ગ, તે ઉન્માર્ગાનુસારિતા હોય, એ સ્વાભાવિક છે

આજનું વિદેશી પદ્ધતિનું શિક્ષણ જીવન વ્યવહા
ભાવનાઓ, વાદો સુધા સમાજ સુધારા વિજ્ઞાન
વિગેરે ઉન્માર્ગાનુસારી પ્રવૃત્તિ છે, એમ સ્પષ્ટ કરવા
વિશેષ જરૂર રહેતી નથી આનું પરિણામ એ આવે,
તેનાથી માનવ જાતની અને ખાસ કરીને ભારતની
આર્ય પ્રજાની અવનતિ થાય જ તેમા કશુંયે આશ્ચર્ય
જ આજે ગમે તેટલી ભૌતિક સાધન સામગ્રી ભારતમા વ
જતી હોવા છતા, આર્ય પ્રજા અંદરથી અવ્યવસ્થિત
રોગ્યવતી અર્થાત અસતુષ્ટ અલ્પાયુષી રોગી માન
દુ ખી થતી જાય છે ઉત્તરોત્તર એવી પરિસ્થિતિમા
થનો થાય છે, તેને પ્રગતિ માની આજે સર્વ પ્રકા
બળોનો ટેકો મેળવી તેને ખૂબ વેગ અપાઈ રહ્યો છે
દુ ખમાં વધારો થતો રહ્યો છે અને હજુ થશે જ
સમજો છે

આજના ભૌતિકવાદના પ્રચાર પહેલા, દરેક સારક

જીવન તથા ભવ્યતાને યોગે તે તે પગથિયા ઉપર ટક વાનો વખત ઓછો વધતો જરૂર લાગે છે, દરેકને સરખોજ વખત લાગે, એમ નથી બનતું બીજા દર્શનોમા પણ સામાન્ય રીતે વિગસક્રમ બતાવેલો જોવામા આવે છે પરંતુ જૈન શાસનમા-વ્યવસ્થિત સ્પષ્ટ તે તે ભૂમિકામા રહેલા વિવિધ જીવોને લગતા કર્તવ્યો તથા ઉચ્ચ ભૂમિકાની અત્યન્ત વિશિષ્ટ સ્પષ્ટતા અને પ્રાપ્તિ કરાવી આપતા સચોટ ઉપાયો ફેલાવવક્તા-એ જૈનશાસ્ત્રની વિશિષ્ટતા છે

૮ કોઇ વખત કોઈ દુરાચારી જીવ એકદમ આત્મા ભિમુખ થઇ-યોગી-ત્યાગી-સયમી-સાધુ-થઇ-મહાત્મા બની જાય છે તેનું કારણ, તે જીવ પૂર્વ ભવમા સાધના કરતો કરતો આટલે સુધી આવ્યો તે હોય છે વચમા કંઈ ભૂલ થવાથી કે કોઈ પાછળની ભૂલનું પરિણામ ભોગવવાનું બાકી હોવાથી તેટલા પૂરતો તે દુરાચારી બને છે તે વિઘ્નો હઠી જતા તરત જ તે પોતાની પૂર્વથી વિકાસ ભૂમિકાથી પાછો આગળ વધવા લાગે છે એટલા જ માટે, જૈન શાસ્ત્ર કારો જૈન ઉપદેશકોને પ્રથમ સર્વ શ્રોતાઓને સર્વ વિરતિનો ઉપદેશ આપવા ફરમાવે છે ત્યાર પછી, તેને દેશ વિરતિ-સમ્યકત્વ માર્ગાનુસારિતા' અભવાભિનદિતા નો ઉપદેશ આપવાનું ફરમાવે છે

૯ આ કારણે, આ સ્તવનોમા છેલ્લા પુદ્દગલ પરાવર્તમા પ્રવેશેલા જીવનો વિકાસ કેવા ક્રમે થઇને મોક્ષ સુધી પહોચે છે, તે ક્રમસર બતાવેલ છે તેનો સામાન્ય ક્રમ નીચે સમાયો છે ૨૪ સ્તવનોમા સામાન્ય રીતે આ સાથેના

યંત્ર પ્રમાણે આત્મ વિકાસનો ક્રમ બતાવેલ છે તેનું સંક્ષિપ્ત દિગ્દર્શન અત્રે કરવામાં આવે છે વિશેષ સમજ સ્તવનોના ભાવાર્થ તથા અર્થથી સમજાશે વિશેષ જિજ્ઞાસુઓએ તે તે વિષયને લગતા શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજના યોગબિન્દુ, યોગદૃષ્ટિ સમુચ્ચય, ષોડશક, વીશવીશી વિગેરે તથા શ્રીઉપાધ્યાયજી મહારાજ શ્રી યશોવિજયજી મહારાજની બત્રીશ બત્રીશી આઠ દૃષ્ટિની સજ્ઝાય ૩૫૦ ગાથાનું સ્તવન તથા યોગવિંશીની ટીકા ષોડશક વૃત્તિ, વૈરાગ્ય કલ્પલતા શ્રીપાળ રાસ ચોથો ખંડ વિગેરે ગ્રંથોનો અભ્યાસ શ્રવણ-મનન પૂર્વક કરવો જોઇએ



# ચરમા-ऽऽवर्ति नाटक

## [એક સૂચક કલ્પના]

[અનાદિ કાળથી અવ્યવહાર ગતિમાં રહેતો જીવ વ્યવહાર રાશિમાં આવ્યા બાદ પણ પ્રાય અનંતકાળ સુધી અનેક ભવોમાં ભટકતો ભટકતો સૂક્ષ્મ-નિગોદ પૃથ્વીકાયાદિક એકેન્દ્રિયોમાં-બાદર, નિગોદ તથા પૃથ્વીકાયાદિકમાં ભટકતો ભટકતો બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચઉરિન્દ્રિયમાં પસાર થઇ, અસંજ્ઞિ તથા છેવટે પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય પણ પામતો પામતો આખરે કોઇ ભવ્ય જીવ પોતાની તથાભવ્યતાને યોગે ચરમ પુદ્ગલ પરાવર્તમાં પ્રવેશ કરે છે ચરમ પુદ્ગલ પરાવર્ત એટલે-જે જીવનો મોક્ષ થવાને એકજ છેલ્લુ પુદ્ગલ પરાવર્તન કાળ બાકી હોય તેમાં પ્રવેશ કરી આ વિશાળ જગતના ચોકમાં વિકાસ માર્ગની રંગભૂમિમાં સૌથી પહેલો પ્રવેશ કરે છે

ત્યારે તેની સામે અનેક ધર્મો તેના ઉપદેષ્ટા ગુરુઓ અને તે ધર્મના મૂળ પ્રચારકો સંત મહંતો કે દેવો નજરે ચડે છે વાસ્તવિકરીતે ધર્મ એકજ હોવા છતાં, તથાપ્રકારના સંજોગોને લીધે તથાબુદ્ધિની તરતમતાને લીધે પોત પોતાની સગવડ અનુસાર જુદા જુદા નામે તેજ મૂળ ધર્મના ઓછા વધતા ગુણોને આધારે અનેક પ્રકારો પ્રચલિત ધર્મના હોય છે તે સર્વ તેની નજરે ચડે છે એટલુંજ નહી, પરંતુ તે તરફ તે જીવનું મન પણ આકર્ષાય છે તે સઘળામાંના કોઇને કોઇ તરફ અગમ્ય રીતે તેના હૃદયમાં પ્રીતિ જાગવા લાગે છે આવી પ્રીતિ જગતમાંના સર્વ જીવોને જાગેજ એમ નથી પરંતુ જે જીવ ચરમાવર્તમાં પ્રવેશ કરી ચૂક્યો હોય તેને જ એવી હાર્દિક પ્રિતિ જાગે છે-જાગવાની શરૂઆત થાય છે

આ પ્રીતિ થવી તેજ મોક્ષમાર્ગની પહેલી રેખા છે આનંદ ઘન પદરેહ, આનંદ–મોક્ષ–પદ–રેખા પહેલી રક્ષા પહેતુ પ્રગટિયું

સ્થળ—તિર્યચ નારક દેવ મનુષ્ય ગતિ પરંતુ મુખ્યપણે મનુષ્યગતિ

કાળ—અનંત ઉત્સર્પિણી અવસર્પિણીમય–છેલ્લુ પુદ્ગલ પરાવર્તન

મુખ્ય પાત્રો—ચરમાવર્તિ ભવ્ય જીવ

સહકારી પાત્ર—વિવિધ પ્રકારના બીજા જીવો

## અંક ૧ લો

### દશ્ય ૧ લું :

ચરમાવર્તમાં પ્રવિષ્ટ એક કે અનેક જીવોને માર્ગમાં શ્રી. આનંદઘનજી મહારાજ કે તેવા કોઈ ગુરુમહારાજ મળે છે અને ઉપદેશ આપે છે કે—

"હે ભવ્ય જીવ ! દેવ ગુરુ અને ધર્મ ઉપર તને પ્રીતિ થવા લાગી છે, તે તો બહુ જ સારી વાત છે, પરંતુ જો તારે પ્રીતિ જ કરવી હોય, તો–વ્યવહારનયથી શ્રી ઋષભદેવ પ્રભુના ઉપલક્ષણથી તેના જેવા કોઇ વીતરાગ સર્વજ્ઞ તીર્થંકર પ્રભુની સાથે કર, અને છેવટે નિશ્ચયનયથી તારા પોતાના વીતરાગ પરમાત્મા સ્વરૂપ આત્મભાવને જાગ્રત્ કરવા માટે, તારા પોતાના આત્મગુણો ઉપર–આત્મા ઉપર પ્રીતિ, કર. સ્વાત્મમાં પ્રીતિમય બની જા

દુનિયામાં, સગાઈ સગપણની પ્રીતિના અનેક રંગરાગ દેખાય છે, પતિ–પત્ની પિતા–પુત્ર તથા અનેક પ્રકારના

નગપક્ષોની પ્રીતિ પ્રસિદ્ધ છે પત્ની મૃત પતિ સાથે ચિતામાં પ્રવેશ કરે છે આકરા આકરા તપ કરે છે માતા પુત્ર ખાતર મૃત્યુને ભેટે છે એવા એવા દુન્યવી પ્રીતિના અનેક ખેલ જગતમા ચાલે છે છતા, તે સર્વ પ્રકારની પ્રીતિ ક્ષણિક અને માત્ર સ્વાર્થ પૂરતી-કામ ચલાઉ જ આખરે સાબિત થઇ છે લીલામય પરમબ્રહ્મ સાથેની પ્રીતિ પણ વાસ્તિવક ઠરતી નથી એ પણ પરમાર્થિક દૃષ્ટિથી વિચારતાં ભ્રમણા ત્મક જ ઠરે છે કેમકે-દરેક જીવ સત્તાએ પરમ બ્રહ્મમય છે પરમબ્રહ્મ કોઇ જુદી વસ્તુ નથી.

તેનો અર્થ એ નથી કે—" વાસ્તવિક પ્રીતિ જગતમા સભવી શકતીજ નથી " જગતમાં વાસ્તવિક પ્રીતિનો પણ અવશ્ય સભવ છે તેથી શ્રી વીતરાગ તીર્થંકર પરમાત્મા સાથે વાસ્તવિક પ્રીત જોડીશ, તો તારો નિસ્તાર જલ્દી થશે, અને તને પરમપદ જલ્દી પ્રાપ્ત થશે "

એમ કહી,

આર્ય-મહામાનવપ્રજાના આદિ પિતાના વિશ્વસ્મારક સમાન અનન્ય પવિત્ર ભૂમિ શ્રી શત્રુંજય ગિરિવરના ભૂષણભૂત શ્રીઋષભદેવ પ્રભુ તરફ આંગળી ચિધે છે અને પારમાર્થિક પ્રીતિ કરવા લલચાવે છે

દૃશ્ય ૨ જું.

પ્રીતિ કરવાની ઈચ્છાવાળો જીવ વધુ આગળ વધી પરમાત્માની પાસે જવા ઝખે છે પરતુ, પહેલાં તો તેમની પાસે જવાનો માર્ગ જ હજુ તેને મળ્યો નથી તેથી પ્રથમ

જવાના માર્ગની શોધમા નીકળે છે સાચો માર્ગ સુઝતો નથી. અને જુદા જુદા માર્ગો તરફ ભટકે છે

તેને માત્ર પુરુષ પરંપરાને માર્ગ માનનારા મળે છે માત્ર શાસ્ત્રોને જ પ્રમાણ માનનારા મળે છે, માત્ર તર્કવાદથી તત્ત્વોનો નિશ્ચય કરનારા મળે છે માત્ર વાગ્ધારાથી ઉપદેશ દેનાર મળે છે, એમ અનેક માર્ગદર્શકો મળે છે તે દરેકને માર્ગ પૂછે છે, તેમના કહ્યા પ્રમાણે અનેક ભવો સુધી વર્તે છે છતા સાચો માર્ગ ન મળવાથી આમથી તેમ ભટકતો જીવ આ દશ્યમાં નજરે પડે છે છેવટે નિરાશ થતા જીવને ગીતાર્થ ગુરુ પાસે જઇને માર્ગ પૂછવાની ભલામણ કરી, તેવા તરતમ વાસનાથી વિશિષ્ટ ક્ષયોપશમથી વાસિત ગાનો ગીતાર્થ ગુરુ તરફ આંગળી ચિંધે છે કાળલબ્ધિ પ્રાપ્ત થવાની આશામાં જીવ પોતાની માર્ગ પામવાની ઇચ્છાથી આશ્વાસન પામી, તે ઇચ્છાનો ટેકો લઈ તેને આધારે આગળ વધે છે

દૃશ્ય ૩ જું

માર્ગ શોધવાની તાલાવેલીમા પડેલો જીવ ભટકતાં ભટકતા કોઈક આકર્ષક સ્થળમા લલચાઇ જાય છે અને એમ માની બેસે છે, કે "વાહ! હવે તો મને સાચો માર્ગ મળી ગયો જેથી હવે હું ઝટ પરમાત્મા પાસે પહોચી જઇશ"

ત્યારે તેને વચમા શ્રીઆનંદઘનજી મહારાજ મળે છે અને સમજાવે છે, કે "હે ભવ્ય! પરમાત્મા બનવું સહેલું નથી તે સ્થિતિ, પગથિયાં ચડતા ચડતા અનુક્રમે પ્રાપ્ત

થાય છે, કાળ લબ્ધિ તથાભવ્યતાનો પરિપાક સમ્યકત્વ, આત્મમાં શ્રદ્ધા, સદ્‌ગુરુનો પરિચય આધ્યાત્મિક ગ્રંથોનું શ્રવણ-મનન નયવાદ સાપેક્ષ સૂક્ષ્મ પરિશીલન વિગેરે ઘણા પગથિયાં ચડવા પડે છે પહેલુ પગથિયું બીજા પગથિયે ચડવાનું કારણ બને છે. અને બીજુ પગથિયુ પહેલાનુ કાર્ય બને છે એજ પ્રમાણે બીજુ ત્રીજાનુ કારણ અને ત્રીજુ બીજાનુ કાર્ય બને છે આમ ચડતા ચડતાં ઉપર જવાય છે કોઈ કહે, કે—" લે આ માળા જાપ કરવા લાગી જા, લે આ ભભૂત શરીરે ચોળીને તડકામા બેસી જા, લે આ ભગવાનની સ્તુતિ. લાંબે રાગે ગાવા લાગી જા એટલે તારો આ ભવમાં જ મોક્ષ થઈ જશે " તો તું એવી એવી વાતો ઉપર બહુ વિશ્વાસ મૂકતો ના,

પરંતુ વિષયોથી મનની ચંચળતા ન થવા દેતા, મધ્યમતા લાવીને પહેલા તો તારે નિર્ણય થવુ પડશે ધર્મ અને તેના અંગો તરફ તારે હાર્દિક પ્રેમ ભાવ રાખતા થવું પડશે. એટલુ જ નહીં, પરંતુ ધર્મને લગતી પ્રવૃત્તિમા સતત લાગ્યા રહેવું પડશે, તેથી તને કદી કંટાળો ન આવવો જોઈએ એવુ થાય, ત્યારે તારે સમજવુ, કે "હવે મારામાં ધર્મની લાયકાતની શરૂઆત થઇ "

ભલે, કદાચ તું તે વખતે વિષયોમા આસક્ત હો, ભલે તને સાચો માર્ગ ન મળ્યો હોય, છતા તે મેળવવાની તારી તાલાવેલી ચાલુ હોય, અને 'વિષયોમા આસક્તિ એ ખરાબ વસ્તુ છે" એમ તને લાગે, તો જ તું ભગવાનનો ભગત બની શકીશ વિષયોની આસક્તિ ખરાબ ન લાગતી હોય, અને ગમે

તેટલી માળાઓ ફેરવીશ, ત્યા સુધી ભગત ગણાવાની શરૂઆત પણ થશે નહીં માટે, ભગત બનવું પણ સહેલુ નથી જિનેશ્વર તરફની તારી આસક્તિ જાય કર ભાસશે, ત્યારે જ ભક્તિનુ તારુ પહેલુ પગથિયુ શરૂ થશે માટે શીસ ભવનાથ [illegible] સેવા કર અને જ્યા તને તે પ્રભુ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી કોઈ પણ દેવ ગુરુ અને ધર્મ ની સેવા કર. [illegible] તે વિના ન રહે

## દશ્ય ૪ ચોથું

એ રીતે, ગમે તે દેવ' ગુરુ અને ધર્મ : [illegible] ઘણે કાળે જીવના મનમા પરમાત્માના [illegible], સાચા પરમાત્મ ભાવના દર્શન કરવાની [illegible] છે અને "પ્રભુ દર્શન! પ્રભુ દર્શન!!" [illegible] ભટકે છે પરતુ તેની સામે એવા [illegible] આવે છે, કે તેને ક્યાંય સતોષ થતો નથી.

કોઈ કહે છે, કે—"આવ, [illegible] તને પ્રભુના દર્શન કરાવીશુ" જેની જેની પાસે જાય, તે [illegible] આમ જ કહેવા લાગે છે કોઈ તર્કવાદથી [illegible] દર્શન કરાવવાની હામ ભીડે છે કોઈ તો પૂરી [illegible] વિના જ દર્શન કરાવવાની આશા આપે છે

પરતુ, દરેક તરફથી એમ [illegible] છતા નાસી પાસ થતો નથી અને દર્શનની [illegible] દિવસે ને દિવસે વધતી જાય

[illegible] ની સારી સોબત

માટેના [illegible] પરમાત્માનુ દર્શન [illegible]

મુશ્કેલ છે? તેની તેને ખબી થાય છે છતા તે સુલભ થાય, તે માટે તેની કૃપાના પાત્ર થવાના પ્રયાસો ચાલુ રાખે છે

દશ્ય ૫ મુ

પરમાત્માનું દર્શન શી રીતે થાય? તે ઇચ્છામાથી પરમાત્મા કોણ? ક્યા હશે? તેવી જિજ્ઞાસાવૃત્તિ થાય છે પોતાના શરીરમા આત્મા હોવાની તેને ખાત્રી થાય છે પરતુ તે પરમાત્મા છે? કે નહી? તેનો તેને સશય થાયછે પર આત્માના દર્શનની ભૂખ મારા શરીરને લાગે છે? કે મારા દેહમા રહેલા આત્માને લાગે છે? દરેક પ્રાણીના દેહમા આત્મા હોવાનું નક્કી થવા છતા દરેકના આત્મા સરખા જણાતા નથી

કેટલાક વિષય-કષાયોમા રચ્યાપચ્યા દેખાય છે ત્યારે કેટલાક તે છોડીને તેના ઉપર ઘૃણા કરી કોઇ જુદી જ જાતનું જીવન ગાળતા નજરે પડે છે ત્યારે કેટલાક મહા પુરુષો તરીકે જીવન જીવતા જોવામા આવે છે જુદા જુદા આત્મા ઓની આ તરતમતા જોવામાં આવવાથી, "પોતે કઇ ભૂમિકા ઉપર છે?" તેહ તેને ભાન શરૂ થાય છે અને "ઉપરની ભૂમિકાઓ ઉપર ચડવા માટે શું કરવું?" તેની જિજ્ઞાસા થવા લાગે છે આત્માની જુદી જુદી અવસ્થાઓ તરફ તેનો ખ્યાલ જાય છે

દશ્ય ૬ ઠું

"મારા દેહમા આત્મા છે હું આત્મા છુ દેહ જ આત્મા હોય, તો મડદુ પણ આત્મા હોઈ શકે દેહની

મદદ વિના મારો આત્મા કોઈ પણ બાહ્ય પ્રવૃત્તિ કરી શકતો નથી. માટે દેહમા આત્મા છે પરંતુ, તે દેહ કરતાં જુદો છે"

"હું પણ આત્મા છુ અને પરમાત્મા પણ આત્મા છે તો મારી અને તેની વચ્ચે ફેરફનું કારણ શું? તેની શોધ ચલાવવાની શક્તિ આવેલી હોવાથી, તે શોધ પાછળ પડે છે

પ્રથમ તો શરીરની ચેષ્ટાઓનું પૃથક્કરણ કરે છે, તેમ કરતા, શરીરની ચેષ્ટા સિવાયની પણ ચેષ્ટાઓ તેને માલુમ પડે છે એક થાભલા કે પત્થરની જેમ તેને શરીરની ચેષ્ટાઓ માલુમ પડે છે

પછી લાભાલાભના વિચારથી પ્રવૃત્તિ અને નિવૃત્તિ કરવાની સમજમા ઇંદ્રિયોની પ્રવૃત્તિ થતી તેને ભાસે છે શરીર રસ્તામાં ચાલ્યું જતું હોય છે પરંતુ સામે મોટી આગના ભડકા જોઇ ત્યાથી શરીર પાછુ વળે છે

તેનું પૃથક્કરણ કરતા–ઇંદ્રિયો સાથે સૂક્ષ્મ જ્ઞાનના વાહક શરીરના તંતુઓનું કામ સમજવામા આવે છે અને તેનું મથક મગજમાં જણાય છે મગજ મન સાથે જોડાઇને ઉચિત-અનુચિત સમજીને હુકમો છોડે છે

તેમ છતા, બધુ યે મનનું ધાર્યું થતું નથી આત્માની ઇચ્છા મનનું ધાર્યું કરવાની હોય છે છતાં થતુ નથી તેનુ પૃથક્કરણ કરતા આત્મા અને મનની વચ્ચે કોઈ વિચિત્ર તત્ત્વનો ભાસ થાય છે તેનું નામ કર્મ

આત્માને લાગેલા કર્મો–મન, ઇંદ્રિયો, શરીર વિગેરેની ચેષ્ટાઓ ઉપર અસર કરે છે એટલુ જ નહી, પરંતુ, તે

સર્વની ઉત્પત્તિમા પણ એ જ મદદગાર હોવાનુ લાગે છે તેના વિના કાઈ ન થતુ હોય, એવો ભાસ થાય છે કર્મરહિત આત્માઓની પરિસ્થિતિ અને કર્મ સહિત આત્માઓની પ્રવૃત્તિઓમાં ઘણુ જ અંતર દેખાય છે સકર્મક જીવ કેમ જાણે વિવિધ પ્રકારની રગભૂમિઓ ઉપર વિવિધ પ્રકારના નાચ નાચી રહ્યો હોય પોતાની અને કર્મરહિત પરમાત્માની વચ્ચેનો ભેદ જોવા લાગે છે અને તે ભેદ ભાગવાની તૈયારી કરવા ઇચ્છે છે

## દશ્ય ૭ મુ:

આ દશ્યમા—જેમ સિંહનુ બચ્ચુ સિંહ તરીકે જાહેર થવા માટે સિંહની સોબત શોધતુ હોય, સિંહના ટોળામાં જવા માટે મહેનત કરતુ હોય, તેમ જણાય છે

એટલે જુદા જુદા નામે જુદા જુદા સ્વરૂપે પરમાત્માને શોધી કાઢવાની મહેનત શરૂ કરે છે અને માર્ગની નજીક આવવા સુધી પહોચી જાય છે છતા, હજુ તે ધોરી માર્ગને મળનારી બાજુની કેડી ઉપર જ ચાલી રહ્યો છે ધોરી માર્ગ ઉપર આવી પહોચ્યો નથી માર્ગને મળનારી દૂર દૂરની કેડીઓ ઉપરજ હજુ ભટકતો માલુમ પડે છે અને પરમાત્માના જુદા જુદા નામો ઉપરથી પરમાત્માના સ્વરૂપની ઝાખી કરવાના પ્રયત્નો કરે છે

---

# અંક ૨ જો

## દૃશ્ય ૮ મુ

માર્ગની નજીક આવી પહોંચતા જ જપાટા બધ મોક્ષ માર્ગની ઉચી પીરી સડક-માર્ગ ઉપર ચડી જાય છે ને તેને ખુલ્લી હવા, સ્વચ્છ પાણી, તાજો ખોરાક વિ૦ મળવાની શરૂઆત થાય છે તેની આંખમા દિવ્ય અજન અજાવાથી સામે દૂર દૂર પરમાત્માનો ભવ્ય રાજમહેલ દેખાવા લાગે છે તેનાથી આકર્ષાઇને તે તરફ જવાની જોર તાલાવેલી લાગે છે

પોતે "ક્યા ક્યા ભટક્યો !" તેનુ સિંહાવલોકન કરતા, એ દુર્ગચ્છનીય અવસ્થાઓમા પોતે પસાર થયો, છતા તેની દુર્ગચ્છા આટલી ન આવી, તેનુ તેને હવે આશ્ચર્ય થવા લાગ્યુ, કે-"અહો ! હું આટલો કાળ આટલા આટલા સ્થળોમા ભટક્યો, છતા મને સાચો માર્ગ ત્યા સુધી મળ્યોજ નહી પરતુ, હવે જ માર્ગ મળ્યો. તેમાં હવે ખૂબ વેગથી આગળ વધુ, તો ઠીક "

પરતુ, એ માર્ગમા આગળ વધવુ ક્યા સહેલુ છે ? ભોમીયા વિના, યોગ્ય વાહન વિના આગળ કેમ વધાય ? તેથી ભોમીયા તરીકે સદ્ગુરુ અને યોગ્ય વાહન તરીકે સદ્‌ગુણ્ઠાનો અને મોક્ષમા જવાની પાકી ચીઠી રૂપ પત્રિકા તરીકે ક્ષાયક ચક્રપણુ તેને મળી ગયેલ છે, તેની મદદથી રાજ્યમહેલ તરફ રાજમાર્ગને રસ્તેજ આગળ વધી રહે છે

રાજમાર્ગને અનેક રીતે શણગારતો શણગારતો આગળ વધે છે અનેક પ્રકારની શાસન પ્રભાવનાઓ કરતો કરતો આલુમ

પડે છે જિનમંદિરો બંધાવે છે, તેમાં પ્રતિષ્ઠાઓ કરાવે છે સાધર્મિક વાત્સલ્ય પ્રવર્તાવે છે, સાધર્મિકોમાં અનેક પ્રકારની લ્હાણીઓ કરે છે, ગુરુઓના સામૈયા, દેવના ઉત્સવો વિગેરેમ ઉત્સાહપૂર્વક ધર્મપ્રેમીને ભાગ લેતો, તન, મન, ધન, વચનનો તેમ સાતામાં સાગે ઉપયોગ કરતો જોવામાં આવે છે

## દૃશ્ય ૯ મું

અહિંથી, પરમાત્માના દર્શન, તેમના વચનામૃતોનું શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવાની, ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતાનતાથી પરમાત્મા સાથે તન્મય થવાની ઈચ્છા જાગૃત થાય છે

પતિના વિરહથી ગભરાઈને બેહાલ થઈ ગયેલી કાયર પત્ની જેમ વિરહ સહન કરી શકતી નથી, ત્યારે પતિના વસ્ત્રાભૂષણ, શયરચીતા, વિ૦ પ્રિય વસ્તુઓને જુવે છે, તેને પંપાળે છે, ભેટે છે, તેના મિત્રને, તેની પ્રતિમાને જુવે છે તેની સામે પતિની સાથે વાતચિત કરે, તેમ વાતોચિનો કરે છે ઠપકા આપે છે બોલાવે છે, હસાવવા પ્રયત્ન કરે છે, મશ્કરી કરે છે તે પ્રમાણે પરમાત્માના વિરહથી કાયર ભક્ત તેની પ્રતિમા મારફત પરમાત્મભાવ સાથે સબંધ જોડવાની તાલાવેલીમાં પડે છે પરમાત્માની પાછળ સાચો પાગલ બની તેની પ્રતિમા મારફત તેની ભક્તિમાં લીન થાય છે પોતાના મનોભાવો વ્યક્ત કરે છે, પરમાત્માની પાછળનું એ પાગલ પણું સાક્ષાત પરમાત્મા સાથેના વિયોગની અસહ્ય અવસ્થા વ્યક્ત કરે છે

પોતાના આત્માને પરમાત્મા બનાવવા માટે પોતે પરમાત્મભાવનો અનુભવ કરવા અનેક જિનમદિરો અનેક મહાતીર્થ યાત્રાઓ, ઉત્સવો, વિગેરેની ભૂમિકામાથી પસાર થઇ પરમાત્મભાવ તરફની તાલાવેલી જગાડવાની તક લેતો જોવામા આવે છે

## દૃશ્ય ૧૦ મુ:

સામાન્ય રીતે—આત્મા અન્તરાત્મા અને પરમાત્માની તો તેને સમજ પડી ગઇ છે પરંતુ પોતાનો આત્મા પદાર્થ કેવો છે ? તેના શા શા ગુણો છે ? તેનુ કેવું સ્વરૂપ છે ? તેની વિશેષ સમજ મેળવવાના પ્રયાસોમા પડેલો જીવ આ દૃશ્યમાં જોવામા આવે છે

સત્ શાસ્ત્રોનો આધાર લે છે સત શાસ્ત્રોનો અભ્યાસ કરે રે, સાભળે છે, ગુરુઓના હિતોપદેશ સાભળવા જ્યા સગવડ મળે, ત્યા દોડી જાય છે " માત્ર કાનની ખરજ મટાડવા કઇક સાભળવું એવી ઇચ્છાથી નથી દોડી જતો " પરંતુ, પરમાત્મ ભાવ પ્રાપ્તિની ઇચ્છા, અને તેના સ્વરૂપની જિજ્ઞાસા શાત કરવા દોડી જાય છે

આત્માનુ સ્વરૂપ સમજે છે, પરસ્પર વિરુદ્ધ જણાતા તેના ગુણો સાસમજે છે અને તેનો સાપેક્ષ પરિહાર સમજીને વધારે વ્યવસ્થિત રીતે સમજે છે પ્રત્યક્ષ અનુમાન અને ગુરુ વાક્ય તથા સ્વાનુભવ ઉપરથી તેનુ મનન કરે છે, તેમા તેને મુઝવણ થતી નથી કેમકે-વિવિધ ભગીથી સ્યાદ્ વાદનુ જ્ઞાન મેળવવાની શરૂઆત તેણે કરી હોય છે

એકજ વસ્તુ અનેક સ્વરૂપે કેવી રીતે હોઈ શકે
તથા અનેક વસ્તુઓ પણ એક સ્વરૂપે કેવી રીતે હોય
તેનુ લક્ષ્ય વેધી બાણાવળી ક્ષત્રિયની અદાથી ગુરુ
પાસે બેસીને તે જ્ઞાન મેળવતો, અને આનદ તો લેવામા આ

## દશ્ય ૧૧ મુ

"કોઈ પણ એક વિષયને લગતુ વ્યવસ્થિત જ્ઞાન
વિજ્ઞાન તેવા અનેક-અનત વિજ્ઞાનોના સમૂહરૂપ વિ
જગતનુ જ્ઞાન, તે વિશ્વજ્ઞાન વિશ્વમાના જુદા જુદા વિજ્ઞ
અને વિશ્વ સાથે પોતાના આત્માનો સબધ પો
આત્માનું સ્વરૂપ વિજ્ઞાનોમાના અનેક વિજ્ઞાનો તથા
પોતાના આત્મવિકાસ માટે કયા કયા અને કેવી રીતે
ઉપાદેય અને ઉપેક્ષ્ય છે ? તે જ્ઞાન તે તત્ત્વજ્ઞાન

વિજ્ઞાન અને વિશ્વજ્ઞાન પ્રત્યક્ષાદિક પ્રમાણોથી
જુદા નયોની મદદથી થઇ શકે, પરતુ તત્ત્વજ્ઞાન સ્યાદ્વ
મદદ વિના નજ થઇ શકે સ્યાદ્વાદ એ તત્ત્વજ્ઞાન કર
અનન્ય ચાવી છે સ્યાદ્વાદની મદદ વિના તત્ત્વજ્ઞાન
થાય. અને તત્ત્વજ્ઞાનનો અનન્ય પ્રાણ સ્યાદ્વાદ છે
વાદનું જ્ઞાન વાદવિવાદ કરવા, કે કોઈને વાદમાં હરાવ
પોતાની ડફાશ હાકવા માટે જગતમા અસ્તિત્વ ધ
નથી તે માટે તે મેળવવાનું પણ નથી હોતું પરતુ પો
પરમાત્મ સ્વરૂપ ભાવ અધ્યાત્મ પ્રાપ્ત કરવા માટે સ્યાદ્
જ્ઞાન જરૂરનું છે" એમ સમજીને તેનું જ્ઞાન પ્રાપ્ત કરે

તત્ત્વજ્ઞાન સમજવાની અનન્ય ચાવીરૂપ સ્યાદ્વાદજ્ઞા
રગ જેમ જેમ ચડતો જાય છે તેમ તેમ-

અનેક સ્વરૂપો અને ચિત્રોથી સુશોભિત અધ્યાત્મના વિશાળ અને ભવ્ય રાજમહેલો, તેમા અનેકપાના વિવિધ માર્ગો, તેના સુંદર બાગ બગીચાઓ, સુંદર સુંદર મહેલીઓ, આનંદ પ્રમોદના ઉછળતા ફુવારાઓ તેની નજરે ચડે છે કેમકે-તેની વચ્ચે દૂર દૂર પરમાત્માનો રાજમહેલ દેખાય છે, અને તે તરફ જતા એક સામાન્ય મુસાફરની જેમ દેશવિરતિ આરાધક થઈને તેની મજા માણવા લલચાય છે. તેથી તેને ઉપજતી અનેક પ્રવૃત્તિઓ બીજા સહકારી પાત્રો સાથે માણીને ઠરતો જોવામા આવે છે

## દૃશ્ય ૧૨ મુ

જેમ જેમ તે પરમાત્મ-ભાવની નજીક જતો જાય છે, તેમ તેમ તેને પોતાના આત્મા વિષેની અનેક બાબતની માહિતી ઓ મળવા લાગે છે "પોતાનો આત્મા કર્તા છે સચેતન છે જ્ઞાનમય છે દર્શનમય છે ચારિત્રમય છે નિત્ય છે અનિત્ય છે એકરૂપે છે અનેક પ્રદેશરૂપે અનેક છે પરિણામી છે, સરૂપ છે અરૂપ છે સકર્મ છે અકર્મ છે" વિગેરે વિગેરે, અનેક સ્વરૂપે આત્માની ચેતનાઓ ભાસવા લાગે છે, અને તેથીજ તેમાં જણાતા દોષો દૂર થઈ શકવાની અને ગુણો પ્રાપ્ત કરવામા આગળ વધવાની ખાત્રી થાય છે અને અનેક પ્રસંગોમાં પડે છે બાર વ્રતો ધારણ કરે છે ૧૧ પ્રતિમાઓ વહન કરે છે જંગલમાં ધ્યાનમા સ્થિર રહે છે મહા શ્રાવકના વિવિધ કર્ત વ્યોનો જીવતા અમલ કરે છે શાસનની પ્રભાવનાઓ કરે છે ગુરુ ભક્તિ, ત્યાગ, સયમ, નાના પ્રકાર અભિગ્રહો વિગેરે

વિવિધ રંગભૂમિઓ ઉપર છુટથી મ્હાલે છે અનેક ભવોમા તેને લગતા અનેક સ્વરૂપો ધારણ કરીને આનંદ માને છે

ગંભીરતા, સ્થિરતા, પરમાત્મ સમર્પણતા વિગેરે તત્ત્વ વિજયી યોદ્ધાની માફક આગળને આગળ વધતો તે આત્મા જોવામાં આવે છે

---

# અંક ત્રીજો

## દશ્ય ૧૩ મું.

બસ, હવે તો પરમાત્માનો–પરમાત્મ–ભાવનો રાજ મહેલ નજીક આવી જતો તેને દેખાય છે તેમ છતા, હજુ તે તેના બહારના કિલ્લામા આવે છે અંદરનો કિલ્લો હજુ દૂર છે બહારના કિલ્લામા દાખલ થઈને એકલો અટુલો પણ બહાદુર આત્મા સિંહની ગતિ સમાન ગતિથી નિશંક પણે શૌર્યભર્યા દિલથી બહારના કિલ્લામાં પ્રવેશ કરે છે પર માત્માનો રાજમહેલ નજીક જોઇ તેમાં પ્રવેશવા પૂરતો લલચાય છે અને આનંદસાગરમાં ગરકાવ થાય છે પૂર્ણ ભક્તિભાવથી પરમાત્માના ગુણગાન કરવામાં તલ્લીન થાય છે આટલે સુધી આવી પહોચવાની પોતાની બહાદુરીથી અત્યન્ત ખુશ થઇ પોતાને ધન્ય માને છે પોતે આગળને આગળ ચાલ્યે જાય છે છતા અનેક વિઘ્નો નડવાની ભીતિ અને શંકા તેને થયા કર્યા છે તેથી બચાવવા તેમના મ્હેલ તરફ નજર રાખીને કાલાવાલા કરે છે સાચી ભક્તિ બતાવે છે તેને વિનવે છે કે, "હે પરમાત્મા! હું સાચો રૂપિયો છુ એટે

થી મારી ઉપેક્ષા ન કરશો " એમ ભક્તિમા વિશેષ લીન થાય છે

### દશ્ય ૧૪ મુ:

સાધો હોવા છતા, ભયોની શકાથી આગળને આગળ બ્હીતો બ્હીતો ચાલ્યો જાય છે તેવામા પરમાત્માના મ્હેલ તરફ દોડે છે પણ ત્યા પહોચવુ થોડુક ન્હેલુ છે? તેવામા કોઇક પ્રમાદ, ભુલ, અફલતમા રહેવાથી ચારેય તરફથી "હો! હો!" કરતા જુદા જુદા પ્રમાદ રાક્ષસો તની સામે હથિયારો લઈને દોડી આવે છે

આમ પાદો સાધક હોવાની પરીક્ષા આપવા માટેનો વચ્ચે અખાડો આવે છે

સાધક પૂરો જાગ્રત્ હોવા છતા, નિદ્રા, વિષય વાસના, એ સર્વના ચાર કષાયો, આઠ મદ, અને ચાર વિકથા તથા સમાસખિઓ, બાલબચ્ચાં વિગેરે પરિવાર સાથે નાના મોટા ભવો સામે આવીને ખડા થાય છે અને માર્ગમા રૂકાવટ કરે છે તેઓને છત્યા વિના આગળ વધવું અશક્ય બને છે એ લડાઈ પણ ઘણા ભવો સુધી ચાલે છે, તેમા કઇક પડે છે આખડે છે ઘુઆય છે થાપ ખાય છે વળી જાગે છે પાછ. પડે છે કોઈ તો બિચારા ત્યાથી પાછા વળી જાય છે અસુવિહિત નવા ગચ્છો, નવા મતો, નવા દર્શનો કાઢે છે ને એ છીડેથી પાછા ભાગતા દેખાય છે કોઇ કોઈ તો ખાવાપીવાની લાલચમા કે માત્ર આજીવિકા ચલાવવા માટે તાબેદાર ગુલામ થઈ બેસે છે કોઈ કોઈ તો માન પાનથી લોભાઈને

પાછરે બારણેથી આ માર્ગમાંથી નીકળી જાય છે કોઈ કોઈ
તો શાસ્રના ગુઢ અર્થ કરીને બારી-બાકોરામાંથી નીકળીને
ભાગી છુટે છે આમ અનેક પ્રકારની હેરાન ગતિઓથી
ભાગી છુટે છે કદાચ, એ બહારના કિલ્લાની બહાર પણ કોઈ
કોઈ તો સ્વના ભાગ્યે લાગીને નીકળી આવે છે ઓલવામાં
સમજવામાં અનેક ભૂલો કરે છે કોઈ કોઈ તો એવા ભાગે
છે, કે-માર્ગ પણ ચૂકી જઈને પાછા કેદીઓના માર્ગોમા
આવી જાય છે અને કેટલાક તો કઇક કાળ સુધી ગાઢ
જગલોમા અટવાઈ જાય છે છતા, તેઓના મનમાંથી એકવાર
જે સુદર દશ્ય જોયુ છે, તેની ઝખના જતી નથી ઉડે ઉડે
તેની ઝખના તો રહ્યા કરે છે, તેથી પાછા ત્યાંને ત્યા આવી
લાગે છે આખરે રસ્તામા આનદઘનજી મહારાજ મળે છે
તેની આગળ પોતાની સ્થિતિનું રોતા રોતા વર્ણન કરતા દેખાય છે
આનદઘનજી મહારાજ તેને સ્વસામાર્થ્ય ન ખીલે ત્યાસુધી
જિનાગમ-પ્રવચન-પ્રભુ વચનરૂપી હથિયાર બરાબર પકડી
રાખવાની ભલામણ કરે છે તેમા જરાપણ ગફલત ન થાય
તેની સાવચેતી રાખવા સમજાવે છે કેમકે-તેમા એ
મલ્લોને જીતવાના પ્રબળ ઉપાયો બતાવેલા છે, આગળના
માર્ગની આટીઘુટીમાથી સીધો માર્ગદર્શક નકશો પણ તેમ
દોરેલો છે ક્યા ક્યા ગાળેથી કેવા કેવા બહાદુર ભોમિય
અને વળાવીયારૂપી ગુરુનો સાથ લેવો ? તેની માહિતી પણ
તેમા આપેલી છે એમ સૂત્ર અનુસાર શુદ્ધ ચારિત્રમાં સ્થિ
રહેવાનો સારભૂત ઉપદેશ આપે છે તેના ઉપર દઢ વિશ્વાસ
રાખીને શત્રુ મલ્લોની લાલચમા પડયા વિના આગળ

આગળ વધવા પ્રયાસ કરવાની ભલામણને સ્વીકારી ગફલતમાં ન પડતા સાવચેત થઈ આગળ વધતો જોવામાં આવે છે

## દૃશ્ય ૧૫ મુ

સાવચેતીપૂર્વક દિવ્ય શાસ્ત્રી શસ્ત્રોનો ઉપયોગ કરવામા આવતા શત્રુને જોઈને પેલા મન્ત્રો હતાશ થતા દેખાય છે તેઓ મોમરડીને પોતપોતાને સ્થાને પાછા ફરતા દેખાય છે તેઓએ ઘેરેલા કર્મોની ઝઝીરો તુટવા જેવી થઈ જાય છે કુચ્ચા કુચ્ચા થઇ ગયેલા દોરડાના નબળા બંધનો જેવા કર્મોના બંધનો થઇ જાય છે

બસ, હવે સતત પરિશ્રમથી આગળ દોડવા ગુંજેશ ચલાવે છે આંખમા ગુરુ પ્રવચનનું દિવ્ય અંજન આજે છે તત્ત્વ પ્રીતિનું નિર્મળ શીતળ પાણી પીઇને તાજોમાજો થાય છે પરમાત્તનું ભાતુ સાથે બાધેલુ છે જગદીશની જ્યોતિથી સામે પરમનિધાન પ્રગટ દેખાય છે આનંદ આનંદમાં ગરકાવ છે હૃદયના દિવ્ય ચક્ષુથી મહેલમા બિરાજમાન મેરુ પર્વત સમાન મહિમાવાળા પરમાત્માના દેદાર દેખાવા લાગે છે, સાથે ગુરુ ગમને મદદમા રાખીને પરમાત્માની સામે એવો દોડે છે, એવો દોડે છે, કે ઠેઠ ઢુકડો જઇ પહોંચે છે અને પરમાત્માને પોતાના સાચા પ્રેમની ખાત્રી આપે છે છતા પરમાત્મા સામે જોતા નથી. પાસે ખેચી લેતા નથી એટલે વિનવે છે, કે—

"અહો ! આટલેસુધી આવ્યો છતા પણ પરમાત્મા હજુ મને બોલાવતા યે નથી માત્ર દર્શનજ આપે છે તો. હજી મારામાં —

ખામી લાગે છે હુ તો પરમાત્મા તરફના પ્રેમને લીધે ગાડા ઘેલો થઇને ભેટવા દોડુ છુ પરતુ, હજુ અન્નેયની પ્રીતિ જામતી નથી, તેમની પ્રીતિ વિના મારી એક તરફી પ્રીતિથી શું ? હજુ સામમા ખામી છે પરમાત્મા નીરાગી અને હું હરહિન છે ત્યારે હજુ મારામા મોહના ઝાળા બાજેલાછે તો હવે શુ થાય ? ઠીક છે આટલે સુધી આવ્યો છુ તેથી પણ મને ધન્ય છે" ત્યાથી પાછો ન ફરતા છેવટે નિર્ણય કરે છે, કે—"કાંઈ નહી આજે ભલે આપ મને ન બોલાવો, પરતુ આપના ચરણ કમળ આગળ ભમરાની પેઠે લીન થઈને બેઠો છુ તમો ઘનનામી છો, એટલે તમારુ બિરુદ પળવા પણ મારી સભાળ લેવી પડશે." એવી આશાથી સેવામા લીન થાય છે અને પરમાત્માની નજીક જઇ પહોચવાની ગણી ઉપર આવવા લાગે છે એમ અપ્રમત્ત ભાવના સર્વવિરતિ સાધુપણામાં કેટલાક ભવો પસાર થાય છે.

---

# અંક ૪ થો

## દશ્ય ૧૯ મુ

હવે પરમાત્માનો રાજ મહેલ સામેજ છે કેમકે-તેની નજીક જ આવી પહોચ્યો છે તેના ઉપર ચડવાની તૈયારી કરે છે તેવામા, તેના ઉપર ચડવાની બે નિસરણીઓ સામે દેખાય છે બસ, ધર્મધ્યાન અને શુકલ ધ્યાન ના દોરડ પકડીને-સામર્થ્ય યોગનો ટેકો લઈને એક નિસરણી ઉપર ચડવા લાગે છે પરતુ ભૂલથી કે ઉતાવળથી કે નિર્બળતાથી

ગુરુની વાત ધ્યાનમાં ન રહી, એટલે સરળ અને નજીકની નિસરણી ઉપરથી ચડવાની શરૂઆત કરે છે

જેમ જેમ ચડે છે, તેમ તેમ અનહદ આનંદ મળે છે ધર્માનુષ્ઠાનોના ત્યાગરૂપ ધર્મસન્યાસ કરે છે વિષય,કષાય, નો-કષાય, વિગેરે દબાઈ જાય છે આત્મામા ઠંડક થાય છે આનંદની લહરીઓ ઉઠે છે તરંગો શાંત થાય છે નિર્વિકલ્પતામા પ્રવેશે છે સ્વ-પરનો ભેદ ભૂલાવા માંડે છે દેહ પોષક અને શોષકનો ભેદ ભૂલાઈ જાય છે સડેડાટ સીડી ઉપર ચડ્યે જાય છે આનંદ શાંતિ સમભાવ શમભાવ, વિગેરે સાત્વિક ભાવોનો આનંદઅનુભવાય છે "એ. પરમાત્માની પાસે પહોંચ્યો ! એ પહોંચ્યો" એવો ભાસ થાય છે અને એવો ધ્વનિ સભળાય છે "બસ, હવે હું પરમાત્મા પાસે આ આવી પહોંચ્યો !" એમ આનંદ વિહ્વળ થઈને કૃત-કૃત્યતા અનુભવે છે પોતાની જાતને ધન્ય માને છે અને પોતાની ધન્ય જાતને પોતે પ્રણામ કરે છે શાંતિના સમુદ્રમાં સ્નાન કરે છે

## દૃશ્ય ૧૭ મુ

અરે! પણ આ શુ ? ત્યાંથી ઠેઠ ઉપર જઈને ઠઠડ ભુસ કરતો નીચે પટકાય છે. આ સીડી ઉપર ચડવામા પોતે ભૂલ કરી હતી, તેની તેને સમજ પડી કે-"આ સીડીનું આખુયે ચણતરકામ સાવ કાચુ છે અંદર પોલાણો છે સીડીને કોતરી ખાનારા ભમરા અને ઘૂણો બહાર દેખાતા છતા, અંદર તો હતા જ આ સીડી ઉપર જે ચઢ

તે પડયા વિના રહેજ નહી સીડી ડગવા લાગી કે "કડડ-ભૂસ" નીચે ભાઈસાહેબ ગબડયા

'અરે! પરમાત્મા! પાછા આપને હવે કયારે ભેટીશ? આપથી શી રીતે ચડયા હતા? કાતિલ શત્રુઓથી આપ કેમ બચ્યા હતા? મને બચાવો, બચાવો." એમ ચીસ પાડતો નીચે ગબડે છે

"મને બચાવો, હું મુંઝાઉ છુ સીડી નીચે છુપાયેલા મોહ મહલે લોક માન્યતા અનુસાર કુથુવા જેટલા બારીક મારા મન મારફત મને પટકી નાખ્યો મને તેનું આશ્ચર્ય નથી, પરંતુ, આપની હજુરમાં, આપના મહેલમા આવતા જ મારી આ દશા થાય, તે ખૂબ અસહ્ય છે આપના સાનિધ્યમા મને પછાડી નાંખ્યો, રે! પછાડી નાંખ્યો! મનથી છેતરાયો કાતિલ મનને હું ઓળખી જ ન શકયો. મારા મનમા ફિકિ હતો, કે-એ બિચારુ નપુંસક લિંગી મને પુરુષને શુ કરી શકનાર છે? પરંતુ મારા જેવા કઈક મરદને ધકકે ચડાવે તેવુ એ છે, તેની હવે મને ખાત્રી થઈ તમે તેને શી રીતે હરાવ્યુ? મને વિશ્વાસ બેસતો નથી મારુ મન જીતાડી આપો, તો વાત ખરી માનુ, તો હે પરમાત્મા! હું ભૂલ્યો. હવે, મને સીધો માર્ગ મળે, તેવી કૃપા કરો" આમ વલવલતો, વધુમા વધુ પાચવાર ગબડતો ગબડતો નીચે પડતો નજરે પડે છે

## દૃશ્ય ૧૮ મુ

## સ્વ-સમય સ્થિતિ

ફરીથી ફરતો ફરતો મહેલ સુધી આવી પહોચ્યો ગુરુગમ મજબુત રીતે હાથમા પકડયો. હવે પ્રથમની ઉપશમ

શ્રેણી નામની સીડી પાસે ગયા વિનાજ બીજી ક્ષયકશ્રેણિ નામની સીડી ઉપર થઇને ઉપર ચડવા માંડયો તે એકદમ પરમાત્માના રાજમહેલના ઝરોખાના ઠેઠેઠ સુધી જઇ પહોચ્યો ઓરડામા પ્રવેશ કરવાનુ જ હવે બાકી છે

૧ કુટુબ, કબીલો, માલ મિલ્કત, માન-પાન, રગ-રાગ અહીં સુધી આવતામા છુટી ગયા હતા

૨ વસ્ત્ર, અલકાર, મોજ-શોખ પણ છુટી ગયા હતા.

૩ દેહનુ મમત્વ ધર્મ-પથનુ મમત્વ પણ છુટી ગયુ હતુ

૪ દેવ ગુરુ ધર્મ પરમાત્મા તરફનુ પણ મમત્વ છુટી ગયુ હતુ

૫ પોતાના આત્માના જ્ઞાન દર્શન ચારિત્ર વિગેરે અનત ગુણો તરફની મમતા પણ છુટી જઈ નિર્વિકલ્પ દશા પ્રાપ્ત થઈ ગઇ હતી

૬ પોતાનો આત્મા પણ પોતાને સર્વગુણોમય અભેદ રૂપે-એક રૂપે ભાસવા લાગ્યો અલક્ષ્ય આત્મા લક્ષ્ય થવા લાગ્યો

૭ રાજમહેલના મુખ્ય ઓરડામાથી પરમાત્મ-ભાવની પ્રભાના પ્રાતિભ જ્ઞાન-અનુભવ જ્ઞાન-અરુણોદયના પ્રકાશના કિરણો પોતાની તરફ દોડી આવતા જણાવા લાગ્યા. કેમ જાણે પોતેજ પોતાને પરમાત્મા રૂપ બનતો જોવા લાગ્યો

૮ આત્માનદની અપૂર્વ લહરીઓ આવવા લાગી

૯ સ્વ-સમય-સ્વાત્મ-દ્રવ્યની સર્વ શોભા સર્વ ભભક ખીલી ઉઠી. સ્વમા સ્વસ્થિરતા નિષ્પ્રકપતા પ્રાપ્ત લાગી

૧૦ સિદ્ધભાવ પરમાત્મભાવ પ્રગટ થવાની તૈયારી થઈ રહી.

૧૧ મોહ તો ક્યારનો નાશી જઈ ચૂક્યો હતો પરંતુ તેના મિત્રો જ્ઞાનાવરણીયાદિ પણ હવે ગાંસડા પોટલા બાંધવા લાગ્યા હતા

૧૨ આત્મદ્રવ્ય શિવાય સર્વે પર ભાસવા લાગ્યા હતા. દેવ: ગુરુ ધર્મ પણ પર ભાસવા લાગ્યા બાહ્યની નિમિત્તોથી જાગેલા પોતાના દર્શન જ્ઞાન ચારિત્ર અને તેના નિમિત્તો પણ પર ભાસવા લાગ્યા તે સર્વ પર રૂપે પ્રત્યક્ષ થવા લાગ્યા પર સમય નિવૃત્તિ અને સ્વ સમય સ્થિરતા મોટા પાયા પર થવા લાગી

---

## અંક ૫ મો

### દૃશ્ય ૧૯ મું:

વારવાર દુ:ખ આપનારા ૧૮ દોષોરૂપી પ્રતિમલ્લો એક પછી એક રીસાઈને ગભરાઈને, હતાશ થઈને, જેમ જેમ તક મળતી ગઈ, તેમ તેમ નાશી છુટયા હતા છતાં, અ–સવ સતા, દાનવિઘ્ન, લાભવિઘ્ન, ભોગવિઘ્ન, ઉપભોગવિઘ્ન તથા વિર્યવિઘ્ન, ઈત્યાદિ સાતેક પ્રતિમલ્લો હજુ પાછળ પાછળ ઠેઠ સુધી ચાલ્યા આવતા હતા તેઓ પણ પાછા વળી ગયા તેઓને જણાયું કે-" હવે પરમાત્મા મહારાજા પાસે પહોંચવાની તૈયારીમા આપણો શત્રુ છે, એટલે હવે આપણું કાંઈ ચાલે તેમ નથી" એમ જાણી થતા તેઓ પણ પાછા વળી ગયા

અને એકદમ ધસીને પરમાત્મના રાજમહેલના મુખ્ય ઓરડામાં જ્યાં પ્રવેશ કર્યો, કે જીવને દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયા, અને પોતેજ પોતાને પરમાત્મા સ્વરૂપે જોઈ શક્યો. "હું તેજ પરમાત્મ સ્વરૂપ છે" એમ સમજ્યું

લોકા-ડ-લોકના ત્રણ કાળના સર્વ દ્રવ્ય સર્વ પર્યાય એકી સાથે ભાસી ઉઠ્યા કાંઈપણ બાકી રહ્યુ નહીં

અનંત જ્ઞાન. અનંત દર્શન અનંત ચારિત્ર અનંત વીર્ય વિગેરે અનંત ગુણોનો પ્રકાશ ઝગઝગી ઉઠ્યો.

## દશ્ય ૨૦ મું:

## આત્માની મોક્ષ-યોજના:

ધ્યાતા હતા, તેજ હવે ધ્યેય બની ગયા. સ્વયં ધ્યાન રૂપ નિષ્પ્રકંપરૂપ બની ગયા

એ શાશ્વત મહેલની ઉપરજ દિવ્ય અગાશીમાં સિદ્ધ પરમાત્માઓ બિરાજમાન હતા. તે સ્થાન દિવ્ય. અખંડ અક્ષય અચલ: અરોગ: અનંત અવ્યાબાધ. અપુનરાવૃત્ત હતું તેના ઉપર ચઢવાનું બાકી હતું હજુ મુસાફરી અધુરી હતી. પૂરેપૂરા આનંદના સ્થાનમાં પહોંચવાની તાલાવેલી હતી પરમ નિર્મળ સમાધિની સીડી ઉપર ચઢવાની શરૂઆત કરવા માંડી આત્મામાં તે પ્રકારની લાયકાત હતી જ આત્ર પુરુષાર્થનો અમૂક અંશ હતો તે પણ બાકી હતો નિત્ય પરિણામી આત્મદ્રવ્ય સિવાય સંસાર પ્રાપ્ત થઈ શકેજ નહીં. એકાંત નિત્ય, એકાંત અનિત્ય, જડ, એકાંતમુક્ત, આત્મામાં સંસાર કે મોક્ષ નહીં સમ્યગ્દર્શન પ્રત્યક્ષ થઈ ગયું હતું

## દશ્ય ૨૧ મુ:

### જૈનશાસનની સ્થાપના

તીર્થંકર નામ કર્મની મદદથી જગતના જીવોના કલ્યાણ માટે દિવ્ય સમવસરણમા બીરાજી, અષ્ટપ્રાતિહાર્યયુક્ત થઈ ચોત્રીશ અતિશયો અને પાત્રીશ વાણીના ગુણોથી યુક્ત થઈ -મહાજૈન શાસનની સ્થાપના કરવા માંડી

દેવો, દાનવો આવે છે, સમવસરણ રચાય છે બાર પર્ષદાઓ આવે છે ચૈત્ય વૃક્ષ નીચે સિંહાસન ઉપર પરમાત્મા બિરાજે છે ઉપદેશ વાણી વિસ્તરે છે ગણધરોની સ્થાપના થાય છે ત્રિપદી સભળાવાય છે દ્વાદશાંગીની રચના થાય છે વાસક્ષેપ નાખી અનુજ્ઞા અપાય છે ચતુર્વિધ સઘની સ્થાપના થાય છે શાસન દેવ દેવીની સ્થાપના થાય છે

પ્રભુ દેવચ્છદામા પધારે છે પ્રથમ ગણધરભગવત દેશના આપે છે પર્ષદાઓ પાછી જાય છે પ્રભુ ધર્મ ચક્રની પાછળ પાછળ નવ સુવર્ણ કમલ ઉપર પગ સ્થાપીને ધર્મ શાસ્નની સ્થાપના કરે છે આ દશ્યમાં અનેક ભવ્ય દશ્યો નજરે પડે છે

કોઈ પણ મત, પથ, દર્શન, વિજ્ઞાન, વિશ્વજ્ઞાન, તત્ત્વજ્ઞાન, મર્યાદા, સર્વકાળ-સર્વક્ષેત્રના જીવોને ઉપયોગી વિવિધ માર્ગ દર્શન, મહાધ્યાન, મહાયોગ પ્રક્રિયા, ક્રિયા-અવશ્યક, મહા સાધનાના ઉપાયો, વગેરેથી ભરપૂર અગ પ્રત્યગો સહિત-શાસન તથા તેનુ માર્ગદર્શક પ્રવચનરૂપી કલ્પવૃક્ષની જગતમા સ્થાપના કરી, અનત જીવોને પોતાને રાજમહેલે આવવા માટેનો સગવડથી ભરપૂર આરો બંધાવવા માંડયો

સંસારરૂપી અગાધ અને ભયંકર સમુદ્રમાં–સર્વ સામગ્રીથી ભરપૂર મહાધર્મ વહાણ તૈયાર કરીને તરતું મૂક્યું સમકિતના ઓવારા સાથે તીર્થંકર દેવ અને ગુરુઆજ્ઞાના દોરડાઓથી નાંગરી રાખ્યું

મોક્ષબંદરના મુસાફરો તેમાં બેસીને યથેચ્છ મુસાફરી કરી જુદા જુદા બંદરે ઉતરતા જાય, માલ ભરતા જાય, ને છેવટે મોક્ષબંદરે પહોંચી જાય, તેવું અપ્રતિહત–અપરાભવનીય શાસન વહાણ તૈયાર કરી આપ્યું

## દશ્ય ૨૨ મુઃ

## પરમ-વીતરાગ-દશા

તેની સાથે સાથે વીતરાગ દશા પૂરતી ખીલી ઊઠી, સ્વ–પરનો ભેદ રહ્યો નહીં, મોહ રહ્યો નહીં મુક્તિ સાથેની પ્રીતિ બંધાઈ ગઇ પૂર્ણ વીતરાગતા પ્રાપ્ત થવાના દરેક લક્ષણો જણાઇ ગયા જગત્ જોઇ શકે તેવા ખીલી ઊઠયા

પાછા ફરવાનું જ નહી. સોટચનું સોનું ચમકી ઉઠયું રાજીમતીજીએ પરીક્ષા કરી લીધી, અને પોતે પણ શ્રી નેમિનાથજીની પહેલા વીતરાગ થઇ મોક્ષે પહોંચી ગયા

ધ્યાતાએ ધ્યેયની પહેલા જ સિદ્ધ પરમાત્મા થઇ ફેલાવ ચક્ર યોગ સાધી લીધો મોક્ષ પ્રાપ્ત કરવામાં ગુરુ કે શિષ્ય વીતરાગ કે સરાગ પતિ કે પત્ની પિતા કે પુત્ર વચ્ચેનો કોઇ ક્રમ ટકી શકતો નથી

## દશ્ય ૨૩ મું

## સર્વજ્ઞતા

આત્મારૂપી પારસમણિની સહજ અચિન્ત્ય જ્ઞાન શક્તિ જ એવી છે, કે–જે—

૧ પોતાને પોતાને પણ જ્ઞેય તરીકે બનાવીને તેનું જ્ઞાન કરે છે કેમકે—આત્મામાં જ્ઞાનશક્તિ ન હોય, તો તે આત્મા પોતે પણ પોતાને ન જ જાણી શકે

૨ પોતાના આત્માના જ્ઞાન શિવાયના બીજા પોતાના આત્માના ગુણોને પણ જ્ઞેય તરીકે બનાવી તેનું પણ જ્ઞાન આત્મા કરી શકે છે

૩ પોતાના આત્મા શિવાયના બીજા આત્માઓ, તેના સર્વ ગુણો તેના જ્ઞાનગુણ-વિગેરે ને જ્ઞેય બનાવી તેનું પણ જ્ઞાન આત્મા કરી શકે છે

૪ પોતાના કે બીજા આત્મા આ શિવાયના જડ પદાર્થો, અને તેના ગુણો, સ્વભાવો, તેને પણ જ્ઞેય બનાવી આત્મા તેનું જ્ઞાન કરી શકે છે

૫. એ સર્વ પદાર્થોના માત્ર વર્તમાનકાળના જ્ઞેયોને જ જ્ઞેય બનાવી જાણી શકે છે, એમ નથી. પરંતુ ત્રણેય કાળના જ્ઞેયોને જાણી શકવાની શક્તિ ધરાવે છે

૬ પોતાના આત્માના સર્વ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ ને જ્ઞેય તરીકે પોતાની જ્ઞાનશક્તિથી જાણે છે સાથે સાથે અન્ય જે જે દ્રવ્યઃ ક્ષેત્ર કાળ અને ભાવો ના અભાવ સ્વરૂપ પોતાનો આત્મા છે તે સર્વને પણ જ્ઞેય તરીકે બનાવીને તે જ્ઞાનશક્તિથી જાણે છે

૭ એટલે કે—પોતાના—સ્વદ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ-રૂપ પોતાનું ભાવાત્મક અગુરુ-લઘુપર્યાયની સાથે જ જોડાયલા પર દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ ના અભાવરૂપ પોતાના જે

અભાવાત્મક અગુરુલઘુ પર્યાયોને પણ તેજ જ્ઞાન-શક્તિથી જ્ઞેયરૂપ બનાવીને તેજ એક જ સમયે પણ જાણી શકે છે અને પ્રતિક્ષણે પણ જાણી શકે છે સામાન્ય નાનું પ્રત્યક્ષ ઉપરથી વિશેષ પ્રત્યક્ષ જ્ઞાન કરી શકે છે

આવી વિલક્ષણ-અકલ્પ્ય-ચમત્કારિક સર્વજ્ઞના આત્મા પામે છે આ સર્વજ્ઞતાશક્તિ આત્મમા ન હોય તો વિવિધ પ્રકારનુ અગમ્ય પદાર્થોનુ આત્માને જ્ઞાન થાય છે, તે ન થતું હોત આવો સર્વજ્ઞ આત્મા સકળ છવો, સકળ આત્મા અને સકળ પદાર્થોના ત્રણ કાળના સકળ પર્યાયોની ઉથલ પાથલનુ નાટક પ્રત્યક્ષ સદા જુવે છે

---

## અંક ૬ ટ્ઠો

### દૃશ્ય ૨૪ મું:

### મહાવીરતા

જરૂર જણાય તો સમુદ્ઘાત કરી બાકીના ચારમાના ત્રણ કર્મોના ઘણા અંશો દૂર કરી,

છેવટે, પદ્માસન વાળીને આત્મા બેસી જાય છે મન વચન કાયાની પ્રવૃત્તિ બંધ કરી દે છે શરીર મન અને વચનના અણુએ અણુથી આત્મા તદ્દન છુટવા લાગે છે શરીરની સ્થૂલ તો શું ? પરંતુ સૂક્ષ્મમા સૂક્ષ્મ પણ તમામ પ્રવૃત્તિ બંધ પડવા લાગે છે નસે નસમાથી આત્મા છુટો

પડવા લાગે છે શુક્લ ધ્યાનનો ચોથો પાયો શરૂ થાય છે આત્મામાથી તમામ-થોડા-ઘણા રહેલા હોય, તે પણ સર્વે કર્મો ભાગવા માડે છે તદ્દન કર્મરહિત ચેષ્ટારહિન સ્થિર આત્મા બની જાય છે

આત્માના દરેકે દરેક પ્રદેશોમાથી સ્હેજ પણ ફરક વાનુ બધ થાય છે આત્મા એકદમ પત્થર જેવો સ્થિર બની જાય છે અનત વીર્યમય બની જાય છે અનાદિકાલથી ભોગવેલો સસારભાવ ફરીથી ચોટી ન પડે, માટે તેને દૂર રાખવા માટે અનત વીર્ય સદા જાગ્રત્ રહે છે. જો તે જાગ્રતીમાં જરાક પણ ખામી આવે, તો સસાર ભાવ ચોંટયા વિના રહેજ નહી પણ તેમ કદી બનતું નથી. જો કે શક્તિ ક્રમે ક્રમે ખીલી છે, છતા હવે સપૂર્ણ પ્રાપ્ત થએલી હોવાથી સદા જાગ્રત્ બળ સદાને માટે સસાર અવસ્થાને દૂર રાખે છે પાસે આવી શકે જ નહી તે રીતે અનત વીર્ય વાપરવું પડે છે સપૂર્ણ મહાવીરતા પ્રગટ થાય છે એકદમ જેમ ધનુષ્યમાથી બાણ છુટે, તેમ શરીરમાંથી છુટીને આત્મા સિદ્ધશિલા ઉપર તેજ સ્થાને ઉપરના ભાગમા અનત આત્મ જ્યોતિની જ્યોતિમા જ્યોતિસ્વરૂપ પોતે પણ ભળી જાય છે.



## ભરત-વાક્ય

આલંબન સાધન જે ત્યાગે,
પર-પરિણતિને ભાગે રે
અક્ષય-દર્શન-જ્ઞાન-વૈરાગ્યે
આનંદ-ઘન-પ્રભુ જાગે રે
વીરજીને ચરણે લાગુ
વીરપણુ તે માગુ રે
મિથ્યા મોહ તિમિર ભય ભાગ્યુ
જિત નગારુ વાગ્યુ રે
[ વિશ્વભરમા દિવ્ય વાદ્યો વાગે છે. ]

અનાદિ કાળની પર-પરિણતિ ભાગી જાય છે અનેક આલંબનો લઇ તેને ભગાડવાના ઉપાયો લીધા હતા, તે સઘળા કામ ચલાઉ હતા, ને બધા છુટી જાય છે

સ્વ-પરમાનંદમા આત્મા લીન થાય છે જિત-નગરા ગાજી ઉઠે છે મંગળ ગીત ગવાય છે આના જેવો જગત્મા કયો મહોત્સવ હોઈ શકે ?

વિશ્વભરમાં ચેતના સ્ફુરતી ભાસે છે ત્યાં ગયા પછી આત્મા જડ બની જતો નથી પણ મહાચેતનરૂપે સદા જાગ્રત રહે છે એક ક્ષણ પણ અનંતકાળ સુધીમા એ જાગતી દીવી હતી નથી નહીતરતો પાછી પર-પરિણતિ ક્યાંક ચોંટી જ બેસે. દર્શન જ્ઞાન ચારિત્ર. તપ વીર્ય વિગેરે અનંત ગુણો ઝળકી ઉઠે છે માટે આનંદઘન રૂપ પ્રભુ સદા જાગત

શ્રી ગૌતમ સ્વામિને નમ

# શ્રી આનંદઘન ચોવીશી

સ્તવન ૧ લુ ગાથા-૨

૧ પ્રીત સગાઈ—પ્રીતિ માટે સગાઇ

૨ નિરુપાધિક-સોપાધિક=બાહ્ય સાધનોની અપેક્ષા
રાખવી—બાહ્ય સાધનોની અપેક્ષા રાખતી.

ગાથા ૪ થી

૩ તનતાપ=દેહદાહ, વાસના જન્ય શારીરિક ઉષ્મા

સ્તવન ૨ જી ગાથા ૨

૧ ચરમ-છેલ્લી [ અર્થાન્તર ]—

સ્તવન ૪ શુ ગાથા ૪

૧ ઘાતિ ડુંગર=ઘાતિ કર્મ રૂપી ડુંગર [ અર્થાન્તર

૨ સેગુ=સહ-અનો અપભ્રંશ—

સ્તવન ૬ ઠુ— ગાથા ૫

૧ યુઞ્જન કરણે=આયુજી કરણ—તે કરણ કરીને
આત્મા પરમ પદને પામ્યા, ને એ રીતે જીવાત
પરમાત્મા વચ્ચે અંતર પડ્યુ

સ્તવન ૧૧ મુ ગાથ

૧ લબાસી=વચન માત્ર બોલનાર [ અર્થાંતર ] લપ
ઉપરથી બનેલુ—

સ્તવન ૧૨ મુ. ગાથા-૨ લી

૧ ઘનનામી=મજબૂત નામવાળા-જેનું નામ કોઈ લોપી ન શકે, એવા નામવાળા [ અર્થાંતર ]

૨ પરનામી-નામી-નામનાવાળા—ખ્યાત, પ્રસિદ્ધ, પર ઉત્કૃષ્ટ પરનામી ઉત્કૃષ્ટનામનાવાળા— [અર્થાંતર]

સ્તવન ૧૩ મુ ગાથા ૧ લી

૧ બેટ = બે – અટતિ ઇત બેટ – આકાશ ચારી–ચપલ. અસ્થિર-કહ્યું ન પાળનાર વ્યુત્પત્તિ પ્રમાણે નીકળતો અર્થ

ગાથા ૬ ઠી.

૨ પ શાન્ત-રાગ-રુચિભિઃ ની છાયા

ભ० સ્તો० ગા ૧૨

સ્તવન ૧૪ મુ ગાથા ૩ જી,

૧ ન લાજે ક્રિયાપદ રાખીને અર્થ ઘટાવવો લાજતા નથી

ગાથા ૫ મી

૨ છાર = છો – ચુનાનુ પ્લાસ્ટર તે અતિશે લીસુ હોવાથી તેના ઉપર કરેલુ લીંપણુ ટકતું નથી

[ અર્થાંતર ]

સ્તવન ૧૭ મું ગાથા ૨ જી

૧ સાપખાયે—સાપકરડે = મારવાડમાં કરડવા અર્થમાં ખાય એ શબ્દપ્રયોગ હજુ પણ પ્રચલિત છે સાપ કરડે એમા એના મોમા કાઇ આવતું નથી

[ અર્થાંતર ]

સ્તવન ૨૧ મુ

| | |
|---|---|
| બે પગ— | યોગ ને સાખ્ય |
| બે હાથ— | સૌગત ને મીમાંસક |
| ઉદર— | ચાર્વાક |
| મસ્તક— | જૈન |

આ પ્રમાણે છએય દર્શનોની અંગોમા વ્હેચણ ક
છે તેમા તાત્વિક દૃષ્ટિએ યોગ અને સાખ્યને પગ–ચર
કહ્યા છે પગ ઉપર ઊભા રહેવાય છે, ઉક્ત બન્નેય દર્શનો
વિચારણા –જેટલી વાસ્તવિક છે, તેના ઉપર જ દર્શ
સ્થિર રહે છે એ વિચારણાને જો દૂર કરીએ, તો દર્શ
પગ વગરના–પંગુ બની જાય મીમાંસક અને સૌગ
સચાલન–પ્રવૃત્તિ ઉપર વધુ પડતો ભાર આપનારા છે એ
હાથની ઉપમા બધ બેસતી છે

પેટને પ્રવૃત્તિ કે પરિણામની કાંઈ પડી નથી
દરેક અવયવને ઊચા નીચા કરી મૂકવાનુ કાર્ય તે કરે
ચાર્વાક દર્શનની એ સ્થિતિ છે

ઉત્તમાંગ તરીકે જૈન દર્શન છે

એ પક્ષપાત તરીકે નહિ, પણ વાસ્તવિકપણે–લાગે એવું

સ્તવન ૨૨ મુ ગાથા ૧૦

૧ લક્ષણ સેત–લક્ષણે શ્વેત અર્થાત ઉજ્જ્વળ લક્ષણવા
[અર્થાત

———

# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧ | સંક્ષિપ્ત-વિવેચના | સંક્ષિપ્ત પ્રમોદા નાનની વિવેચના |
| | | | મુક્ત |
| | | | પ્રમોદા |
| ...ક્રમ | ૧ | પ્રમોદા | સગ |
| ૩ | ૧૩ | સ મ | કહીયે |
| | ૫ | કહિયે | ' |
| ૫ | ૭ | " | સમકિત |
| ૬ | ૫ | મમકિત | છતાં તે સાધક |
| ૧૧ | ૨૦ | છતાં તે | આંખો |
| ૧૩ | ૧૧ | આંખે | વિરસા |
| ૧૫ | ૪ | વરસા | કેવળ જ્ઞાનિનો |
| ૧૬ | ૮ | કેવળ જ્ઞાનનો | સંભવનાથ |
| ૨૦ | ૧૧ | સંભવનાથ | અ-રોચક |
| | ૧૭ | આરોચક | પ્રાથમિક ભૂમિકારૂપ |
| " | ૪ | ભૂમિકારૂપ અભય | અ-ભય |
| ૨૧ | | પ્રાથમિક | ત્યારે પાંચમી દૃષ્ટિમાં |
| | ૮ | ત્યારે સમ્યક્ત્વ થાય. | સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે |
| . | | | તથા-રે |
| | ૯ | તાથા રે | તથા-ભવ-પરિણતિ |
| " | ૧૫ | ભવ પરિણતિ | તથાભવ્યત્વ |
| . | ૧૫ | તથા ભવ્યત્વ | તથાભવસ્થિતિ |
| . | ૨૧ | ભવ સ્થિતિ | શાસ્ત્ર |
| ૨૨ | ૧૩ | શાસ | નિજ-મત |
| ૨૩ | / | નિજ-મન- | |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૦ | પૂર્વીના | પૂર્વના |
| | ૨૨ | રમ રૂપ | રસ-રૂપ |
| ૨૪ | ૭ | ચન્દ્રપ્રભુ | ચન્દ્રપ્રભ-પ્રભુ |
| ,, | ૨૩ | સમહિત | સમહિત |
| ,, | ૨૬ | સમ્યગ્ | સમ્યગ્ |
| ૨૫ | ૧ | પુદ્ગલ | પુદ્ગલ |
| ,, | ૩ | જીવનનુ | જીવનુ |
| ,, | ૮ | કાળાનીરે પછી | પછી |
| ,, | ૧૭ | ધામિક | ધાર્મિક |
| ,, | ,, | ચારી સજીવની | ચારિ સજીવની ચાર |
| | ૨૦ | ,, | ,, |
| ૨૬ | ,, | વની પાપ | વની ચાર ન્યાપ |
| ૨૭ | ૨ | ધુર, | ધુર |
| ૨૮ | ૬ | સેવાની | સેવા કરવાની |
| ,, | ૯ | દ્રવ્યથી | દ્રવ્યનિક્ષપાથી |
| ૭ | ૧૫ | પરવ્ર | પરવ્ર |
| ૨૯ | ૨૦ | તે જુદુ જુદુ | તે સૂર્ય અને ચંદ્રના પ્રકાશનુ જુદુ જુદુ |
| ૩૨ | ૨ | અમૃત | અમૃત |
| ,, | ૭ | ખડા છે | ખડા થાય છે |
| ,, | ૧૭ | હે પ્રભો | હે પ્રભો ! |
| ૩૩ | ૧૭ | કાસ | કાઓ |
| ૩૬ | ૧ | ભરપુર | ભરપૂર |
| ૪૪ | ૧૨ | ખુબ | ખૂબ |
| ૪૫ | ૮ | બતવેલ | બતાવેલ |
| ,, | ૧૫ | સ્થિતિરૂપે | સ્થિતિરૂપે |

| | | | |
|---|---|---|---|
| ૪૧ | ૧૧ | તેથ | તથ |
| " | ૨૩ | પુરુષને | પુરુષનો |
| ૪૭ | ૧૦ | સવર | સમર |
| ૪૮ | ૬ | અનુકુળતા | અનુકૂળતા |
| ૫૦ | ૧૦ | પરધાના | પરવાન |
| " | ૧૪ | હૃષ્ટિએ | દૃષ્ટિએ |
| ૫૧ | ૨ | પૂલ | પુલ |
| ૫૩ | ૭ | " | " |
| ૫૪ | ૧૮ | શાસોની | શાસ્ત્રોની |
| " | ૨૩ | સુત્રના | સૂત્રના |
| ૫૫ | ૧ | પકવાન | પકવાન્ન |
| " | ૧ | મિઠાઇ | મીઠાઈ |
| ૫૮ | ૧૧ | સમુચ્છિંમ | સમૂર્ચ્છિમ |
| " | " | પ્રાતભાસ | પ્રતિભાસ |
| ૫૯ | ૮ | વિષ્ણુ | વિષ્ણુ |
| " | ૧૦ | વસે | સેવ |
| " | ૧૧ | વીણુ | વિષ્ણુ |
| ૬૧ | ૬ | પુરવામાં | પૂરવામાં |
| " | ૮ | અને | ભૂત |
| " | ૧૦ | પણ | માટે |
| " | ૨૦ | પામ્યો જણાય | પામ્યો જણાય. એટલે કે—અનંત કાળે મળેલા સદ્ગુરુના યોગનો લાભ ઉઠાવવામાં તત્પર રહેવું |
| ૬૨ | ૬ | થી | ૯ થી |
| " | ૧૪ | પૂજાની | પૂજાના |

| | | | |
|---|---|---|---|
| ૬૪ | ,, | ધુપ | ધૂપ |
| ૬૪ | ૨૩ | ધુપ | ધૂપ |
| ૬૫ | ૧૬ | ઉત્તમ સામગ્રી | ઉત્તમ પ્રકારની ધર્મ સામગ્રી |
| • | ૧૮ | ફુલ | ફૂલ |
| ૬૭ | ૨ | યોગી | ભોગી |
| ,, | ૪ | સ્વય પાલન | સયમ પાલન |
| ૬૭ | ૧૫ | ૭ | ૭ |

प्रतिपत्तिपूजा=अविकलाप्तोपदेशपालना । पुष्पा-ऽमीष स्तोत्र-प्रतिपत्ति-पूजानां यथोत्तर प्राधान्यम् । देशविरतौ चतु-र्विधा सरागसर्वविरतौ तु स्तोत्र-प्रतिपत्ति रूपे द्वे उप शान्त-मोहादौ पूजा-कारके प्रतिपत्तिः । ललितविस्तर उत्तराध्ययन સૂત્રના ૨૫મા સમ્યકૃત્વ પરાક્રમ નામના અધ્યયનમ (અર્થથી) ચાર પ્રકારની પૂજા બતાવી હોવાનું ટબાકાર જ્ઞાનસાગર મહારાજ જણાવે છે

| | | | |
|---|---|---|---|
| ૬૯ | ૮ | હર પ્રકાર | દરેક પ્રકારે |
| ૬૯ | ૧૨ | સગતુ | સગને |
| ૬૯ | ૧૫ | લોકતર | લોકોત્તર |
| ,, | ૨૦ | ત્રણ ભુવનની | ત્રણ ભુવનની ઋદ્ધિનું સમર્પણ કરવાથી પણ ચુનતા જણાય તેવા |
| ૭૦ | ૬ | સમજવા | સમજવાથી |
| ,, | ૮ | મગલીક | માંગલિક |
| ૭૩ | ૧૨ | ઉગ્રતા | ઉગ્ર તાલાવેલી |
| ૭૪ | ૧ | વ | સર્વ |
| ૭૭ | ૧ | ખુબી | ખૂબી |
| ૮૨ | ૧૨ | અનુષ્ઠાન | અધિષ્ઠાન |

| | | | |
|---|---|---|---|
| ૮૩ | ૧૦ | ધ્યાનમ | ધ્યાનમાં |
| ૮૭ | ૧૮ | અધ્યાત્મ | અધ્યાત્મ |
| ૮૮ | ૯ | પુદ્ગલ | પુદ્ગલ |
| ૯૧ | ૨૦ | ચુકે | ચૂકે |
| ૯૨ | ૧૮ | દ્રવ્ય | દ્રવ્ય |
| ૯૬ | ૮ | તીર્થં કદેવ | તીર્થં કરદેવ |
| ૧૦૧ | ૭ | સમ્યકૂત્વ | સમ્યક્ત્વ |
| ૧૦૩ | ૩ | ૨જ | ૨જક |
| ૧૦૪ | ૨ | ૧૨ ગુ | ૧૨ માગુ |
| ૧૦૪ | ૪ | સયો | સયોગિ |
| ૧૦૫ | ૨૦ | અનેકતા | અનેકાંત |
| ૧૦૬ | ૧૦ | નાગરિક | નારકાદિક |
| ૧૦૭ | ૨૦ | જુઠો | જૂઠો |
| | ૧૯ | જપ | જય |
| ૧૧૧ | ૬ | નવત | નિવૃત |
| ૧૧૫ | ૩ | અપ્રમત | અપ્રમત્ત |
| ૧૧૫ | ૧૦ | ક્ષી મોહિલી | ક્ષીણ મોહીના |
| ૧૧૬ | ૮ | લેશ્યથી | શ્લેષથી |
| ,, | ૧૪ | મમ-રહસ્ય | મર્મ-રહસ્ય |
| ૧૨૦ | ૨૧ | માતા – | માતઃ |
| ૧૨૧ | ૨ | માન | માનસ |
| ૧૨૪ | ૧૩ | હોવાવી | હોવાથી |
| ૧૨૯ | ૮ | નિદથી | નિર્દંભી |
| ૧૨૯ | ૧૫ | સ્તિક, | સાત્વિક |
| ૧૩૨ | ૧૧ | ન કારવુ | નકારવુ |
| ૧૩૩ | ૧૨ | ચિહનો | ચિહ્નો |

| | | | |
|---|---|---|---|
| ૧૩૫ | ૧૬ | શાસ્ત્રી | શાસ્ત્ર |
| ૧૩૮ | ૨ | ગણે | સમ ગણે |
| ,, | ૬ | ભજ-જલ | ભવ-જલ |
| ૧૪૦ | ૧૧ | અમીત | અમિત |
| ૧૪૧ | ૧ | વિસ્તાર | વિસ્તર |
| ,, | ૧૯ | કે | તે |
| ૧૪૩ | ૨ | શારીકાદિ | શરીરાદિ |
| ,, | ૧૭ | એમ પ્રભુ-મુખ | એમ " પ્રભુ મુખ |
| ૧૪૪ | ૨૦-૨૧ | કુંથુ જિન મનડું કિમહિ ન બાજે ? હો ! કુંથુજિન | મનડું કિમ હિ ન બાજે ? હો ! કુંથુ જિન । મનડું કિમહિન બાઝે ? |
| ૧૪૫ | ૧ | કિમહુ | કિમહિ |
| | ૨ | બાદાય | બાધ્ય |
| | ૧૦ | ઉપાય | ઉપયોગ |
| ૧૫૧ | ૨૦ | ભલામણ | ભલામણ |
| ૧૫૨ | ૧૮ | પરમાણુઓ | પરમાણુઓ |
| ૧૫૪ | ૧૪ | વૈભાવિસ્વ | વૈભાવિકત્વ |
| ૧૫૭ | ૧ | મુખ્યતાઓ | મુખ્યતાએ |
| , | ૧૪ | આપેક્ષા | અપેક્ષા |
| ૧૬૦ | ૬ | નિશ્ચયથી નયથી | નિશ્ચયનયથી |
| ,, | ૧૯ | શ્રેણિ | શ્રેણિ |
| ૧૬૧ | ૨ | કહે છે | કરે છે |
| ૧૬૨ | ૧૭ | તે | તે છે |
| ૧૬૪ | ૨૨ | જન શાસનને | જૈન શાસનને |
| ૧૬૬ | ૯ | | ; |
| ૧૭૧ | ૧૬ | અને | એને |

| | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | અગર | ઉજાગર |
| | | ફરમાવી | ધુરસાલી (હસ્તલિખિત પત્રમાં પાઠ છે ટબામાં ધુરસ્સાલી-રીસાલી અર્થ લખ્યો છે ) |
| ૧૮૦ | ૨ | દર્શન કરીની | દર્શનકારોની |
| ,, | ૫ | પરમાર્થિક | પારમાર્થિક |
| ૧૮૮ | ૯ | આવી જાય છે | આવી જાય છે, |
| ૧૯૧ | ૧૭ | છું | છે |
| ,, | ૨૧ | અનત ગણો | અનત ગુણો |
| ૧૯૫ | ૧૧ | મિમાંસક | મીમાંસક |
| ૨૦૨ | ૧૦ | લાગતુ | લગતુ |
| ૨૦૮ | ૧ | ધ્યેયોમા | ધ્યેયોમાં |
| ,, | ૯ | અગો | અગો |
| ૨૦૯ | ૨૧ | ધ્યાન | ધ્યાન |
| ૨૧૬ | ૫ | વર્ષદા | પર્ષદા |
| ,, | ૧૨ | તેહ શું ન ચાલે જોર. | તેહશું ચાલે ન જોર. |
| ૨૨૧ | ૨ | લોક | લોગ |
| ૨૪૨ | ૩૧ | શત્રુજય | શત્રુજય |
| ,, | ૧૫ | ,, | ,, |
| ૨૪૬ | ૫ | કુષ્ણાદિક | કૃષ્ણાદિક |
| ૨૪૮ | ૪ | ઉત્કૃષ્ટે વીર્ય નિવેશે ઈત્યાદિ ગાથાને સ્થાને | ઉત્કૃષ્ટિ ક્રિયા નય દેશે યોગ ક્રિયા નવિ પેસે રે દ્રવ્ય તણી ધ્રુવતાને લેશે મૂલ શક્તિ |

| | | | |
|---|---|---|---|
| | | | ન બેસે રે (અર્થ આત્મા જ્યારે ઉત્કૃષ્ટ એટલે શુદ્ધ ક્રિયા નયથી દેશથી ક્રિયા અવ ચા યોગમાં પ્રવેશે છે ત્યારે–મન–વચન અનેકાયાના યોગોન ક્રિયા તેમાં પેસતી નથી અને દ્રવ્ય જે આત્મ દ્રવ્ય તે ધ્રુવ હોવાથ મૂળ શકિત સે માત્ર પણ ખસ નથી. ) (આ પ્રમાણે હ લિખિત પ્રતિના પ પ્રમાણેનો અ થાય છે ) |
| ૨૪૮ | ૨૨ | તે | જે |
| ૨૫૮ | ૧ | વીર્યાન્તરાદિક | વીર્યાન્તરાયાદિક |